શંકર ઈત્યાદિ જપાવે છે એ. પણ કલ્પિત નામ છે. કારણ કે ઈશ્વરનું નામ તો ' કિછ્ન" છે. એ નામરૂપ અને આકારથી રહિત છે. તથાપિ હાથમાં ધનુષ આપીને રામ બનાવ્યા, મોરલી આપીને કૃષ્ણ બનાવ્યા અને ત્રિશુલ આપીને શંકર બનાવ્યા. એ સર્વ જુઠા સ્વાંગ છે તથાપિ સાચાનો બોધ થવા માટે છે. શાસ્ત્રોમાં પણ જુઠાં, કલ્પિત અને બનાવટી દૃષ્ટાંતોનાં પ્રમાણ આપ્યાં છે. જેમ કે—આત્મસેન નામનો રાજા હતો, તેને મનશ્ચંદ્ર નામનો દિવાન હતો જેને સદમતી અને દુર્મતિ નામની બે સ્ત્રીયો હતી, ઈત્યાદિ કલ્પિત નામોથી દૃષ્ટાંત આપ્યાં છે. છતાં સાચાનો બોધ થવા માટે આપ્યાં છે. વસ્તુનું સ્વરૂપ આપના ધ્યાનમાં ઠસાવવા માટે છે. એ નામોની સાથે આપને કોઈ પણ સંબંધ નથી. પણ એ દૃષ્ટાંતના રહસ્યની સાથે આપનો સંબંધ છે. તેવીજ રીતે अ એટલે અખરોટ જુઠો મંત્ર હોવા છતાં સાચાનો બોધ થવા માટે છે. એ નામોની સાથે આપનો કોઈ પણ સંબંધ નથી, પણ એ દૃષ્ટાંતના રહસ્યની સાથે આપનો સંબંધ છે. તેવીજ રીતે अ એટલે અખરોટ જુઠો મંત્ર હોવા છતાં પણ સાચાના બોધને માટે છે. કારણ કે આ દુનિયાની સાકાર વસ્તુઓનું જ્ઞાન થયા વગર નિરાકારનું દર્શન દુર્લભ છે. अ એટલે नहिं. "नहिं" એવી કોઈ વસ્તુ નથી કે બાલકને તેનું દર્શન કરાવીને સમજાવવામા આવે કે આ વસ્તુને "नहिं" કહે છે. એટલા માટે દૃશ્યમાન અખરોટની મૂર્તિનો બોધ આપ્યો. કારણ કે એમ. એ. અને બી. એ સુધીની બધી કોલેજોમાં અને સ્કુલોમાં વ્યવહારિક જ્ઞાન આપવામાં આવે છે અને ચિત્રો બતાવીને દુનિયાની દૃશ્યમાન વસ્તુઓનું જ્ઞાન કરાવવામાં આવે છે.

પ્રિય ભાઈયો ! આપને દૃશ્યમાન સાકાર વસ્તુઓનું જ્ઞાન થઈ ગયું છે તેથી નિરાકાર अ નું દર્શન કોઈ મુસ્કેલ નથી. આજ આપણી અધ્યાત્મિક સ્કુલમાં अ નો સાચો અર્થ "નહિ" નો બોધ કરવામાં આવશે. એ अ કેવો છે ? અરૂપ, અજન્મ, અવિનાશી, અનાદિ, અજર, અમર, અક્ષર ઈત્યાદિ. આ દુનિયાની સર્વ વસ્તુઓનું રૂપ છે, જન્મ છે, મરણ છે, આદિ છે, અંત છે, પણ જે સાચો अ છે એને "કિછ્ન" છે. એ अ પહેલાં પણ હતો, આજ પણ છે અને ભવિષ્યમાં પણ રહેશે. એ સર્વ દુનિયાથી ન્યારો અને એકલો છે. એણે કલ્પના કરી કે "एकोऽहम् बहु स्याम" જે હું એક છું તે અનેક રૂપથી થાઉં તો કંઈ રમત થાય. કારણ કે એકલા ખેલ ખેલવામાં આનંદ આવતો નથી "एकाकि न रम्यते". તેથી પોતાના સ્વરૂપના બાર જ્યોતિર્લિંગ કર્યાં. એ બાર સ્વરૂપ—अ आ इ ई ए ऐ ओ औ अं अः થયાં. એ બારે સ્વરૂપો અલગ દેખાવવાળાં હોવા છતાં એકજ છે. એને સ્વર કહે છે અને એ બધાં દેવેશ્વર अ નાંજ પ્રતિબિંબ છે. જરાક મુખ ખોલીને હૃદયાકાશથી જે શબ્દ કાઢવામાં આવે છે તેને अ કહે છે. મુખ જાસ્તિ ખોલવાથી આ ઉચ્ચાર થાય છે. એવી રીતે ઓઠની જુદી જુદી આકૃતિથી જુદા જુદા ઉચ્ચાર થઇને બાર સ્વર થાય છે. એ બારે સ્વરોની કૉન્ફરન્સે મળીને અક્ષરોની સૃષ્ટિ રચવાનો વિચાર કર્યો અને પ્રસ્તાવ પાસ થઈ ગયો. તેથી જન્માષ્ટમીને દિવસે તાળવું, દાંત અને ઓઠની ઘડિયાલ પર ટકોરા મારવાનું શરૂ કર્યું. જેથી વ્યંજનોનો જન્મ થયો. ક્ ખ્ ગ્ ઘ્ ઙ્ । ચ્ છ્ જ્ ઝ્ ઞ્ । ટ્ ઠ્ ડ્ ઢ્ ણ્ । ત્ થ્ દ્ ધ્ ન્ । પ્ ફ્ બ્ ભ્ મ્ । ય્ ર્ લ્ વ્ શ્ સ્ । ષ્ હ્ । એવા બત્રીસ વ્યંજનો રૂપી દાંત પ્રગટ

થયા. પણ એ બધા મુડદાં હતાં. એમાં જીવરૂપ સ્વર નહોતો, શ્વાસ નહોતો તેથી બધા સ્વરોએ પોતાના બારે સ્વરૂપોથી વ્યંજનોમાં પ્રવેશ કર્યો અને તેમને પોતાના જેવાજ બનાવી દીધા જેથી દરેક વ્યંજનના પણ બાર બાર સ્વરૂપો થયા. ક્+અ=ક, ક+આ=કા ઇત્યાદિ રીત પ્રમાણે બત્રીસે વ્યંજનોનાં બાર બાર સ્વરૂપો થયાં. અને સર્વ મળીને ૩૨×૧૨=૩૮૪ અને ૧૨ સ્વર મળીને ૩૯૬ અક્ષર થયા. એનું નામ અક્ષર એટલા માટે પડ્યું કે—સ્વરનો પ્રથમ અક્ષર अ અને વ્યંજનનો પ્રથમ અક્ષર क તથા છેલ્લો અક્ષર श મળીને अकशः ( આકાશ ) થયું. क्+शः=क्षः તેથી अक्ष થયો. અને अ થી क्षः સુધી સર્વ અક્ષરોને જાણી લીધા ત્યારે ज्ञ ઉત્પન્ન થયો. અને अक्ष ज्ञ એમાં વિસર્ગનો લોપ થઈ "અક્ષર જ્ઞાન" થયું. એ વ્યંજનોની સાથે જ્યાં સુધી સ્વર સંમિલિત છે ત્યાં સુધી એ અક્ષર ( અમર ) છે અને સ્વર નિકળી જવાથી એનું તથા આપણું મૃત્યુ ગણાય છે. આવી રીતે વ્યંજનોની સૃષ્ટિ ઉત્પન્ન થઈ.

( અપૂર્ણ )

# અભેદ પ્રેમ

( લેખક—સિકંદરરાય બાલાભાઈ દેસાઈ )

અસ્મિતામાં પડી રસાસ્વાદનો આનંદ લેનારને 'પ્રેમ' એ વાત સમજવામાં આવે છે તે યથાર્થ છે. એ પ્રેમનો પ્યાલો તે પીધાજ કરે છે, તે ધરાતો નથી તેમ તેને તૃપ્તિ પણ થતી નથી મેં પ્રેમ અનુભવ્યો, મેં અભેદ પ્રાપ્ત કર્યો, એમ તે કહેવાને અસમર્થ છે. કહેનાર તો પ્રેમને પરિમિત બનાવી દે છે, પરિછિન્ન કરે છે કેમકે કહેનાર કહેવાનું ને સાંભળનાર એવા પરિચ્છેદ અથવા તો ભેદ વિના પ્રેમ કહેવાનું બને તેમ નથી અભેદ અનુભવનારથી તો તે કહેવાય એમ છેજ નહિ; યાજ્ઞવલ્ક્યને બ્રહ્મસ્વરૂપ ત્રણવાર પુનઃ પુનઃ પૂછતાં છતાં પણ તેમણે મૌનજ ધારણ કરી રાખ્યું, અને મૌનદ્વારે બ્રહ્મ ભેદનો ઉપદેશ કર્યો તેવું આ અભેદનું પણ સમજવાનું છે માટે પ્રેમનો પ્યાલો નિરંતર પીધા કરવો, એનાથી કોઈ તૃપ્ત થયું નથી, એના વિષે કહેવામાં આનંદ નથી, એનો અનુભવ વિક્ષેપાદિ રહિત થયાં બાદ એજ આનંદ છે

આધિ, માનસિક વ્યથા, રાગ દ્વેષ, ક્રોધ, મોહ, આદિ જે જે અહંવૃત્તિથી ઉપજે છે તે સર્વ આધિમાં સમાવવાનો ઉદ્દેશ છે. વ્યાધિમાં શરીરની બાહ્ય વેદના કે શરીરે હું સુંદર છું ઇત્યાદિ સુખબુદ્ધિ જે પણ અહંવૃત્તિનું દેહ સાથે તાદાત્મ્ય થવાથી ઉપજે છે તેનો સમાસ કરવાનો ઉદ્દેશ છે. અને સ્વવ્યતિરિક્ત એવા જે જે બાહ્ય પદાર્થ સંબંધાદિ સાથે અહંવૃત્તિનું તાદાત્મ્ય થતાં તેને પદાર્થાદિ રાગ દ્વેષના કારણ થઈ આવે છે તે સર્વનો ઉપાધિમાં સમાસ કર્યો છે. આધિ, વ્યાધિ અને ઉપાધિ એ ત્રણેનું કારણ અહંભાવ ને અભિમાન એના વિના બીજું જણાતું નથી, એમ આવી રીતે એ ત્રણેનો અર્થ કરવાથી સ્પષ્ટ થશેજ, તો "હું અભેદ પામ્યો છું" એમ કહેનારનામાં તેજ અભિમાન વૃત્તિનો આવિર્ભાવ છે, અને તેજ આધિ વ્યાધિ ઉપાધિ ત્રણેનો મહાદાવાનલ રૂપ અગ્નિ તેને ઉપજાવનાર, સળગાવનાર છે, દુઃખ ક્લેશાદિનું

નિદાન છે, તો તેનો શા માટે આશ્રય કરવો ? એ અગ્નિ તો સળગી રહ્યોજ છે, ચાલતો જ છે. એમાંથી મુક્ત થઇને અભેદ પ્રાપ્ત કર્યો છે, તો પુનઃ અભિમાન ધારણ કરી, એના એ અગ્નિમાં ઘી હોમવાનું પ્રયોજન નથી. એ અગ્નિનું અતિ સૂક્ષ્મ કારણ જે અભિમાન તેને પણ પ્રેમરૂપી જળથી, બુઝાવી નાખવો ઓલાવી નાંખવો, અભેદ વૃત્તિમાં અહંવૃત્તિનું પ્રવિલાપન કરવું. "હું તે સર્વ અને સર્વ તું" એ રીતે અનુભવ કરવો, અને એમ પ્રેમનો પ્યાલો પીધાં જવો, અભેદના વિવર્ત રૂપે સર્વને સમજી અભેદાનંદમાં વિક્ષેપ થવા ન દેવો—એવા આનંદનો અવધિ નથી. એથી કોને તૃપ્તિ થઈ છે ?

એ નિરવધિ આનંદનો પ્રકાર એવો છે કે જેમ પીવાશે તેમ અધિકાધિક દીપતો ચાલશે, એનું પાન તો નિત્ય ક્ષણે ક્ષણે પીવું; ક્યાં સુધી પીવું ? કે પીતે પીતે પડી જવાય, એનો નશો એવો આવી જાય કે ભાન ભૂલીને પડી જવાય, વૃત્તિ માત્રનો વિલય થઈ જાય, वृत्ति विस्मरणं सम्यक् એ અનુભવ થાય, ત્યાં સુધી પીવું—એ વૃત્તિ વિસ્મરણ થયા છતાં પણ વળી ઉઠાય, ત્યાં સમાધિમાંથી વ્યુત્થાન થાય, તો ઉઠીને પણ પાછું એનું એ પ્રેમપાન પીવા માંડવું ને વળી વૃત્તિ વિસ્મરણ સાધવું-એ પ્રકારે પીતે પીનેજ પરમ પદ જે અવિક્ષિપ્ત અભેદાનંદ તે પામી શકાય છે—અનવધિ આનંદ અનુભવાય છે. એ આનંદથી કોઈ ધરાયું નથી, એનુંજ પાન કર્યાજ કરવું, અહંવૃત્તિમાં પડી વિક્ષેપમાં જવું નહિ पीत्वा पीत्वा पुनः पीत्वा यावत् पतति भूतले। उत्थाय च पुनः पीत्वा पुनर्जन्म न विद्यते॥ આ શ્લોક વામ માર્ગને અનુસરનાર મદ્ય માંસાદિ પંચમકારની ઉપાસના કરનારા પોતાના મદ્યપાનના સૂત્ર રૂપે વારંવાર ઉચ્ચારે છે, પણ તેનો અર્થ ભૌતિક મદ્ય પીવા પરત્વે નથી. કેવલ ભાવગમ્ય જે અભેદ મદ્યનું પાન છે તે પીવા ઉપર છે. વેદાન્ત શાસ્ત્રના પ્રેમ, અભેદ આદિ શબ્દોના સ્થૂલ અર્થ કરવાથી અનાચાર માત્ર ઉદ્ભવે છે. પ્રેમ જ્યાં સુધી કોઈ સ્થૂલ શરીરને અવલંબીને પ્રેમ કહેવાય છે, અભેદ જ્યાં કોઈ વ્યક્તિઓને લક્ષમાં રાખીને મનાય છે ત્યાં સુધી સ્વચ્છંદિતા, અનાચાર, અનીતિ, એ વિના બીજું કશું ઉદ્ભવતું નથી, પ્રેમાદિ નામો પોતાનાં સ્વાર્થનાંજ નામાંતર છે એમ સ્પષ્ટ જણાઈ આવે છે; પણ જે પ્રેમ કોઈ પણ સ્થૂલના ઉપર દૃષ્ટિ કરતો નથી, કેવલ ભાવગમ્યજ છે, ભાવમાંજ પુષ્ટ થાય છે, ને ભાવમાંજ પરિપક્વ થાય છે, તે અભેદનો માર્ગ કરી આપે છે, ને પરમ પદે લઈ જાય છે. ખરી વાત છે કે એ સ્થૂલના સંસર્ગથી પ્રથમે પ્રેમનું સ્વરૂપ આપણને જડે છે, પણ એ પ્રેમ જો સ્થૂલના અભાવે પણ ભાવમાત્રમાં પુષ્ટ ન થઈ શકે, સ્થૂલતા ધીમે ધીમે વીસરી જઈ શુદ્ધ થતો ન જાય, એના દિવ્ય સ્વરૂપમાં જે સ્થૂલ સંબંધરૂપ કચરો ભળેલો હોય તેને ધોઈ નાંખતો ન હોય, તો તે પ્રેમ નથી, એ એક સ્વાર્થ છે, મોહ છે, ભ્રાન્તિ છે. જ્યારે પ્રેમ કેવલ ભાવમય થઈ રહે ત્યારેજ તે એક વ્યક્તિથી બીજી ઉપર, બીજીથી ત્રીજી ઉપર, અને એમ સર્વત્ર સમાન થઈ શકે, અને આર્દ્રતામય, દયામય, સર્વમય, હૃદય રસમાં વિલીન થઈ સ્વભાનને ભુલી, અભેદ અનુભવી શકે—પ્રેમમાંથી સ્થૂલતા કાઢવી, વેદાન્ત વચનોના સ્થૂલ અર્થને મૂકી ભાવરૂપ અર્થ અનુભવવો, એજ આંટી છે, ને એમાંથીજ અભેદનો માર્ગ છે.

આ જગતમાં આપણે જન્મ્યા, જીવ્યા, જન્મ-

પામી ગયે તે પ્રકારે પુષ્ટ થઈ વ્યવહાર કરી નિર્વાહ કરવા લાગ્યા, તેમા સુખ કયે ઠેકાણે દીઠુ ? જે સ્થૂલ વાસનો આશ્રય કર્યો, જ્યા જ્યા સુખ માન્યું, તે તે વાત તો કેવલ અનિત્ય, મિથ્યા નીકળી અને સુખ આવ્યુ નહિ, એવા સુખોનો આશ્રય કરતા તો દેહ દમવાનોજ વખત આવ્યો, શરીરને જાણે હવકા પણ ઓલવાય નહિ તેવા અગ્નિમા દાટીને સીજવવા માડયુ હોય તેવા દુ ખનીજ પ્રાપ્તિ થઈ તો તે પ્રમાણે આપણે દેહને શા માટે દમીએ છીયે ? એનું કારણ એટલુંજ છે કે પ્રેમને આપણે સમજતા નથી માટે દેહ સીઝાય છે આપણે કહીશું કે આપણે તો અનેક સ્થાને પ્રેમ કરીએ છીએ, આપણને પ્રેમ મળતો નથી, પણ એજ ખોટો પ્રેમ છે, એ તો દેહ પાત્રનો પ્રેમ છે, સ્થૂલ કચરાવાળો પ્રેમ છે, એનાથી કદાપિ પણ પીડા અટકતી નથી, જે કેવલ ભાવમય પ્રેમ છે તે અનુભવશો તો આનદ વિના બીજો સ ભવજ નથી એવા પ્રેમ વિના દેહને શા માટે દુ.ખ પમાડો છો ? અહ ભાવથી અભેદાદિ વાતો કરવા છતા સ્થૂલનો સ્પર્શ કરી અભેદ પ્રેમને શા માટે વિકારી કરી નાખો છો ? મૌન રહી એ પ્યાલો પીધા જાઓ, એનાથી કોઈ ધરાતું નથી, જેણે જેણે એ પીધો તે શમીજ ગયા છે

પ્રેમમાથી સ્થૂલતા દૂર થયા છતા સૂક્ષ્મ વિકારો પણ દૂર કરવા માટે વધારે વિચાર કરવાની જરૂર છે પ્રેમમા સ્થૂલતા કદાપિ ન રહે, શરીર સ બધ છૂટે, પણ સૂક્ષ્મ વૃત્તિઓ અહ મમની તે સહેજમા છૂટે નહિ ને તેથી પ્રેમ સાક્ષાત્કાર ન થાય અને "હું" અભેદ પામ્યો' એમ કહેવાની વૃત્તિ થઈ આવે તો મારૂં અને તારૂં એવી સૂક્ષ્મ અહ મમત્વની વાસનાને મુકી દઇને પ્રેમભાવના માત્રમાજ વિલીન થઈ હું પણ પ્રેમ, મારૂં પણ પ્રેમ એવી ભાવનાથી પ્રેમ માત્રજ ગાયા કરવો, એમ કરવાથીજ સૂક્ષ્મ વિકાર પણ નીકળી જશે, કેવલ પ્રેમમયતા અનુભવાશે એવો પ્રેમ ભાવ અનુભવી, એ પ્રેમલતાને વધી, ને પ્રેમ રસ નિર તર ચાટયા કરો એની સીમા નથી, એનાથી તૃપ્તિ નથી એવી રીતે સ્થૂલ, સૂક્ષ્મ ઉભયથી વિરહિત જે પવિત્ર પ્રેમ તેનો પ્યાલો નિરતર પીધા કરો, એવા પવિત્ર પ્રેમમા કશા નિયમો હોતા નથી, એ પ્રેમ અમુક રીતે થાય, અમુક તેનો વિષય કહેવાય, અમુક તેની મર્યાદા કહેવાય, અમુક તેને પ્રતિકૂલ અનુકૂળ કહેવાય, એવા કશા નિયમ એમા હોતા નથી, નિયમો હોવા એ તો ભેદનુંજ પરિણામ છે, પુન પ્રેમને મલિન કરવાનો માર્ગ છે, સ્થૂલ સૂક્ષ્મ મલ પ્રેમમા પુન નાખવા સરખુ છે જ્યા એવા નિયમ છે ત્યા નિ સંશય ભેદ પણ છે, ને જ્યા ભેદ છે ત્યા તો ભેદ માનનારા ભમાયા છે, ભ્રાતિમા પડ્યા છે, દ્વૈતભાવ ધારણ કરી સુખ, દુ ખ રાગદ્વેષાદિ અનેક કષ્ટ પર પરામા તણાયા છે એવા નિયમ, એવા ભેદ, એ કશું આ પ્રેમમા સમજવું નહિ, "હું આ પ્રેમનો અનુભવનાર છું" એમ પણ જાણવું નહિ, અને એ પ્રકારે પવિત્ર પ્રેમના નશાથી ભેદ માત્રનો અત્યત વિલય કરી લેવો, ભેદ માત્ર ટાળી નાખવા, એમ થતાજ આનદ પર પરાનો અનુભવ ઉદય થઈ મીઠો રસ અનુભવાશે.

# અર્જુને યુદ્ધ શા માટે કર્યું?

(લે૦—વકીલ બાલાભાઈ નારણજી બી૦ એ૦)

[અનુસંધાન પૃ૦ ૮૦પથી આગળ]

અર્થાત્ જે કરવું જોઈએ તે કરવા હું ઇચ્છતો નથી તેથી એક પાપ; અને કાંઇ પણ કર્યા વીના કોઇ પણ રહી શકેજ નહી, તેથી હું પણ બીજું કંઈ (સ્વધર્મને છાજે નહીં તેવું કંઈ) પણ કરવાનો, તો તે પણ શાસ્ત્રે મનાઇ કરેલું નિસિદ્ધાચરણ જ હોવાથીબીજું પાપ લાગશે—આમ બેવડું—ડબલ-પાપ કરવા હું તૈયાર થયો છું. અને ખરેખર જો તે બધું પાપજ ગણાય—પાપજ ઠરે—તો પછી પરીણામે હું દુઃખીજ થવાનો એ તો દીવા જેવું સ્પષ્ટ છે. અને દરેક મનુષ્ય તે સમજી શકે તેવી વાત છે, છતાં પાપ કરવાની અને તે કારણે દુઃખી થવાની ઇચ્છા કોણ કરે? કોઈ પણ તેવી ઈચ્છા કરેજ નહીં અને તેવી ઇચ્છા ન કરે એ યોગ્ય અને સયુક્તીક પણ છે. તેમ છતાં પણ મનુષ્ય પ્રાણી પાપાચરણ કરવા શા માટે ઇચ્છા કરતો હશે? એ પ્રશ્ન સંસારનો એક મહાન કોયડો છે. પરંતુ કારણ વીના કાર્ય સંભવતુંજ નથી, ત્યારે અહીં પાપ પ્રવૃત્તિને-પાપાચરણની ઇચ્છાને કંઈ પણ કારણ તો હોવુંજ જોઇએ એ તો ખુલ્લું છે.

આ પ્રમાણે વીચારમાં અર્જુન ચડયો છે અને તેવે સમયે તે અચાનક નીશ્ચય કરે છે કે ભગવાનનો મત ખરો હો કે મારો મત ખરો હો—તો પણ કોઈ પણ મતે પાપ એ એક સર્વ સાધારણ રીતે બને છે એમ નક્કી થાય છે.

ત્યારે હવે પાપ કરવાની મનુષ્ય પ્રાણીની આંતરીક ઇચ્છા નથી, છતાં પણ મનુષ્ય પાપ કરે છે. એનું કારણ મારા જાણવામાં આવતું નથી માટે ભગવાનનેજ પૂછીએ—એમ એવો નીશ્ચય કરીને અર્જુને ભગવાનને પ્રશ્ન કર્યો કે—હે ભગવન્ મનુષ્ય પ્રાણીને પાપ કરવામાં પ્રેરનાર-લગાડનાર દુષ્ટ કોણ છે? અને અર્જુનનો આ પ્રશ્ન એ સંસારના દરેક મનુષ્યનો પ્રશ્ન છે, અને હોવાનોજ, અને એ સવાલનો ઉત્તર—જવાબ પણ દરેક મનુષ્યને જોઇએ છે આવી સ્થતિનો વીચાર કરીને ભગવાને અર્જુનના ઉપરના પ્રશ્નનો ઉત્તર-જવાબગીતા અધ્યાય ૩ શ્લોક ૩૭ થી આપ્યો તે એવો જવાબ કે—હે અર્જુન-રજોગુણથી જેની ઉત્પત્તિ છે, જે મોટા અકશાંતીઓ છે; જે પોતે જાતેજ મહા પાપની મૂર્તી છે. એવો જે કામ—ક્રોધ ઇત્યાદી કે જે મનુષ્યના હૃદયમાં—અંતઃકરણમાં—વીકારોની પરંપરા ઉત્પન્ન કરે છે એજ મનુષ્યનો દુષ્ટ વૈરી અને દુશ્મન છે-શત્રુ છે—અને તેજ તને ત્યા દરેક મનુષ્યને પાપ કરવામાં પ્રેરે છે—લગાડે છે—પાપ કરાવે છે.

એ છ દુશ્મનો—(કામ-ક્રોધ-લોભ-મોહ-મદ-મત્સર—) ની ટોળી એવી બળવાન અને એવી દુષ્ટ છે જે કોઇ એ ટોળાના સપાટામાં અગર તે પૈકી કોઇના સપાટામાં આવી ચડ્યો તે લુંટાયો અને મુવોજ સમજવો. તેમના સપાટામાંથી બચવું બહુ મુશ્કેલ છે.

કામરૂપી શત્રુએ મનુષ્યની જ્ઞાન શક્તીને ઢાંકી દીધી છે. જેમ ધુમાડાથી અગ્ની ઢંકાઇ જાય—

મેલથી અરીસો નીરૂપયોગી થાય અને ઓરથી ગર્ભ ઢંકાયલો હોય તેવીજ રીતે હે અર્જુન આ આ તૃષ્ણારૂપી કામ, જે અગ્નીની પેઠે કદી પણ તૃપ્ત થતો નથી સંતોષ—પામતો નથી તે કામથી તારૂ પણ જ્ઞાન ઢંકાઈ ગયુ છે

આ કામ ક્રોધાદી શત્રુઓ ઈન્દ્રિયો મન અને બુદ્ધીમા રહે છે અને તેમા રહીને જ્ઞાનને ઢાંકે છે તે જીવને મોહ પમાડે છે માટે હે અર્જુન જો તારે તે શત્રુઓથી બચવુ હોય-તેના સપાટામાં આવવુ ન હોય તો પહેલ તો તું તારી ઈંદ્રીયોને વશ કર—ઈંદ્રીયોને કાબુમા રાખ ને પછી દુષ્ટ કામ ક્રોધનો નાશ કર—

એ બધી દુશ્મન ટોળીના કેવા પરાક્રમો છે—એનુ થાણું ક્યા છે—એ દુશ્મનોનો સ્વભાવ કેવો છે—અને તે ટોળીનુ વેર મુખ્યત્વે કોની સાથે છે તે બધી બાબતો ટુંકમા મે તને ઉપર જણાવી માટે હે અર્જુન હવે હું તને એક ચેતવણી આપુ છઉં કે—સર્વ વ્યવસાય એક બાજુ પર પડતો મુકીને પ્રથમ આ દુશ્મન ટોળીનુ નીકંદન કહાડ—તેને ઠાર કર

ઉપર પ્રમાણે તાકીદ આપીનેજ ભગવાન અ' ક્યા નહીં પણ ભગવાને અર્જુનને એમ પણ સમજાવ્યુ કે જો તે દુશ્મન ટોળીનો તું નાશ નહીં કરે તો પછી તારાથી આ સંસારમાં કંઈ પણ શુભ કાર્ય થઈ શકશે નહીં

છતા તને સુઝ ન પડતી હોય કે આ દુશ્મન ટોળીનો કેમ નાશ કરવો તો હું તને રસ્તો બતાવુ કે આત્મ સ્વરૂપને સારી પેઠે જાણી તેનો સાક્ષાત્કાર મેળવી, તે આત્મ સ્વરૂપનો આશ્રય લઈ કામ ક્રોધ વીગેરે છ દુશ્મનની ટોળીનો નાશ કરી શકાય છે માટે તે રીત ગ્રહણ કરીને તું તેને ઠાર કર એ પ્રમાણે આજ્ઞા કરીને ભગવાને ગીતાનો ત્રીજો અધ્યાય પુરો કર્યો છતા પણ ભગવાન અને અર્જુનના ઉપર જણાવેલ સવાલ જવાબોના સંબંધમા કેટલાક વીચારો સ્ફુરે છે તેનો ઉલ્લેખ અત્રે કરવો યોગ્ય થશે

જન્મ મરણ સંબંધે ઉત્પન્ન થનારો શોક આત્મ તત્વજ્ઞાનથી નિવૃત્ત થય છે, અર્થાત્ તે શોકનું મૂળ કારણ આત્મતત્વ વીશેનુ મનુષ્યનું અજ્ઞાન છે અને આ મતલબ સંબંધી અજ્ઞાનમાજ પાપનું મૂળ બીજ છે એટલે મનુષ્યને કોઈ પણ પદાર્થની ઇચ્છા થવાનુ કારણ કે તે તે પદાર્થથી પોતાને સુખ થશે એમ માનીને મનુષ્ય-તે તે પદાર્થ પર પ્રેમ કરવા માંડે છે અને જ્યા જ્યાં સુખનું સ્થળ છે ત્યાં ત્યાં મનુષ્યને પ્રેમ યાને પ્રીતી થાય છે એ તો અનુભવ સીદ્ધ વાત છે તે ધોરણે જોતાં આત્મા જેવી વધારે પ્રીય બીજી કોઈ વસ્તુ નથી મતલબ કે આત્મા ઉપરનો પ્રેમ એ નિરતિશય–નિરૂપમ અને નિર્હેતુક હોય છે આ પ્રમાણેની સ્થીતિ છતા આત્મા એજ નિરતીશય આનંદરૂપ છે, એમ મનુષ્યો શા કારણે નથી માનતા. તેનો જવાબ એટલોજ કે મનુષ્ય ખરી વસ્તુ સ્થીતિ સમજી શકતો નથી આત્મા સંબંધી ખરી વાત કોઈએ તેને સમજાવી નથી અને સમજતો હોય તો સમજ્યા છતાં યાદદાસ્તમાથી નીકળી ગઈ છે તેથી મનુષ્ય આત્મ વિષયમા કેવળ અજ્ઞાની દેખાય છે અને તે અજ્ઞાનને લઈનેજ આત્મા જેવા અત્યંત આનંદમયને આનંદમય જાણી શકાતો નથી અનુભવી શકાતો નથી

મુદ્દો એજ છે કે, આત્મા જ્યારે અવીનાશી છે, ત્યારે તેનાથી મળતું સુખ પણ અવીનાશી છે; અને આ વાત–આ સિદ્ધાંત જેને બરાબર ગળે ઉતરે

તેજ આત્મરત થઈ શકે. અને જે આત્મરત થાય તેને પછી तस्य कार्यं न विद्यते ( અ૦ ૩ શ્લો૦ ૩૭ ) કંઇ પણ કર્તવ્ય—કરવાપણું—રહેતુંજ નથી.

ઉપર પ્રમાણે વીચાર સરણીથી જોતાં—

अर्के चेत् मधुविन्देत किमर्थं पर्वतं व्रजेत्।
એટલે ઘરને ખુણેજ જો મધ મળતું હોય તો પછી પર્વત ઉપર જવાની મહેનત કરવાની શી જરૂર-તેજ ધારણો જોતાં—

જે કંઈ સુખ મનુષ્યને જોઇએ તે તમામ સુખ આત્માની અંદર અક્ષય્યપણે ભરેલું છે પછી સુખ માટે બીજા પદાર્થોની ઇચ્છા કરવાની જરૂરજ નથી. અને જ્યારે બીજા પદાર્થોની ઇચ્છા કરવાની જરૂરજ નથી તો પછી તેવા બીજા પદાર્થો મેળવવા માટે કંઇ પણ પ્રયત્ન કરવાની તો જરૂર હોય જ શાની.

અગાઉ બીજા અધ્યાયમાં ભગવાને સ્થીત-પ્રજ્ઞનાં લક્ષણો વર્ણવેલાં છે તેમાં એક લક્ષણ એવું છે કે જે "ઇચ્છા તજે છે તે સ્થિતપ્રજ્ઞ થાય છે. પરંતુ ઈચ્છા તજવી તે કયા કારણે ? શા આધારે? તેનો જવાબ એટલોજ કે આત્માની અંદરથી જે સુખ મળે છે, તે સુખથી મનુષ્યને સંતોષ-તૃપ્તી અને મનનું સમાધાન થઈ જાય છે, અને તેવી સ્થીતિ પ્રાપ્ત થતાં "ઇચ્છા" પોતાની મેળે છુટી જાય છે. માટેજ આત્મજ્ઞાની પુરૂષ વિષય—અને વાસનાથી રહિત બની શકે છે.

પરંતુ જો પોતાના આત્માની ઓળખાણ પોતાથી થઈ શકે નહી—પોતાના સ્વરૂપને પોતે પીછાણી શકે નહી, તો પછી આત્મા સંબંધી અજ્ઞાનને લઇને—આત્મા શીવાયના બીજા કોઇ પણ પદાર્થની ઇચ્છા થશે અને તેવી અનાત્મીય ઇચ્છાને લીધે તે ઇચ્છા પુરી કરવા માટે પ્રયત્ન-કર્મ અને તે પ્રયત્ન સફળ ન થાય, તે કર્મ ફળ ન આપે, તો તેના પરીણામે દુઃખ ઇત્યાદિની ઘટમાળ શરૂ થશે.

તે તમામનું મુળ કારણ આત્મા સંબંધીનું મનુષ્યનું અજ્ઞાન જ દોષપાત્ર ગણાય અને તેવા અજ્ઞાનરૂપી દોષમાંથી ઇચ્છા ઉત્પન્ન થાય છે તે પણ દોષજ છે. આમ એક દોષમાંથી બીજો દોષ ઉત્પન્ન થાય છે. અને ઇચ્છાની પૂર્તીને કારણે પ્રયત્ન તે પણ ત્રીજો દોષ-અર્થાત અજ્ઞાનમાંથી ઉત્પન્ન થતું કંઈ પણ નિર્દોષ નથી.

સારાંશ એજ કે ઇચ્છા એટલેજ કામ. અને ઇચ્છા પ્રમાણે થયું તો લોભ વધે, અને ઈચ્છા પ્રમાણે ન થયું તો ક્રોધ ઉત્પન્ન થાય. આવી રીતે ષડ્રીપુ, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, એ છ દુશ્મનની ટોળી મનુષ્યના જીવને હમેશાં ઘેરવા તાકે છે. તે છ દુશ્મનોમાં પણ કામ એટલે ઇચ્છા એજ મનુષ્યનો મોટો અને મુખ્ય દુશ્મન છે.

માટે આ સર્વ બાબતો બરાબર ધ્યાનમાં રાખીને તત્વજ્ઞ પુરૂષ આત્મનીષ્ઠ-જ્ઞાનનીષ્ઠ અને નિવૃત્તિ પરાયણ થવા પ્રયત્ન કરે છે. અને તેને એમ જણાય છે કે જાણે સર્વે સુખો આત્મનીષ્ઠ થવામાં આવી ગયાં છે. આવી સ્થીતિમાં आपूर्यमाणमचलप्रतिष्ठं ( અ૦ ૨ શ્લો૦ ૬૯-૭૦ ) માં વર્ણવ્યા પ્રમાણે તેની સ્થીતિ થાય છે.

સારાંશ એજ કે ( કામ ) ઇચ્છા ત્યાગ કર્યા વિના મનુષ્યને શાંતી મળવાની નથી. અને ઇચ્છાનો ત્યાગ એજ પાપનો નાશ. પણ ઇચ્છાનો ત્યાગ એ કેવળ આત્મનીષ્ઠ-આત્માનો આશ્રય કરનારથીજ બની શકે છે. આવી સ્થીતિમાં આત્મરત થવા કોણ ન ઇચ્છે ? सर्वारम्भा हि दोषेण ( અ૦ ૧૮ શ્લો૦ ૪૮ ) એ વચનમાં કહયા પ્રમાણે સર્વ કર્મ-આચારમાં દોષ રહેલોજ છે અને તેવાં કર્મ અને

આચાર માટે વળી પાપપુન્યના વીભાગ મનુષ્યોએ ધારજ્યા છે. આ અંધ પરંપરા—કેવી—કારણ જ્યારે મુળમાંજ કર્મ અને આચાર પોતેજ દોષથી ભરેલા છે તેમા અમુક કર્મ અગર અમુક આચાર પુણ્યમય કે પાપમય એ વીચાર સરણી બરાબર નથી કારણ દોષથી ભરેલ કર્મ અને આચારમાથી પુન્ય કે પાપ નીકળે તે પણ દોષના પટવાળાંજ સમજવા

માટે આ બધામા કેવળ અનર્થંજ સંસારમા ભરેલો છે અને તેવા અનર્થને લક્ષમા લેતા દરેક મનુષ્યે આત્મનીષ્ઠ થવુ એજ અનર્થમાથી નીકળવાનો એકજ માર્ગ છે

ત્રીજો અધ્યાય વીશેષત કર્મયોગના પ્રતિપાદનાર્થે ઉભો થયો પરંતુ તે ત્રીજો અધ્યાય બીચારો પ્રમાણીક અને સત્યવક્તા હોવાથી તેના અંતમા છેવટના ભાગમા છેવટના શ્લોકોમા ત્રીજા અધ્યાયને પણ કહેવુ પડયુ કે આત્માજ એકલો શરણે જવા યોગ્ય છે અને મનુષ્ય આત્માને શરણે જાય ત્યારેજ અવિદ્યા—કામ—કર્મ એ ત્રીપુળથી તેને છુટકારો મળે—

આ રહસ્ય ત્રીજા અધ્યાયે છેવટ છેવટ ખુલ્લું કર્યુ

હવે કર્મ કરવુ જોઇએ તત્ત્વજ્ઞાનીએ પણ કર્મ કરવું જોઇએ ત્યારે અજ્ઞાનીએ તો તે કર્મ જોરશોરથી કરવુ જોઇએ એવો જો ભગવાનનો કર્મયોગનો સીદ્ધાંત હોત—એવું જો કર્મયોગનું રહસ્ય ત્રીજા અધ્યાયનું હોત તો અને અર્જુનને ગળે તે સીદ્ધાંત ઉતર્યો હોત તે તો અર્જુન ત્રીજા અધ્યાયના અંતેજ બોલી દેત કે करिष्ये वचनं तव—અને યુદ્ધ માટે તૈયાર થઈ જાત

આ ત્રીજો અધ્યાય પુરો થતાં પ્રવૃત્તિ નિવૃત્તિ ઉપર સર્વ પ્રકારનો ઉપદેશ પુરો થયેલો ગણાય તેથી બીજુ કંઈ પણ વધારે કહેવાપણું—વધારે ઉપદેશ કરવા-પણું ભગવાનને પણ રહ્યું નહોતું અને કોઈ પણ ગ્રંથ પ્રાચીન પદ્ધતી પ્રમાણે સમાપ્ત કરતી વખતે જે ઉપદેશ પરંપરા અથવા સંપ્રદાય ક્રમ ગ્રંથના પ્રામાણ્ય—રક્ષણાર્થે કહેવો પડે છે—તે શીષ્ટાચાર પણ ભગવાને ત્રીજા અધ્યાયના અંતે કરી લીધો

અને અધ્યાય ૪ ના શ્લોક ૪ માં અર્જુનનો જે પ્રશ્ન છે તેથી સંપ્રદાય સ્મરણ એ ચોથા અધ્યાયના આરંભે કરે છે પરંતુ ખરી રીતે જો અર્જુનનો પ્રશ્ન અધ્યાય ૪ શ્લોક ૪ મા જણાવેલો ન હોત તો ચોથા અધ્યાયના શરૂઆતના ત્રણ શ્લોકનું સંપ્રદાય સ્મરણ એ ત્રીજા અધ્યાયના અંતના છેલ્લા શ્લોકો ગણાત

ચોથા અધ્યાયમાં પણ કર્મયોગ અને જ્ઞાન યોગ એજ વીષય છે. આપણે હવે તે વીષયનો વીચાર કરીશું પણ તેમ કરતા પહેલા એક સાધારણ બાબતનો વીચાર પ્રથમ કરી લઇએ. ચોથા અધ્યાયના પહેલા ત્રણ શ્લોકમા યોગ એ એક શબ્દ આવેલો છે અને તેની પાછળ इमम् એ દર્શક સર્વનામ વપરાએલું છે ભગવાન કહે છે કે આ યોગ મે પ્રથમ સૂર્યને કહ્યો આ વાકમાં ભગવાને "આ યોગ" એવો શબ્દ વાપર્યો છે તે કયા યોગ માટે વાપરેલો હોવો જોઇએ ? એટલે તુરત પાસેના ત્રીજા અધ્યાયમાં કહેલા "કર્મયોગ" માટે તે શબ્દ વાપર્યો છે કે ત્રીજાના પહેલાના બીજા અધ્યાયમાં જણાવેલ 'સાંખ્યયોગ" અને ત્રીજા અધ્યાયમા જણાવેલ "કર્મયોગ" મળી બે પ્રકારના યોગ માટે—ભગવાને "આ યોગ" એવો શબ્દ વાપર્યો છે ? એવો કદાચ કોઇને શંશય થાય તો તેનો ખુલાસો એ છે કે સૂર્ય, મનુ, ઇક્ષ્વાકુ ઇત્યાદી રાજર્ષિઓને ભગવાને જે યોગ કહ્યો હતો તે. પરંતુ તે

કયો યોગ કહ્યો હતો તે જાણવા આપણી પાસે કંઈ સાધન મોજુદ નથી. પરંતુ ભગવાન પોતે કહે છે કે જે પરમ રહસ્ય મેં સૂર્ય મનુ ઇક્ષ્વાકુ—વીગેરે રાજર્ષિઓને કહેલું તેજ રહસ્ય હું તને કહું છઉં.

આ સ્થીતિમાં ભગવાને ચોથા અધ્યાયની શરૂઆત પહેલાં ત્રણ અધ્યાયોમાં અર્જુનને જે જે સંભળાવ્યું છે તે તપાસતાં આપણને એમ પ્રત્યક્ષ દેખાય છે અને તે એ કે—

એક તો "સાંખ્યયોગ" બીજો "કર્મયોગ" એવો બે પ્રકારનો યોગ ભગવાને કહ્યો છે, અને તેવી સ્થીતિમાં ઉપર જણાવેલ સૂર્ય વીગેરે રાજર્ષિઓને પણ તેવોજ યોગ ભગવાને કહેલો હોવો જોઇએ એવો ચોક્કસ અભિપ્રાય આપણે બાંધી શકીએ છીએ. વળી બીજા અધ્યાયને "સાંખ્ય યોગ" એવું નામ જો કે અપાએલું છે તો પણ તે બીજા અધ્યાયમાં પણ "સાંખ્યબુદ્ધિ" 'અને" "કર્મયોગ બુદ્ધી" એવા બે વીષયો ચર્ચાએલા છે. અને ત્રીજા અધ્યાયને "કર્મયોગ" એવી સંજ્ઞા આપવા છતાં તેમાં તો સાંખ્યયોગથી કર્મયોગનો અંત આવે છે એમ દર્શાવેલું છે.

મુદ્દો એજ કે "આ યોગ" એટલે કેવળ કર્મ યોગજ એવો અર્થ લેવાનો નથી પરંતુ કર્મયોગ અને સાંખ્યયોગ એ બન્નેનાં સમુચ્ચયરૂપ તે યોગ એવોજ અર્થ ખરી રીતે સંભવે છે—

लोकेऽस्मिन् द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयाऽनघ।
(અ૦ ૩ શ્લો૦ ૩)

એ વાકયનો વીચાર કરતાં ઉપર જણાવેલ શંકા લેશ માત્ર પણ રહેતી નથી. અર્થાત પૂર્વે ભગવાને જ્ઞાન યોગથી સાંખ્યનીષ્ઠા અને કર્મયોગથી કર્મનિષ્ઠા એવી બે પ્રકારની જે નિષ્ઠા કહેલી છે તેની સાથે इमं विवस्वते (અ૦ ૪ શ્લો૦ ૧) એ શ્લોકનો બરાબર મેળ પડી જાય છે. જો કે આ ચર્ચા એ કંઇ બહુ મહત્વનો ભાગ નથી તેથી આટલેથીજ તે ચર્ચા સમાપ્ત કરીએ છીએ અને હવે આપણે આગળ વીચાર કરીએ.

આ ચોથા અધ્યાયમાં અર્જુનના પ્રશ્ન ઉપરથી ભગવાને પોતાના પરમેશ્વરત્વની અને અવતારીત્વની વાત કહી. અને તેમ કહેતાં કહેતાં સાથે સાથે એમ પણ સૂચન કર્યું કે અગાઉ થઈ ગએલ મુમુક્ષુ પુરૂષો સૂર્ય મનુ-ઇક્ષ્વાકુ ઇત્યાદીએ જેવી રીતે કર્મનું આચરણ કર્યું છે તેવી રીતે વર્તમાન અને ભાવી મુમુક્ષુઓએ પણ કર્મનું આચરણ કરવું જોઇએ અને આવો ઉપદેશ અર્જુનને ૪થા અધ્યાયના ૧૫ માં શ્લોકથી પહેલીજ વાર ભગવાને કર્યો કે—

कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतं।

આ શ્લોકના ભાવાર્થ માટે મહાન વીદ્વાનોએ ઘણીજ વીદ્વતાપૂર્વક ચર્ચા કરી છે તે પૈકી ભગવાન ભાષ્યકાર શ્રીમદ્ આદ્ય શંકરાચાર્યની ચર્ચા જોઇએ. તો ભગવાનનો ખાસ ભારવાચક શબ્દ ઉપરના શ્લોકમાં कुरु कर्मैव "તું કર્મ કર" એવો છે. ભગવાન શંકરાચાર્યે એ શબ્દનો ખુલાસો કરીને એમ જણાવ્યું છે કે આ શબ્દથી શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને એમ સ્પષ્ટ કહ્યુ છે કે હે અર્જુન તું સ્વસ્થ-ચૂપ બેસીશ મા. સંન્યાસ પણ લે જેમાં કર્મજ કર ને કર્મ કરજ. તને આત્મજ્ઞાન ન હોય તો ચિત્ત શુદ્ધિ અર્થે કર્મ કર તું તત્વવેત્તા હો તો લોક સંગ્રહાર્થે કર્મ કર".

(અપૂર્ણ)

# શ્રી મુકુંદરાજકૃત પરમામૃત

( લે૰—વામનરાવ પ્રા૰ પરેશ બી. એ એલ. એલ. બી. ( બોમ્બે ) એલ સી. પી ( લંડન )
એમ. આર. એલ ડી. ( લંડન ) સૉલીસીટર. )

[ અનુસંધાન ગતાંક પૃ૰ ૬૬૯ થી આગળ ]

પ્રકરણ છઠ્ઠું.

કારણ દેહ નિરસન.

ન જાણવું તે જ્ઞાનાભાવ[1],
છે તે મિથ્યા ભ્રમભાવ;
રૂપના સર્વ અવયવ
છાયાને જેમ હોય છે. ૧.

પોતે પોતાનો જ્ઞાતા,
સદૈવ છે સર્વથા;
ન જાણ્યાની અવસ્થા,
કહેનાર નહીં તો ક્યાંથી ? ૨.

પોતે પોતાણે જાણે ખરે,
નહિ અજ્ઞાન તો એ અરે[2] ?
એ અજ્ઞાન અલગ ખરે,
કહો કોણ નિરખે ? ૩.

નથી જાણતો એવું જાણ્યું,
ન-જાણનારે નથી જાણ્યું;
માટે ન જાણ્યુ જેણે જાણ્યું,
તેજ આત્મા. ૪.

પોતાનું જાણવાપણું,
ગ્રહે છે અજાણવાપણું;
તેથી આ ભૂલવાપણું,
થાય છે જેને તેને. ૫.

પોતે પોતાને ના જાણીએ,
તેને અજ્ઞાન એ કહીએ;
અજ્ઞાન જાણ્યું કહેવાએ,[3]
ને અજ્ઞાન ભ્રાંતી ટરે. ૬.

જો જાણીએ અજ્ઞાનને,
તો અજ્ઞાન મિથ્યા બને;
ને પછી જે ઉરે તેને,
કહો જ્ઞાન યા આત્મ પ્રભા. ૭.

પોતાને ન જાણે તે હું,
એ વાત જાણે છે તે તું;
તો કેવળ ન જાણવામાં હું,
ક્યાંથી સમાયો ?[4] ૮.

તું આત્મા સ્વયં પ્રકાશ,
ત્યાં ન જાણવુ એ મિથ્યાભાસ;
તે ટળતાં તુ અવિનાશ,
સ્વતઃ સિદ્ધ. ૯.

---

૧=જ્ઞાન+અભાવ અજ્ઞાન જેને હવે પછી અજાણપણું પણ કહેવામાં આવશે

૨=સહુ પોતપોતાને જાણે છે છતાં અમુક અમુક તે નથી જાણતો ( દા. ત. ઊંઘમાં ચ૮ સુષુપ્તીમાં ) એમ કહે છે તે

૩=એ નથી જાણતા એવી જાણવાને જાણ થાય છે તે જ્ઞાન સ્વરૂપનું જ્ઞાન છે તેથી તે અજાણપણું, અજ્ઞાન મિથ્યા છે

૪=પોતાને નથી જાણતો એ જાણનાર તું જ છે તો તું ન જાણવામાંજ એટલે કેવળ અજાણમાં અજ્ઞાનમાંજ છે એમ શા માટે માનવું ?

એ સર્વને જે જાણે,
પોતાને શું ન તે જાણે ?
જાણવું પણ ન—જાણને,
હોય છે કે નહીં ? ૧૦.
એ અજ્ઞાન છે કારણ,
સ્થૂલ સૂક્ષ્મનાં નક્કી જાણ;
સ્થૂલ સૂક્ષ્મ કાર્ય જાણ,
એ અજ્ઞાનનાં. ૧૧.
સ્થૂલ દેહની જાગૃત સૃષ્ટિ,
સૂક્ષ્મ દેહની સ્વપ્ન સૃષ્ટિ;
કારણની સુષુપ્તી સૃષ્ટિ,
કહીશું સર્વે. ૧૨.
મન પ્રવર્ત ઇંદ્રિય દ્વારે,
બાહ્ય વિષયોમાં વિચરે;
અવસ્થા, જાગૃતી ત્યારે,
જાણવી નક્કી. ૧૩.
અંતરના તે આભાસથી,
મન કલ્પના કરે મથી[5];
સ્વપ્નાવસ્થા ખરી ત્યારથી,
રચાય છે ત્યાં. ૧૪.
પણ બે એ અવસ્થાની તો એ,
જાણ એકની એક એ;
જાણની જવ જાણ જાએ[6],
નવ સુષુપ્તી ઘન અજ્ઞાન. ૧૫.

અજાણજ તે જાણ છે,
પણ ભાવ ઉલટો ધરે છે[7]
અજ્ઞાન વશ પોતે છે,
ના સ્મરે તેથી પોતાને. ૧૬.
પોતે પોતાને વિસરી ગઈ,
ને ભાસ પ્રપંચનો કલ્પતી થઈ,
'હું જીવ' ભૂલે ભટકાઈ,
સુષુપ્તી એ. ૧૭.
ફીટે અજ્ઞાન તે જ્યારે,
પ્રકટ સ્વયંભૂરૂપ ત્યારે;
મિશ્રણ ખાખ થાતાં ઉરે,[8]
જયમ સુવર્ણ શુદ્ધ. ૧૮.
અવસ્થા માત્રના અભિમાનની,
છે વ્યવસ્થા જુદાં નામની[9];
વ્યવસ્થા "પ્રાજ્ઞ" નામની,
કારણ દેહની તેવી છે. ૧૯.

ઇતિ શ્રી કારણ દેહ નિરસન નામ
ષષ્ઠમ પ્રકરણમ્ સંપૂર્ણમ્

---

૫=પ્રયત્ન યા મહેનત કરી.

૬=એ જાણ જ્યારે ઊંઘમાં શાંત થઇ જાય ત્યારે.

૭=જાણ (જ્ઞાન) પોતેજ અજાણ રૂપ ધારણ કરે છે.

૮=જેમ સોનીની ભઠ્ઠીમાં હિણકટ સોનાનો ભેળ (કચરો) બળી જાય એટલે શુદ્ધ સોનું રહે છે તેમ.

૯=જાગૃત તથા સ્વપ્નાવસ્થાના અભિમાની અનુક્રમે વિશ્વ તથા તૈજસ છે તેમ કારણનો અભિમાની 'પ્રાજ્ઞ' છે.



# ભારતીય સ્વધર્મ

( લે૦—શ્રી રૂષિરામજી )

श्रेयान्स्वधर्मो विगुण परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधन श्रेय परधर्मो भयावह ॥

—गी० ३।३५

श्रेयान्स्वधर्मो विगुण. परधर्मात्स्वनुष्ठितात् ।
स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥

—गी० १८।४७

મતલબ કે હર હાલતમા સ્વધર્મનું આચરણ જ શ્રેયસ્કર છે. અહિ સ્વધર્મનો મતલબ કર્તાના "आत्म प्रकाश" સંબંધે છે વાસ્તવિકપણે જોતા તો માનવ સ્વધર્મ સાચો છે પણ નહિ. આ મહાન ધર્મનો પ્રકાશ જો કદાચ આ પૃથ્વી ઉપર ચમક્યો હોય તો તે ભારતનાજ ધર્મક્ષેત્ર, સમષ્ટિ હૃદયાકાશ માજ. શાન્તિ, કાન્તિ, આનંદ, ચેતન, જ્ઞાન, વિજ્ઞાન, સદાચરણ વગેરે તે આત્મ પ્રકાશનાંજ અંગ છે. જેણે ભારતીય હૃદય અને ભૌતિક પ્રકૃતિને બદલીને દિવ્ય બનાવ્યા હતા અને આ શાશ્વત જીવન તથા સૃષ્ટિનેજ સ્વર્ગભૂમિ બનાવી હતી. જ્યાં સુધી મનુષ્યને આત્મ પ્રકાશ—આત્મ જ્ઞાન થતું નથી ત્યા સુધી તે પોતાને શરીર, મન, બુદ્ધિ વગેરે માને છે અને અનંત માયિક આસુરી ધર્મોનેજ સ્વધર્મ માનીને આ જીવન અને આ સૃષ્ટિમા પાળયા કરે છે આધુનિક સૃષ્ટિ, તેના નિયમ કાયદા, તેની શાખાઓ જેટલી ફેલાયલી છે-

अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा
गुणप्रवृद्धा विषयप्रवाला ।
अधश्च मूलान्यनुसंततानि
कर्मानुबन्धीनि मनुष्यलोके ॥

—गी० १५।२

બીજી પણ આ ફેલાયલા આધુનિક અશ્વત્થ ( અ=નહિ+શ્વ=કાલ+ત્થ=સ્થિર=જે કાલ સુધી ન ટકે=અનિત્ય ) વૃક્ષની અનંત શાખાઓ—જુઓ ગીતા અ૦ ૧૬ શ્લોક ૭ થી ૨૨ સુધી

એણે આજ પૃથ્વીમા સર્વત્ર પોતાનો પ્રભાવ ફેલાવી દીધો છે—ભારતના 'आत्मस्वभाव' મા પણ એજ વૃક્ષની શાખાઓ ચંદનના વૃક્ષનીજ પેઠે પોષવામા આવી રહી છે. તેમના ફલ, અને શાખાઓજ તેના જીવનમાં રાજ કરી રહી છે અને તે તેમને ભોગવી રહ્યો છે પરંતુ યોગેશ્વર ભગવાન શ્રી કૃષ્ણ ભારતના સ્વભાવ અને ધર્મમાં તેમની પ્રતિષ્ઠા થવા દેવાનું ચાહતા નથી. તેથી તો તેમણે—

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

—गी० ४।७८

હલકી શ્રેણીનું માયિક જીવન પણ સ્વિકાર કરીને દિવ્ય જન્મ અને કર્મનો સર્વોત્તમ આદર્શ દેખાડ્યો છે તે નથી ચાહતા કે ભારતના દિવ્ય આત્મ સ્વભાવમા આસુરી અને માયિક અજ્ઞાન સૃષ્ટિની પ્રતિષ્ઠા થાય. ભારતની આ જાગૃતિ અને જે કાંઈ ઉન્નતિ તેણે પ્રાપ્ત કરી છે—તેમનીજ શક્તિ અને કૃપા છે આ જાગૃતિ સ્વપ્ન નથી ભારતિય જીવનમાં જેટલું કંઈક—થોડા ઘણા દોષ, ત્રુટિઓ, અપૂર્ણતાઓ, દુ ખમય જીવન આદિ જે કાંઈ—દેખાઈ રહ્યુ છે તેણે સમજવુ જોઈએ કે મારા એ સ્વધર્મ નથી અને એ તો યુગમા પણ છે જ નહિ

સ્વધર્મની મહત્તાને ભૂલી જઇને તેણે પરધર્મજ ગ્રહણ કર્યો છે. જેટલા ખેલ—શાખાઓ જણાઇ રહી છે તે સૌને એણે આજ દ્રષ્ટિથી જોવી પડશે. ચાહે તેમનું બાહ્ય રૂપ સુવર્ણના ઘડા જેવું ચમકતું કેમ ન હોય. પણ તેણે સમજી લેવું જોઇએ કે તે સુવર્ણ પાત્રમાં પણ ઝેરજ ભરેલું છે.

હવે તેણે શું કરવું જોઇએ? ફરીથી આત્મવિકાસ, સ્વધર્મ પ્રાપ્તિ અને ભગવત સૃષ્ટિ નિર્માણ માટે માયિક વિકાસ સૃષ્ટિથી વિરૂદ્ધ માર્ગનું અનુસરણ કરવું જોઇએ અને હૃદયમાં જે અહંકાર રાજ્ય કરી રહ્યો છે કે મારીજ શક્તિ, જ્ઞાન આદિથી આ સર્વ થયું છે તેનો ત્યાગ કરી ભગવાન શ્રી કૃષ્ણનો યોગ સાધન અહિંથીજ પ્રારંભ કરવો જોઇએ. જ્યાંથી કે અર્જુને અહંકારનો ત્યાગ કરીને પ્રારંભ કર્યો—

कार्पण्यदोषोपहतस्वभावः
पृच्छामि त्वां धर्मसंमूढचेताः ।
यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे
शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥
—गी० २।७

સમગ્ર અહંકારનો ત્યાગ કરી માનવ હૃદયવિહારી પરમ ગુરૂનાએ ગુરૂ ભગવાનનું શિષ્યત્વ ગ્રહણ કરવાને માટે સર્વાંગથી હૃદય ખુલ્લું કરી દેવું જોઇએ અને યોગેશ્વર ભગવાનના યોગમાં ભાગ લેવો જોઇએ—આત્મજ્ઞાન અને તેના સ્વભાવોનેજ જીવનમાં સ્થાન આપવું જોઇએ.

આજ સુધી જે જીવન સ્વધર્મરૂપે માનીને મોહ સૃષ્ટિનું પોષણ, નિર્માણ કરવામાં આવ્યું છે, ભગવાનના આત્મજ્ઞાન વિષયક ઉપદેશથી તેને ભૂલી જવું પડશે. હવે "मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः। राक्षसीमासुरीं" પ્રકૃતિનો આશ્રય નહિં આશ્રય નહિ ગ્રહણ કરવો જોઇએ.

ભગવાનની કડક વાણી—

न मां दुष्कृतिनो मूढाः प्रपद्यन्ते नराधमाः ।
माययापहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥
—गी० ७।१५

સાંભળીને, જલદીમાં જલદી તેમની શરણાંગતિ ગ્રહણ કરીને, તેમના અધ્યાત્મ યોગ અને પ્રકાશને પ્રાપ્ત કરી તેમની મહતી ઇચ્છા પૂર્ણ કરવી જોઇએ, કેમકે તે સિવાય તે ( માનવ શિષ્ય ) અર્જુન સદા તેમનો સુહૃદ સાથી હોવા છતાં પણ તેમને. ન ઓળખી શક્યો. ( જુઓ ગી૦ અ૦ ૧૧।૪૧, ૪૨ ) ન તો તેનું સાધન પણ પ્રારંભ કરી શક્યો.

न रूपमस्येह तथोपलभ्यते
नान्तो न चादिर्न च संप्रतिष्ठा ।
अश्वत्थमेनं सुविरूढमूल-
मसङ्गशस्त्रेण दृढेन छित्त्वा ॥
—गी० १५।३

જેનું યથાર્થ રૂપ જોવામાં નથી પ્રાપ્ત થતું, જેના આદિ, મધ્ય અને અંતનો પત્તો નથી લાગતો, તે બહુ નીચે ઘણે ઉંડે સુધી ગયેલા અશ્વત્થ વૃક્ષનાં મૂળને કાપવાનું દૃઢ અસંગ ( અસહયોગ ) કઠણ શસ્ત્ર ભગવાન આપી ગયા છે. તેમનેજ અપનાવી ગીતાની સાચી સાધનાઓનું આધ્યાત્મિક જીવનમાં સંગઠન કરી બ્રહ્મસાક્ષાત્કાર કરવો તથા આ આસુરી સૃષ્ટિનો અંત લાવીને ઇશ્વરી સૃષ્ટિનેજ તેની અંદર ખેંચી આણવી જોઇએ. ભગવાનની મહા શક્તિઓ, તેમનું યૌગિક કર્મ કૌશલ અહંકાર માત્રનો નાશ કર્યા વગર રહેશે નહિ.

सर्वधर्मान परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥
—गी० १८।६६

પરંતુ—

"मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ।
यदहंकारमाश्रित्य न श्रोष्यसि विनंक्ष्यसि ॥"

ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

# કળિયુગમાં ભક્તિ માહાત્મ્ય

( લે૦—શ્રી વાસુદેવજી શાસ્ત્રી તૈલંગ, પુ૦ વે૦ વિશારદ )

કળિનાં સર્વોત્કૃષ્ટ આદ્ય દસ હજાર વર્ષોમાં ત્રિવિધ ભક્તોની ઉત્પત્તિ થાય છે તેમાં પ્રથમ તેઓ છે જે કર્મણા, મનસા, વાચા પ્રભુભક્તિમાં તલ્લીન રહે છે બીજા તેઓ છે જે કુળ પર પરાથી પ્રાપ્ત ભગવદ્ ધર્મનું પરિપાલન કરતા ચાલ્યા આવે છે અને ત્રીજા તેઓ છે કે જે સદ્‌ગુરુના વાક્યો ઉપર વિશ્વાસ રાખીને ભગવદ્ ધર્મમાં સમ્મિલિત થઈ જાય છે તેથી ભગવદીયતાને કારણે આ ત્રણ પ્રકારના ભક્તો ઉપર કળિનો પ્રભાવ પડતો નથી જે જીવ ભગવાનનો આશ્રય ન લઈને કળિના કુચક્રોમાં ફસાઈ જાય છે, તે અનંત કાળ પર્યંત નરકનું દુઃખ ભોગવે છે તેમનો ઉદ્ધાર ઈશ્વર કૃપાકટાક્ષ વગર થઈ શકતો નથી એટલા માટે શાસ્ત્રાજ્ઞા છે કે—

कृते यद्ध्यायतो विष्णुं त्रेतायां यजतो मखैः ।
कलौ तद्धरिकीर्तनात् ॥ कलर्दोषनिधे ॥

એટલાજ માટે તો મહાપ્રભુ શ્રી વલ્લભાચાર્યજીએ કહ્યું છે—

सर्वमार्गेषु नष्टेषु कलौ कृष्ण एव गतिर्मम ।

વેદશાસ્ત્રાનુસાર જીવોને ભક્તિ દ્વારા કલ્યાણ માર્ગ પર આરૂઢ કરાવવા માટે શ્રી વલ્લભાચાર્યજી આદિ વિભૂતિયો દ્વારા જે ભક્તિ માર્ગની વિજય પતાકા ફરકાવવામાં આવી, એવો સ્વર્ણ સમય આગાઉ કદિ પણ પ્રાપ્ત થયો નહોતો, કળિમાં તો આવો સર્વોત્તમ ભક્તિ માટે અનુકૂળ સમય કદિ આવ્યો નથી અને આવશે નહિ

યજ્ઞ યાગ, જપ, તપ, યોગ, સમાધિ આદિના અનુષ્ઠાનની વસ્તુઓ કળિ દૂષિત થઈ જવાથી, અર્થાત્ વેદ વિહિત પદાર્થ યથાયોગ્ય નહિ મળવાથી એટલે કે એ સૌના અપક્વ બની જવાથી હવે એકમાત્ર સરળ સાધ્ય ભક્તિજ કલ્યાણ માર્ગનું સાધન રહી જાય છે એટલે એવા વિકટ સમયમાં શ્રી હરિનો આશ્રયજ લૌકિક પારલૌકિક ફળદાતા સિદ્ધ થઈ જાય છે

આ પ્રકારે આ યુગમાં જો ભક્તિજ એક પરમ પુરૂષાર્થ સાધન માનવામાં આવ્યું, તો વૈદિક વર્ણાશ્રમ ધર્મનું આચરણ નહિ કરનારા ભક્તોને શાસ્ત્રોક્ત પ્રાયશ્ચિત લાગે છે કે નહિ, અગર લાગે છે તો ભક્તિની પરમ પુરૂષાર્થતા શું રહી અને નથી લાગતું તો તેનું કારણ શું, ઈત્યાદિ જ્યારે શંકા ઉઠે છે, તો તેનું સમાધાન વેદ, ગીતા, ભાગવત, વ્યાસ સૂત્ર આદિ ચતુષ્ટય પ્રમાણોના સિદ્ધાન્તોનો વિચાર કરવાથી સહેજે પ્રાપ્ત થઈ જાય છે એનો નિર્ણય સર્વ શાસ્ત્ર સંદેહવારક શ્રી ભાગવતના એકાદશ સ્કંધના અધ્યાય પાંચમા કર્યો છે—

देवर्षिभूताप्तनृणां पितॄणां
न किङ्करो नायमृणी च राजन् ।
सर्वात्मना यः शरणं शरण्यं
गतो मुकुन्दं परिहृत्य कर्तम् ॥

જે મનુષ્ય સર્વાત્મ ભાવથી સર્વ પરિત્યાગ પૂર્વક શરણાગત વત્સલ ભગવાનનું શરણ સ્વિકારે છે, તેને માટે કોઈ પણ લૌકિક વૈદિક કર્મ કરવાનું બાકી રહી જતું નથી, તે મનુષ્ય દેવ, ઋષિ, પિતા આદિ કોઈનો ઋણી રહેતો નથી કેમકે સર્વ મુળભૂત શ્રી ભગવાનના પ્રસન્ન થવાથી તેમના અંશરૂપ સમસ્ત દેવ આદિ પ્રસન્ન થઈ જાય છે

શાસ્ત્રોમાં કહ્યું છે—

'न तस्य कार्यं करणं च विद्यते।'

'नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन॥'

જ્ઞાનનિષ્ટ પરમભક્ત કહે છે—

संध्यावन्दन भद्रमस्तु भवते भो स्नान तुभ्यं नमः।
हे देवाः पितरश्च तर्पणविधौ नाहं क्षमः क्षम्यताम्॥
यत्र क्वापि निषद्य यादवकुलोत्तंसस्य कंसद्विषः।
स्मारं स्मारमघं हरामि तदलं मन्ये किमन्येन मे॥

વેદમાં જે કાંઈ છે, વેદ જેનું પ્રતિપાદન કરે છે કે 'अस्तीत्येवोपलब्धव्य' અને જ્યારે તે અચિન્ત્ય ઇશ્વર અમને સર્વત્ર મળી રહ્યા છે અર્થાત્ "सर्वं खल्विदं ब्रह्म" આ પરમ વાક્યની યથાર્થતા અનુભવી રહ્યા છીએ, તો પછી લૌકિક વૈદિક માર્ગની શું મતલબ

यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके।
तावान् सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः॥

જો એ ચાર માઇલ ઉપર ચારે તરફ સ્વચ્છ, મીઠું પાણી ભરપૂર ભરાએલું છે તો પછી દોરી લોટો લઈને કુવો શોધવા નીકળે એવો કોણ હોય એવીજ ભક્તની દશા પણ સમજવી.

यदि श्रीगोकुलाधीशो धृतः सर्वात्मना हृदि।
ततः किमपरं ब्रूहि लौकिकैर्वैदिकैरपि॥

શ્રી ભગવાન કહે છે—

तावत्कर्माणि कुर्वीत न निर्विद्येत यावता।
मत्कथाश्रवणादौ वा श्रद्धा यावन्न जायते॥

અર્થાત્ ભગવત્ કથાના શ્રવણ, મનન આદિ દ્વારા શ્રદ્ધા ઉત્પન્ન થયા પછી જ્યાં સુધી પૂરેપૂરી લોક વિરક્તિ ન આવી જાય, ત્યાં સુધીજ ભક્તિ (અને લોક વિરક્તિ) ના અધિકારીને લૌકિક વૈદિક કાર્યોની આવશ્યકતા છે, પૂર્ણ ભક્ત કે પૂર્ણ વિરક્ત થઈ ગયા પછી મનુષ્યને કોઇ બંધન રહેતું નથી.

ભાગવતના—

ज्ञाननिष्ठो विरक्तो वा मद्भक्तो वानपेक्षकः।
सलिङ्गानाश्रमांस्त्यक्त्वा चरेदविधिगोचरः॥

ઇત્યાદિ શાસ્ત્ર વચનોથી સિદ્ધ છે કે પૂર્ણ ભક્તને જ્યારે કોઈ પ્રકારનું બંધન નથી તો પછી તેને કર્મ ન કરવાનો પ્રત્યવાય પણ લાગી શકતો નથી. અગર એવા કોઈ દોષ આવે પણ છે તો તેઓ તેનું ભગવદ્ ઇચ્છાજ કારણ માને છે. જેમ ગીતામાં—'ईश्वरः सर्वभूतानां……' 'तमेव शरणं गच्छ…'। અહિં ભગવાન સમજ્યા કે અર્જુન કંઈ બીજાજ ઇશ્વરને ન માની બેસે તેથી ફરીથી કહે છે કે—मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु सर्वधर्मान् परित्यज्य मामेकं''અને એથી આગળ.

'अपिचेत्सुदुराचारो' भजते मां……'

આ શાસ્ત્ર વચનોની સંગતિથી એજ તાત્પર્ય નીકળે છે કે ભગવદ્ ભક્ત શાસ્ત્ર મર્યાદા વિરૂદ્ધ કદિપણ આચરણ કરતા નથી અગર ભગવદ્ પ્રેરણાથી કોઇ નિષિદ્ધ કર્મ થઈ પણ જાય છે તો તેનો દોષ તેમને લાગતો નથી. ભગવાન તેને સર્વથા નિવૃત્ત કરી નાખે છે.

આ શાસ્ત્રીય સિદ્ધાન્તથી કળિયુગમાં ભક્તિની મુખ્યતા, અને સર્વ સુલભતા તથા ફળદાયકતા સિદ્ધ થઈ જાય છે. કેમકે—

भक्त्या कृष्णः पुरःस्थितः
भक्तिद्रोहकरा ये च ते सीदन्ति जगत्त्रये।



# આશ્રમ ધર્મ અને બ્રહ્મચર્ય

(લે૦—મનુભાઈ)

સૃષ્ટિની ઉત્પત્તિ વખતે બ્રહ્માએ પાંચ માનસ પુત્રોનું સર્જન કર્યું તેમાંના ચારે નિવૃત્તિ માર્ગ લીધો ને એક જણે પ્રવૃત્તિ માર્ગ સ્વીકાર્યો નિવૃત્તિ માર્ગ લેનારા ચાર માનસ પુત્રો, સનક, સનંદ, સનાતન અને સનતકુમાર બાલ્યકાળમાંજ સંસારનો ત્યાગ કરી વનવાસી થઈ આત્મચિંતન કરવા લાગ્યા. પ્રવૃત્તિ માર્ગને પસંદ કરનાર મનુએ સંસારને સંભાળ્યો તેના વેલાથી આ આખું યાવત્ જગત–વિસ્તરેલું છે

સંસારમાં પ્રવૃત્તિ કરતા છતાં મનુષ્ય સુખ, શાંતિ ને આબાદી અનુભવે અને અંતે પરમ પદ મેળવે તે માટે આપણા પૂર્વજોએ સર્વજ્ઞ બુદ્ધિથી વિચારી, ઘણાજ અનુભવ અને ગૂઢ ચિંતન પછી સંસારની ઉન્નતિ માટે ચાર આશ્રમ ધર્મની વ્યવસ્થા કરેલી આથી ચોવીસ વર્ષના કાળ દરમિઆન આર્ય સંતાનો તત્વદૃષ્ટા અને પૂજનીય ગુરૂની પાસે રહી જીવનના પાયાનું ઘડતર કરતા. પવિત્ર વાતાવરણ, એકાંતિક જીવન અને બ્રહ્મચર્યના પ્રતાપથીજ બાળકો વિવેકી, શરીર અને મનથી તંદુરસ્ત, કુશાગ્ર બુદ્ધિવાળા અને આત્મિક ઉન્નતિની ઝંખના કરનારા મહાન તેજસ્વી થતા. આ ચોવીસ વર્ષના કાળને "બ્રહ્મચર્ય આશ્રમ" એવું નામ આપ્યું હતું જ્યારે આ આશ્રમની બધી ક્રીયાઓનું પૂર્ણ રીતે પાલન કરી, બ્રહ્મચર્યની કઠણ પરીક્ષામાંથી પાસ થતો ત્યારે તે ગૃહસ્થ ધર્મનો અધિકારી બનતો પ્રથમના આશ્રમમાં પ્રાપ્ત કરેલા વિવેક અને વૈરાગ્યથી, બ્રહ્મપ્રાપ્તિનો નિરંતર ખ્યાલ રાખી તે યુવક ગૃહસ્થ ધર્મનું પાલન કરતો. આ આશ્રમ પૂર્ણ કર્યા પછી વાનપ્રસ્થ આશ્રમમાં પ્રવેશ થતો અને સમ્યક પ્રકારથી ત્યાગની તૈયારી કરતો આ તૈયારી પૂરી થતા સંન્યાસ આશ્રમની દીક્ષા ગ્રહણ કરી, દેહાભિમાન સહીત બાહ્ય વસ્તુઓનો પરિત્યાગ કરી મનુષ્ય પરમાત્મામાં લીન થતો

પરંતુ આજની દશા એથી ઉલટી છે કાળ અને રાજ્યોના પરિવર્તનથી એ પ્રાચીન પ્રથા નાશ પામી અને ચાપના લીસોટારૂપે રહેલી છે ઘરમાં મોટી ઉમરના માણસોના જીવન વિષયી, વિલાસી અને દાંભિક હોવાથી બાળકો ગર્ભમાંથીજ કળીની વિદ્યા શીખે છે, કુદરતી સૌંદર્ય અને નિર્દોષ બાળ ક્રીડા ખેલવાને બદલે કુચારી અને દંભિક વાતા વરણમાં સપડાય છે આમ મોટી ઉમરે જોવામાં આવતું ભ્રષ્ટમતિનું બીજારોપણ બાલ્યકાળમાં થાય છે, અને મોટા થતા શારીરિક–માનસિક સંપત્તિને ગુમાવી નિર્બળ સ્વાર્થી ને ગુલામી માનસ મેળવે છે આ દુઃખ ને યાતનામાંથી, આત્યન્તિક નિવૃત્તિ માટે, આપણે આપણી પૂર્વ પ્રથા ઊપર ગયા વિના છૂટકોજ નથી આપણે આજ જઈએ કે કાલ જઈએ એનો આધાર આપણી ઊપર રહે છે પણ જવાનું તો ચોક્કસ છે જ

હવે આપણે બ્રહ્મચર્ય, એનું પાલન અને એના લાભ લાભ વિષે વિચાર કરીએ બ્રહ્મચર્યના પાલન વડે દેવો મૃત્યુને જીતી શક્યા હતા કે બ્રહ્મચર્ય પાલન એટલે વીર્ય રક્ષા શુક્ર એ શરીરનો રાજા છે નીચેનો શ્લોક વીર્યની કીંમત આંકે છે —

मरणम् विन्दुपातेन जीवनं विन्दुधारणात्।<br>
तस्मादतिप्रयत्नेन कुरुत विन्दुधारणम्॥

અર્થ—બિન્દુ એટલે શુક્ર ( વીર્ય ) એના પતનથી મૃત્યુ છે, એના ધારણથીજ જીવન છે. તો પ્રયત્નપૂર્વક વીર્યનું સંયમન કરવું જોઇએ.

આપણે જે ખોરાક ખાઇએ છીએ તેમાંથી રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા, અને શુક્ર એવી સાત ધાતુઓ ઉત્પન્ન થાય છે. આ સાતે ધાતુઓનું સારરૂપ તત્વ તે "ઓજસ" છે આ ઓજસ તત્વ જીવનનો આધાર છે. આથી માણસમાં ઉત્સાહ, પ્રતિભા, ધૈર્ય, લાવણ્ય અને સુકુમારતા રહે છે. ઉપર જણાવ્યા મુજબ ખોરાકનું સૌથી પ્રથમ પરિણામ રસ થાય છે, રસમાંથી રૂધિર, રૂધિરમાંથી માંસ, માંસમાંથી મેદ, મેદમાંથી અસ્થિ, અસ્થિમાંથી મજ્જા અને મજ્જામાંથી સાતમો પદાર્થ તે વીર્ય થાય છે. ખોરાકનું સારતત્વ તે વીર્ય છે, તે તેજ બની શરીરના અણુએ અણુમાં ચમકે છે.

એક ધાતુ પચ્યા પછી બીજી ધાતુ બનવા માટે પાંચ દિવસ લાગે છે. સાર તત્વ શરીરમાં રહે છે અને પાચનની હરેક ક્રિયામાંથી નીકળેલો નકામો ભાગ મળ, મૂત્ર, પરસેવો, મેલ, નખ, વાળ, વિગેરે રૂપમાં બહાર નીકળે છે. વીર્ય બન્યા પછી ધાતુનું પાચન અટકી જાય છે. આ પ્રમાણે રસથી માંડીને વીર્ય બનતાં પ્રત્યેકમાં પાંચ દિવસ લાગે છે તો છ ધાતુઓનું પાચન થઈ વીર્ય બનતાં એક માસ લાગે. આજે ખાધેલો ખોરાક ૩૦ દિવસે વીર્ય બનવાનો. પાકા એક મણ ખોરાકનું એક શેર લોહી બને છે. એક શેર લોહીમાંથી બે તોલા શુક્ર થાય છે. દરરોજ એક માણસ પાકો એક શેર ખોરાક ખાય તો એક માસમાં ૩૦ શેર ખોરાક ખાઇ શકે. ઉપરના હીસાબ પ્રમાણે ૩૦ શેર ખોરાકનું ૧½ તોલો વીર્ય બને. હવે ધ્યાનમાં રાખવું જોઇએ કે એકજ વખતના સ્ત્રી-સહવાસમાં ૧½ તોલાથી તો ઓછું વીર્ય-પતન થતું નથી. આ પ્રમાણે પુરૂષ અગર સ્ત્રી, સંયમ ન રાખે, અને એક મહીનાની કમાણી એક ક્ષણમાં વેડફે અગર પ્રતિદિન વેડફવાનો પ્રયત્ન કરે તો તેનું દેવાળું નીકળવાને શું વાર લાગે? જીવનનો મુખ્ય આધાર વીર્ય છે. જેમ શેરડીમાં ગોળ અને દુધમાં ઘી વ્યાપક છે તેમ શરીરમાં વીર્ય વ્યાપક છે. જેવી રીતે દુધમાંથી માખણ કાઢવા માટે દુધને અથવા તેનું દહીં કરીને વલોવવું પડે છે અને શેરડીમાંથી રસ કાઢવા શેરડીને નીચોવવી પડે છે તેવીજ રીતે વીર્યના એક બિન્દુ માટે આખા શરીરને વલોવવું પડે છે. ઘી કાઢયા પછી, દુધ સત્વહીન થાય છે ને રસ કાઢયા પછી શેરડી કુચા બની જાય છે તે પ્રમાણે શરીરમાંથી વીર્યનું પતન થતાં શરીર સત્વ વગરનું, નિસ્તેજ, ઢીલું, કમજોર ને કઠોર બને છે, નાડિઓ શિથિલ થાય છે અને મુખારવિંદ ઉદાસીન બને છે. આથી દીર્ઘાયુષ અને શારીરિક તંદુરસ્તિ માટે બ્રહ્મચર્ય એજ સાચું સાધન છે.

હરેક પતિ પોતાની પત્ની તરફથી શુદ્ધ પ્રેમ અને ચારિત્ર્યની ઝંખના કરતો હશે. શુદ્ધ પ્રેમ, ઊંચું ચારિત્ર્ય અને ઐક્ય સંયમથીજ પ્રાપ્ત થાય છે. આ માર્ગ મૂકીને પુરૂષ સ્ત્રીની સાથે ભોગની દ્રષ્ટિથીજ વિલાસ કરશે તો પત્ની પણ વીલાસી અને વિષયીજ થશે. તેમનું ઐક્ય ભોગમાંજ પરિણમશે. અંતે ભોગ એજ પતિ અને ભોગ એજ પત્ની એવા પ્રકારના સંબંધથી જોડાયલાં તેઓ વ્યભિચારી વૃત્તિવાળાં થશે. સમાજમાં થતાં વૃદ્ધ લગ્નો તેનો સારો દાખલો પુરો પાડે છે એક પત્નીના મૃત્યુ પછી બીજી પત્ની સાથેનું લગ્ન તેને ભોગ ન કહીએ તો બીજી શી ઉપમા લાગે. આવા ભોગથી ટેવાયલા મનુષ્યો પોતાનું, કુટુંબનું, તેમજ

સમાજનું અકલ્યાણ કરી આ પ્રકારમાંજ અદ્રશ્ય થાય છે પતિના ખોટા આચરણથી ઇન્દ્રિય સુખ ઇચ્છનારી પત્ની પણ લોક-લજ્જાએ થોડા દિવસ ખુણામાં રહ્યા બાદ ભૂતકાળમાં વિલાસ માટે ટેવાયલી વૃત્તિઓને આરામ આપવા માટે શક્ય એટલા બધાજ પ્રયત્નો કરશે પરિણામ દુર્દશા સિવાય બીજું શું હોઈ શકે ! મિત્રો ! સંયમી જીવનજ એક બીજાનો શુદ્ધ પ્રેમ મેળવી શકે છે

ગૃહસ્થને સંતતિ માટે સ્ત્રી સહવાસ કરવાની છુટ આપણાં શાસ્ત્રો આપે છે એ છુટ માટે પણ નિયમો છે એ નિયમોનું પાલન કરવાથી સુપ્રજા પ્રાપ્ત થાય છે

षोडशर्तुं निशा स्त्रीणां तस्मिन्युग्मासु संविशन् ।
ब्रह्मचर्येण पर्वण्याऽऽद्याश्चतस्रश्च वर्जयेत् ॥
— याज्ञवल्क्य

ભાવાર્થ—સ્ત્રીના રજોદર્શનથી સોળ રાત્રી સુધીના સમયને ઋતુકાળ કહ્યો છે તેમાં પ્રથમના ચાર દિવસ અને અમાસ, આઠમ, પૂનમ, અને ચૌદશ એ પર્વણીઓનો ત્યાગ કરીને પુરૂષે સ્વકીય સ્ત્રીનો તે ઋતુકાળની યુગ્મ (બેકી) રાત્રી વિષે સંગ કરવો એ પ્રમાણે વર્તનાર ગૃહસ્થ પૂર્ણ બ્રહ્મચારી કહેવાય છે (પૂર્ણ બ. ઊત)

अमावास्याष्टमी चैव पौर्णमासी चतुर्दशी ।
ब्रह्मचारी भवेन्नित्यमप्यृतौ स्नातको द्विज ॥—मनु०

ભાવાર્થ—અમાવસ્યા, આઠમ, પૂનમ, અને ચૌદશ, એટલા દિવસો ત્યાગ કરી જે સ્નાતક દ્વિજ ઋતુકાળે સ્ત્રી-સંગ કરે છે તે નિત્ય અસ્ખલિત બ્રહ્મચારી કહેવાય છે

युग्मासु पुत्रा जायन्ते स्त्रियोऽयुग्मासु रात्रिषु ।
तस्माद्युग्मासु पुत्रार्थी संविशेदार्तवे स्त्रियम् ॥
—मनुस्मृति

એ ઋતુકાળમાં નિષેધની રાત્રિઓ ત્યજી છઠ્ઠી, આઠમી, દશમી, બારમી, ચૌદમી અને સોળમી એ યુગ્મ (બેકીની) રાત્રી વિષે અભિગમન કરવાથી પુત્રો ઉત્પન્ન થાય છે અને પાંચમી, સાતમી, નવમી, અગિયારમી, તેરમી અને પંદરમી એ અયુગ્મ (એકીની) રાત્રિ વિષે પુત્રિઓ ઉત્પન્ન થાય છે માટે પુત્રની અપેક્ષાવાળાએ (બેકીની રાત્રીમાંજ) સ્ત્રી-સંગ કરવો

સ્ત્રી ઋતુમતિ થાય તેના પ્રથમ દિવસથી આશરે ૧૨ થી ૧૪ દિવસ સુધીના અરસામાં રજો ગોલ બીજ કોષમાંથી બહાર નીકળી બીજ વાહક નલી કામાંથી ગર્ભાશય આવી જાય છે તે કાળ દરમિઆન ગર્ભાશય મુખ ખુલ્લું રહે છે આ કાળ દરમીઆનજ સ્ત્રી ગર્ભધારણ કરી શકે છે એમ હાલના વિજ્ઞાન શાસ્ત્રીઓ મત ધરાવે છે. પ્રાચીન ઋષિ મુનીઓના ને હાલના વિજ્ઞાન શાસ્ત્રીઓના મતમાં ઘણીજ સામ્યતા છે આ ઋતુકાળ સિવાયના દિવસોમાં સ્ત્રી-સહવાસ કરવો એ પાપ છે

રજસ્વળા સ્ત્રી સાથે સહવાસ કરવો એ યોગ્ય નથી. એ સિવાય આશ્લેષા મઘા, મૂળ, કૃતિકા, જ્યેષ્ઠ, રેવતી, ઉત્તરા ભાદ્રપદ, ઉત્તરા ફાલ્ગુન ઉત્તરાષાઢા, એ નક્ષત્રોમાં સ્ત્રી સહવાસ નિષેધ છે મંદિરમાં રસ્તામાં, સ્મશાનમાં ઔષધાલયમાં, બ્રાહ્મણના ઘરમાં, ગુરૂના ઘરમાં, સવારે, સંધ્યા કાળે, અપવિત્ર જગ્યાએ દવા લીધા પછી, ભૂખ્યા પેટે, ખાધા પછી તરત, મિત્ર કે ગુરૂની પથારીમાં, મળ મૂત્ર જવાની ઇચ્છામાં ઉપવાસ ને વ્રતના દિવસોમાં, બીજા માણસોની દ્રષ્ટિ સામે, સ્ત્રી સહવાસ કદી ન કરવો જોઈએ પશુ પણ નિયમ પાળે છે અને કેવળ પ્રજનનની દ્રષ્ટિથીજ કુદરતી રીતે પ્રેરાઈ અમુક દિવસોમાંજ, સામી જાતિના પશુ સાથે સહવાસ કરે છે.

વસુદેવ અને દેવકીના ગત જન્મની તપશ્ચર્યા ને સંયમનું પરિણામ શ્રી કૃષ્ણ હતા તેમજ રાજા દશરથ અને કૌશલ્યાની ગત જન્મની તપશ્ચર્યા ને સંયમનું પરિણામ શ્રી રામ હતા તેમ આપણાં ધાર્મિક પુસ્તકો કહે છે. સુપુત્રો માટે એક બે દિવસનું નહિ પણ વર્ષોના સંયમી જીવનની આવશ્યકતા છે. જ્યાં સુધી વૃત્તિ સ્થિર થઈ ન હોય ત્યાં સુધી પુરૂષે, સહવાસ કરવો એ દીવો લઇને કુવામાં પડવા બરાબર છે. આપણા અસંયમી જીવનથી કુપુત્રો થાય અને લઠ્ઠ લઇને આપણી સામા થાય તો એમાં હું એ પુત્રોનો દોષ જોતો નથી. સ્ત્રી સહવાસ સંબંધમાં એક ગુરૂને એક શિષ્યે પુછેલું તે નીચે મુજબ છે.

શિષ્ય—મનુષ્યે સ્ત્રી-સંગ કેટલી વાર કરવો?

ગુરૂઃ—જીવનમાં ફક્ત એક વાર.

શિષ્યઃ—એથી સંતોષ ન થાય તો?

ગુરૂઃ—વર્ષમાં એક વખત કરવો.

શિષ્યઃ—એથી મન તૃપ્ત ન થાય તો?

ગુરૂઃ—મહીનામાં એક વખત કરવો.

શિષ્યઃ—એથી પણ મન ન માને તો?

ગુરૂઃ—ખેર, મહીનામાં બે વખત કરી શકે છે પણ એથી મૃત્યુ જલદી થાય છે.

શિષ્યઃ—બે વખતથી પણ મન ન રહે તો?

ગુરૂઃ—ઘરમાં કફન લાવીને તૈયાર રાખવું અને પછી ફાવે તેમ કરવું.

આપણે કોઈ વ્યક્તિનો વિચાર કરીએ તો આપણો વિચાર એક આકાર ગ્રહણ કરે છે ને તે આકાર વ્યક્તિને શોધવા પ્રયત્ન કરે છે. જો આપણો તે વિચાર પાછળ સતત અને નિશ્ચિત પ્રયત્ન હોય તો તે વિચાર ફળીભૂત થાય છે. દાખલા તરીકે કોઈ મિત્રને મળવાની આપણી તીવ્ર ઇચ્છા છે. આ ઇચ્છાથી તે મિત્રની મૂર્તિ આપણા મનમાં એક આકાર ગ્રહણ કરશે. તે બાબતના મનમાં સંકલ્પ થશે. "તે કેમ હશે? શું પહેર્યું હશે? કેવી રીતે આવશે?" વિગેરે. આ સંકલ્પો તમે થોડા દિવસ પછી ભૂલી ગયા, પણ આપણે જેમનો આકાર ઉત્પન્ન કરેલો તે નાશ થશે નહીં. એ આકારો તે મિત્રના માનસિક જગતમાં જઈ પોતાનું કાર્ય કરશે અને તેને આપણી તરફ આવવા પ્રેરણા કરશે. સંયમી પુરૂષ આવી એકાગ્રતા સાધી શકે છે ને તેના પ્રમાણમાં તે પોતાના જીવનમાં સફળ થાય છે. અસંયમી મનુષ્યની વૃત્તિઓ અવનવા સંકલ્પ વિકલ્પોના લીધે વ્યભિચારી રહેતી હોવાથી તેના સંકલ્પોના અનેક અસ્થિર આકારો ઉત્પન્ન થાય છે. આ આકારો એક બીજા સાથે અથડાઇ નાશ પામે છે. આથીજ અસંયમી મનુષ્યો અંતે નિષ્ફળતાને ભેટે છે. વિદ્યાભ્યાસ, વેપાર, કે વ્યવહારમાં સફળતા મેળવવા બ્રહ્મચર્ય પાળવું જરૂરનું છે.

અસંયમી માણસો હંમેશા ભટકતી વૃત્તિવાળા હોય છે તેથી સામી જાતીની પિપાસા માટે અનેક વિધ પ્રયત્નો કરે છે આથીજ ઘેરઘેર સળગતા સંસાર નજરે પડે છે. સમાજના ઉત્કર્ષ માટે બાહ્ય જીવનના સ્થુળ ફેરફાર કે સમાજની બાહ્ય ઐક્ય સાધવા આજે વર્ષોથી પ્રયત્ન કરવામાં આવે છે. પણ પરીણામ કંઇજ દેખાતું નથી. કદાચ સમાજ ડર ને રાજ્યના ભયથી બાહ્યજીવન ઐક્ય કરી પાશવતાને સંતાડવાનો પ્રયત્ન થયો હશે, છતાં આ ભીતિઓ દૂર થતાં અસ્ત્ર શસ્ત્ર લઈ પાશવતા ચમકી છે. પાશવતાનો પૂર્ણપણે નાશ શુદ્ધ આંતર જીવનથીજ થાય છે. આવું શુદ્ધ આંતરજીવન બ્રહ્મચર્ય ,દ્વારાજ પ્રાપ્ત થઈ શકે.

દેશોદ્ધાર માટે પણ સ્વતંત્ર આત્મા જોઇએ અને તે બ્રહ્મચર્ય પાળી સંયમી બન્યા સિવાય થતો નથી

મનુષ્ય માત્રનું અંતિમ ધ્યેય મોક્ષ અગર પ્રભુ પ્રાપ્તિ—આત્મસાક્ષાત્કાર સંયમી મનુષ્યોજ પ્રાપ્ત કરી શકે છે

મનુષ્ય જીવનમાં તંદુરસ્ત શરીર, શુદ્ધ દાંપત્ય પ્રેમ, ઉંચું ચારિત્ર્ય, સારી સંસ્કાર સંપન્ન પ્રજા, વિદ્યા, વેપાર અને વ્યવહારની સફળતા, સમાજનો ઉત્કર્ષ, દેશોદ્ધાર અને છેવટમાં પ્રભુ પ્રાપ્તિ એ આશ્રમ ધર્મના પાલન સાથે સંયમી જીવન ગાળવાથીજ થાય છે અસ્તુ

---

# ગીતાનું વેદાન્ત

(લે०—શ્રી સુદર્શનસિંહજી 'ચક્ર')

'मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ।
मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः ॥
न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम् ।
भूतभृन्न च भूतस्थो ममात्मा भूतभावनः ॥"

—ગી० ૯।૪ ૫

મારા અવ્યક્ત સ્વરૂપથી આ આખું વિશ્વ વ્યાપ્ત છે સમસ્ત પ્રાણી મારી અંતર્ગત છે, હું તેમનામાં સ્થિત નથી પ્રાણી મારી અંતર્ગત નથી આ મારા ઇશ્વરીય યોગને જુઓ કે પ્રાણીઓને ધારણ અને પ્રાણીઓને પ્રગટ કરનારો મારો આત્મા તે પ્રાણીઓમાં નથી

સંપૂર્ણ વેદાન્ત ગીતાના આ બે શ્લોકોમાં ભરેલું છે, વાણીની ગતિની આજ સીમા છે ઉદાહરણ આપીને આજ વાતને સ્વયં ભગવાન સ્પષ્ટ કરે છે—

यथाकाशस्थितो नित्यं वायुः सर्वत्रगो महान् ।
तथा सर्वाणि भूतानि मत्स्थानीत्युपधारय ॥

—ગી० ૯।૬

જેવી રીતે સર્વત્ર વિચરનારો મહાન વાયુ સર્વદા આકાશમાં સ્થિત છે તેવીજ રીતે સમસ્ત પ્રાણીઓને મારામાં સ્થિત સમજો

હું સમસ્ત જગતમાં વ્યાપ્ત છું, આ વ્યાપક રૂપ અવ્યક્ત છે સમસ્ત પ્રાણી મારામાં છે, પરંતુ હું તેમનામાં નથી વાસ્તવિક પ્રાણીઓ મારામાં નથી પ્રાણીઓની ઉત્પત્તિ અને પાલન મારા દ્વારાજ થાય છે ભગવાને આજ સિદ્ધાન્ત બતાવ્યો બ્રહ્મ સૂત્રનું બ્રહ્મલક્ષણ છે—'जन्माद्यस्य यतः" એનાથી સંસારનો જન્મ આદિ (પાલન અને નાશ) થાય છે અહિં પણ ભગવાને પોતાને ઉત્પાદક અને પાલક બતાવી દીધા છે યાદ રાખવું જોઇએ કે સમસ્ત બ્રહ્મસૂત્ર ઉપર્યુક્ત સૂત્રનું વિવેચન માત્ર છે બધા આચાર્યો બ્રહ્મસૂત્રમાં ચતુ સૂત્રી મુખ્ય માને છે તેજ ચતુ સૂત્રીનું આ મુખ્ય સૂત્ર છે બીજાં તો એનીજ વ્યાખ્યા અથવા એનાજ અંગ છે

જે ઉદાહરણ ભગવાને આપ્યું છે તે તદ્દન સ્પષ્ટ છે વાયુ આકાશથીજ ઉત્પન્ન થાય છે, આકાશની અંદરજ રહે છે વાયુના પ્રત્યેક અંશમાં આકાશ વ્યાપ્ત છે, પરંતુ આકાશ વાયુથી નિર્લિપ્ત છે વાયુની દૃષ્ટિથી તો વાયુ આકાશમાં છે અને વાયુમાં આકાશ છે, પરંતુ આકાશની દૃષ્ટિથી વાયુની સત્તાજ નથી વાયુ તેને જરા પણ પ્રભાવિત કરી શકતો નથી

વાયુને મહાન અને સર્વત્ર વિચરનારો કહ્યો છે તેનું તાત્પર્ય એ છે કે વાયુનું મંડલ જો કે ઘણુંજ મોટું છે અને તે ચંચળ છે, તે એક સ્થાન ઉપર ટકતો નથી, છતાં પણ તેની ચંચળતા અને મહત્તાનું આકાશ ઉપર કંઈ જોર ચાલતું નથી આકાશ સ્થિર અને નિર્લિપ્ત રહે છે આટલા મોટા

संस्थापक—श्रीमत्परमहंस परिव्राजकाचार्य ब्रह्मनिष्ठ लोकसंग्रही गीताव्यास श्री १०८ जगद्गुरु
महामण्डलेश्वर स्वामी श्री विद्यानन्दजी महाराज




सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज । अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥

वर्ष ७ } जुलाई, १९५२, काशी { अङ्क ७



## ध्यान गान

गोपाल गोकुलवल्लवीप्रिय गोपगोसुतवल्लभम् ।
चरनारविंदमहं भजे भजनीय सुरमुनिदुर्लभम् ॥ १ ॥
घनश्याम काम अनेक छवि लोकाभिराम मनोहरम् ।
किंजल्कवसन किसोरमूरति भूरिगुन करुनाकरम् ॥ २ ॥
सिर केकिपच्छ विलोलकुंडल अरुन बनरुहलोचनम् ।
गुंजावतंस विचित्र सब अँगधातु भवभयमोचनम् ॥ ३ ॥
कच कुटिल सुंदर तिलक भ्रू राकामयंकसमाननम् ।
अपहरन तुलसीदास त्रास बिहार बृंदाकाननम् ॥ ४ ॥

—गोस्वामी तुलसीदासजी ।

# मुमुक्षा का समर्थन

( ले०—श्रीमत्परमहंस परिव्राजकाचार्य ब्रह्मनिष्ठ लोकसंग्रही गीताव्यास जगद्गुरु महामण्डलेश्वर
श्री १०८ स्वामी श्री विद्यानन्दजी महाराज )

वेदान्तश्रवण के अधिकारी में जिस साधनचतुष्टय की आवश्यकता है उस में मुमुक्षुत्व अपरिहार्य है। अर्थात् "मेरा पुनर्जन्म न हो" ऐसी उस को तीव्र अभिलाषा चाहिए।

अब प्रश्न यह है कि किसी को ससार से द्वेष क्यों होगा? देखा जाता है कि सब कोई बडे चाव से गृहस्थी करते हैं। सब को निसर्गत सुख की इच्छा रहती है और सब जीव संसार में कई एक प्रकार का सुख, पूर्णांश में न सही, कम बेशी परिमाण में अवश्य ही पाते हैं। उस के साथ थोडा बहुत दु ख भी जरूर मिला रहता है इस बात से इनकार नहीं किया जा सकता। लेकिन मुख्य सवाल यह है कि ससार में सुख है या नहीं। इस का उत्तर तो अस्तिपक्षार्थक ही देना होगा, नवात्मक हरगिज नहीं। जीवमात्र की कर्म में प्रवृत्ति अहर्निश देख पडती है, और—

**'प्रयोजनमनुद्दिश्य न मन्दोऽपि प्रवर्तते'**

बेमतलब का काम करने में महामूर्ख भी नहीं प्रवृत्त होता है, इस में कोई सदेह ही नहीं। एव यह प्रयोजन सुखप्राप्ति के अतिरिक्त और कुछ नहीं, यह बात भी निर्विवाद है। गीता में कर्मसिद्धि का जो हेतुपञ्चक कहा है, उस में चेष्टा अर्थात् सुखेच्छा भी है। तब तो यह अनुमान पुष्ट है कि जीवों की प्रवृत्ति सफल अर्थात् सुखोत्पादक होने से ही सुख की इच्छा आदि काल से जारी है और अनन्त काल तक जारी रहेगी। गीता में तीन प्रकार का सुख वर्णित है। तामस हो या राजस हो, सुख सुख ही है अतएव उपादेय है। अनित्य हो, थोडा हो, दुःखमिश्रित हो, कैसा भी हो, दुनियाँ मे सुखनाम का पदार्थ है जरूर और वही तो पुरुषार्थ है। तब दुनिया से वैराग्य क्यों होगा और मनुष्य मुमुक्षु कैसे होगा?

ऐसा पूर्वपक्ष प्राप्त होने पर समाधान यह है कि मनुष्य जिस को सुख समझता है वह वास्तव में सुख नहीं है, सुखाभास है। इस विषय में योगदर्शनकार का सिद्धान्त यह है—

**परिणामतापसंस्कारदुःखैर्गुणवृत्ति-**
**विरोधाच्च दुःखमेव सर्वं विवेकिनः।**

—साधनपाद, सूत्र १५

इस में "विवेकिन" पद मार्के का है। प्रकृति और पुरुष इन दोनों में पूर्व पश्चिम का, तम प्रकाशवत् महदन्तर है, यह जानना विवेक कहलाता है। इसी का नाम विद्या है। इस के विपरीत अविद्या का लक्षण योगशास्त्र में ऐसा कहा है—

**अनित्य-अशुचि-दुःख-अनात्मसु**
**नित्य-शुचि-सुख-आत्मख्यातिरविद्या।**

—साधनपाद, सूत्र ५

अनित्य, अशुचि, दु ख और जड पदार्थों को नित्य, पवित्र, सुख और आत्मावाले समझना यह अविद्या है। ससार में केवल दु ख ही दुःख भरा

पड़ा है। लेकिन अविद्या के प्रभाव से वह सुखवत् भासता है। संसार में सुख का तो अभाव ही है।

अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ॥

—गी० ९।३३

मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ।
नाप्नुवन्ति महात्मानः संसिद्धिं परमां गताः ।

—गी० ८।१५

किं बहुना, भगवान् के इन वचनों से भी संसार दुःखमय है यही सिद्ध होता है। इस पर कोई कहे कि संसार में सुख नहीं है ऐसा कहना तो प्रत्यक्ष का अपलाप करना है। इस शङ्का का समाधान सूत्रस्थ "विवेकिन" पद से होता है। अज्ञानी के लिए संसार भले ही सुखमय प्रतीत हो, विद्वान् के ज्ञानचक्षु को तो वह उल्टा मालूम पड़ता है। उस को मुमुक्षा होना सम्भव है। ऐसे पुरुष दुनियाँ में बहुत नहीं होते।

मनुष्याणां सहस्रेषु कश्चिद् यतति सिद्धये।

—गी० ७।३

लेकिन इस पर यह सवाल होता है कि संसार में जो कुछ, जैसा कुछ और जितना कुछ सुख प्राप्त होता है उस को छोड़ने की इच्छा करने में क्या बुद्धिमानी है? अधिक तु, सांसारिक सुख में कुछ निश्चितता है, वैसे ही मोक्षसुख का क्या भरोसा है? मोक्षधाम से वापस आकर किस ने उस सुख को सप्रमाण तसदीक किया है?

उत्तर में यह कहा जाता है कि सांसारिक सुख की दुःखशबलता और दुःख की जिहासा निर्विवाद होने से—

यथा दुःखात् क्लेशः पुरुषस्य
न तथा सुखादभिलाषः ।

—सां० द० ६।६

'मनुष्य दुःख को जितना बुरा समझता है, उसी मात्रा में सुख की इच्छा उत्कट नहीं होती।' इस साङ्ख्यसूत्रानुसार, तथा—

अत्यन्तदुःखनिवृत्त्या कृतकृत्यता ।

—सां० द० ६।५

'दुःख का लेशमात्र न रहे, इसी में पूरी सफलता है।' इस सिद्धान्त से भी यह बात अवश्य स्वीकार्य है कि थोड़ा हो या बहुत हो, दुःखत्वाव च्छेदेन ही दुःखजिहासा प्राणिमात्र में नैसर्गिक है।

मोक्षसुख की प्रामाणिकता तो श्रुति से ही सिद्ध है। लेकिन इस की निरपेक्षता से ही कहा जा सकता है कि दुःख से मोक्ष पाने की इच्छा का होना बिल्कुल स्वाभाविक है।

यदि कहा जाय कि दुःख से इस प्रकार छुटकारा तो सब के जीवन में हर घड़ी ही होता रहता है, उस के लिए सब की मुमुक्षा भी बनी है। तब तो दुःखपरिहार के लिए पुनर्जन्म न होने की क्या आवश्यकता है?

इस कहने का यह मतलब हुआ कि मनुष्य को जितने दुःख भोगने पड़ते हैं वे सब दृष्ट उपायों से भी दूर हो सकते हैं और होते भी हैं। इस के लिए दुःसाध्य आत्मज्ञानोपार्जन द्वारा जन्माभाव की इच्छा करना अयौक्तिक है।

इस विषय की एवं अन्यान्य आनुषङ्गिक दशाओं की साङ्ख्यकार ने बड़ी ही सुन्दर मीमांसा की है। उन सूत्रों का अनिरुद्धवृत्त आधार से भाषा में अनुवाद दिया जाता है।

# भववारिधि के पार

*( ले०—श्री युगलकिशोर जी )*

एक बार यात्राप्रसंग में वनशोभा के लुभावने दृश्य द्वारा आत्मविभोर होकर बहुत दूर तक निर्जन में निकल जाने पर सौभाग्यवश एक पवित्र आत्मा के दर्शन का सौभाग्य हो गया। फिर तो वहाँ के प्रभावपूर्ण प्रदेश और सत्संग के मनोरथ ने मुझे अनेक बार उधर जाने का अभ्यासी बना दिया। क्रमशः कुछ घनिष्ठता बढ़ जाने पर मेरे अनुरोध को मानते हुए एक बार इस पावन विभूति ने अपने विगत जीवन की झाँकी इस प्रकार कराई "......... भ्रमण से मुझे शान्ति और अशान्ति दोनों ही प्राप्त हुईं। जिस प्रकार अँधेरे और उजाले का साथ है पानी व कीचड़ का संबन्ध है इसी प्रकार से सुख दुःख और पाप पुण्य का कौतूहल देखने में आया। मैं ने तीर्थ स्थानों में पुण्य के साथ ही साथ पाप भी देखा, परन्तु मुझे कुछ आश्चर्य न हुआ। मन में विचार आया कि यदि जनता इन बातों को जानते हुए सहन करती है, तो उस का कोई कारण भी होगा ? सारांश में उत्तर मिला कि ये मनुष्यजीवन की कमजोरियाँ हैं। वास्तव में बात यह है कि जैसे बिना अन्धकार के प्रकाश का बोध होना कठिन है, उसी प्रकार बिना पाप के पुण्य और बिना पुण्य के पाप का ज्ञान होना कठिन होता है। ये समाज के दो अङ्ग हैं और न्यून या अधिक दशा में प्रत्येक काल में अवश्य वर्तमान रहेंगे। तो फिर इन बातों का प्रतीकार क्या हो सकता है ? उत्तर है कि अपने व्यक्तिगत जीवन को शुद्ध बनाओ और ईश्वर से प्राणीमात्र की भलाई के लिए प्रार्थना करो। वसिष्ठ, व्यास, बुद्ध और क्राईष्ट की शिक्षाओं का सारांश यही है कि आन्तरप्रार्थना या जप एक महान् प्रभावशाली वस्तु है और वह संसार के दुःखों को आमूल नाश करने की शक्ति रखता है।

यह विचार निश्चित करके मैं इस सनकोशी नदी के किनारे आया, यहाँ सनकोशी का परिचय कराना आवश्यक है। हिमालय पर्वतश्रेणी के अन्तर्गत प्रसिद्ध गौरीशंकर ( कैलाश ) पहाड़ से सनकोशी नामक नदी निकलकर हिमालय प्रान्त के कितने ही भागों को बेधती हुई नैपाल राज्य की सुन्दरता बढ़ाती है। उस के किनारे कई छोटे छोटे सुन्दर मैदान हिमालय पर सुशोभित हैं। इन मैदानों में वहाँ के निवासी गड़ेरिये कभी कभी अपनी भेड़ बकरियों को चराने के लिए ले जाते हैं, यहाँ पर प्रकृति की सुन्दरता बहुत भली मालूम होती है, ऋतुओं की सरलता और जंगली हिंसक पशुओं का अभाव, इस स्थान की उपयोगिता बढ़ाने में सहायक होते हैं। मेरी इच्छा शेष जीवन को किसी एकान्त स्थान में बिताने की थी, इस निर्णयानुसार मैं घूमते घूमते हिमालय पहाड़ के इसी प्रान्त में आया, जहाँ सनकोशी नदी के किनारे उपवन की भाँति हरे भरे मैदान स्थित हैं। सरिता के निकट मैदान के एक किनारे मैं ने अपनी पर्णकुटी बनाई।

कुटी के आसपास मनुष्य जीवन की सभी साधारण आवश्यकता पूर्ण करनेवाली वस्तुएँ वर्तमान थीं। अच्छे अच्छे फल फूलों के वृक्ष थे, सरिता का सुहावना कलकल नाद तथा पक्षियों का सुन्दर कलकूजन होता रहता था। घंटे दो घंटे के लिए गड़ेरियों तथा अन्य जंगली जाति के लोगों से बात चीत हो जाती थी, जो अपने सरल जीवन और प्रेम से मेरे हृदय पर

बड़ा प्रभाव रखते थे। धर्मचर्चा में अधिक समय व्यतीत होता था। इस रीति से मुझे इस स्थान में बड़ी शान्ति मिली, मानो कि मैं कैलाश लोक में पहुँच गया होऊँ। अन्य कार्यों से जो समय बच जाता उस में मैं गीता इत्यादि अपने धार्मिक ग्रन्थों को पढ़ा करता और ईश्वरकृत सृष्टिनिर्माणविषय पर सोचा करता था। शान्ति का अपूर्व विश्राम मिलने के कारण मस्तकीय शक्तियों का अद्‌भुत विकाश हुआ। प्रभु की प्रार्थना में बड़ा आनन्द आता, जीवन का एक नया ही अर्थ प्रतीत होने लगता।

मेरी कुटी, जो एक प्रकार से बहुत सुरक्षित दशा में है, उस के भीतर आजकल सूखे पत्ते, कमलमृणाल, कमंडलु तथा गीता इत्यादि कुछ धार्मिक ग्रन्थ रहते हैं। इस के बाहर नदी है और शेष दिशा में हरा भरा मैदान, कुछ हरिण और गायें मेरे ऐसे प्रेमी बन गये हैं कि दिन रात पालतू पशुओं की तरह यहीं कुटी के आस-पास पड़े रहते हैं। कुछ पक्षी भी परिचित मित्र की भाँति निरन्तर अपना दर्शन दिया करते हैं। इस प्रकार ज्ञान, ध्यान तथा प्रार्थना का आनन्द लेते हुए और प्राणीमात्र के हित के लिए ईशप्रार्थना करते हुए बहुत साल आते और चले जाते हैं।

आज वैशाख शुक्ल पूर्णिमा है, रात्रि के लगभग नौ बजे हैं, चन्द्रकिरण चारों ओर फैलकर रात्रि की सुन्दरता बढ़ा रही हैं, शीतल मन्द वायु बह रही है, चारों ओर शान्ति का साम्राज्य छाया हुआ है। इन कर्मकलापों में पूर्णतम पुरुषोत्तम प्रभु की बाँकी झाँकी का चमत्कार उद्दीप्त हो रहा है। अब मैं पूर्णकाम हूँ, इस चर्चा के अलावा त्रैलोक्य का स्वामित्व भी अनपेक्षित है।"

उस समय मैं अपने को अमृतस्नात सा समझता हुआ उस महानुभाव से विदा हुआ।

---

# गीता-गुन-गान

मन हरषावत भगवद्गीता।
एक एक अक्षर ब्रह्मरूप है, प्रगटत रहस पुनीता।
पढ़त सुनत जो ध्यान लगाकर, लहि शुभ फल मन चीता॥ १॥
सुगम श्रेष्ठ सिद्धान्त मोक्ष प्रद, विजयी हो भय भीता।
तृप्ति न होय अध्यात्म गंग से, सुधि बिसराइ अतीता॥ २॥
वेद शास्त्र का सार गूढ़ तर, जिमि पय बिच नवनीता।
ज्ञानामृत दुख शोक नसावे, भूख प्यास तप शीता॥ ३॥
ॐ तत् सत् ब्रह्माण्ड व्यापिनी, संत भक्त प्रिय मीता।
श्रीकृष्ण "गोविंद" मुख वाणी, ब्रह्मशक्ति यम जीता॥ ४॥

—र० स्वामी श्री गोविन्दानन्द "हरीजी"

સંસ્થાપક.—શ્રીમત્પરમહંસ, પરિવ્રાજકાચાર્ય, બ્રહ્મનિષ્ઠ, લોકસંગ્રહી, ગીતાવ્યાસ,
શ્રી ૧૦૮ જગદ્ગુરૂ, મહામંડલેશ્વર, સ્વામી શ્રી વિદ્યાનન્દજી, મહારાજ.




સર્વધર્માન્ પરિત્યજ્ય મામેકં શરણં વ્રજ ; અહં ત્વા સર્વપાપેભ્યો મોક્ષયિષ્યામિ મા શુચઃ.

વર્ષ: ૭ મું } ૧૫મી ઑગસ્ટ ૧૯૪૨: { અંક ૮ મો

# મુખ શોભા



દેખુ સખી હરિ બદન ઇન્દુ પર ;
ચિક્કન કુટિલ અલક અવલી છવિ કહિ ન જાય સોભા અનૂપ બર .
બાલભુજંગિનિનિકર મનહુ મિલિ રહી ઘેરિ રસ જાનિ સુધાકર ;
તજિ ન સકહિ નહિ કરહિ પાન કહો કારન કૌન બિચારિ ડરહિ ડર .
અરુન બનજલોચન કપોલ શુભ શ્રુતિમંડિત કુંડલ અતિ સુંદર ;
મનહુ સિંધુ નિજ સુતહિ મનાવન પઠએ જુગલ બસીઠ વારિચર .
નન્દનંદન મુખ કી સુંદરતા કહિ ન સકત શ્રુતિ શેષ ઉમાવર ;
'તુલસિદાસ' ત્રૈલોક્ય વિમોહન રૂપ કપટ નર ત્રિવિધ શૂલ હર .

—ગોસ્વામી શ્રી તુલસીદાસજી.



# સ્વસ્વરૂપાનંદ

લેખકઃ—ધર્મધુરંધર શેઠ રમણલાલ લલ્લુભાઈ.

આ જગત શું છે ? આ જગત શામાંથી ઉત્પન્ન થયું છે ? આ જગત શામાં લય થવાનું છે ? હું કોણ છું ? મારો દેહ શું વસ્તુ છે ? દેહમાં રહેનારો ચેતન શું છે ? આ જ્યારે મનુષ્ય એકાન્તમાં બેસી વિચાર કરે છે ત્યારે કંઇક અંતઃકરણને શાન્તિનો વિષય છે એમ ભાન થાય છે. જગતમાં જ્યાં જુઓ ત્યાં પ્રપંચનો ભાસ થાય છે ત્યારે દરેક ઠેકાણે નજર રાખતાં એમ માલુમ પડે છે કે દરેક વસ્તુ જુઠી છે, તેનો નાશ છે. એકેયમાં સત વસ્તુ ભાસતી નથી ત્યારે એકેક વસ્તુ વિચારતાં તપાસતાં એમ માલુમ પડે છે કે દરેક વસ્તુ અસત્ય અને જુઠી છે. ત્યારે સત્ય વસ્તુ કઇ ? આ વસ્તુ જ્યારે વિચારવા બેસીએ છીએ ત્યારે અંતઃકરણ ઉપર કંઈક જુદોજ ભાસ થાય છે. જીવનની ભેદ બુદ્ધિ શાન્ત પડે છે. સર્વત્ર કંઈક જુદોજ ભાસ થાય છે.

ઇન્દ્રિઓ ઉપર કાબુ મેળવતો જાય છે. ક્રોધ, લોભ, અહંકારનો ધીમે ધીમે ત્યાગ કરતો જાય છે તેમ તેમ અંતઃકરણમાં કંઇક નવીન વસ્તુની પ્રાપ્તી થતી હોય છે તેમ લાગતુંજ જાય છે. આમ જીવાત્મા સર્વ કામના તજી નિસ્પૃહી થઈ વિચરે છે, અહંતા મમતાનો ત્યાગ કરતો જાય છે. મીથ્યા કામનાથી પર રહે છે. તુચ્છ વિષયોના ક્ષણીક આનંદ તે ચાહતો નથી, દેહાભિમાનની નિવૃત્તિ થાય છે, દેહમાં અહંબુદ્ધિ થતી નથી. નાના પ્રકારના વિષય પદાર્થો તેને તુચ્છ ભાસે છે. હું પોતેજ બ્રહ્મ છું. એ સંબંધમાં પોતાને સંદેહ યા ભ્રમ લાગતો નથી. મીથ્યા તત્વનું ભાન થતાંજ જ્ઞાનાગ્નિ પ્રદીપ્ત થાય છે.

આ જગતમાં સર્વે જ્યાંથી પ્રગટ થાય છે અને જેમાં સર્વે લય થાય છે તેનું જ્ઞાન થતાંજ અંતરમાં સર્વોત્તમ ભાવનો ઉદય થાય છે.

હું આત્મા છું બ્રહ્મ સ્વરૂપ છું. દ્રષ્ટા છું તેમાંથી મારી ઉત્પતિ છે અને તેમાં શુદ્ધ ચેતન સ્વરૂપમાંજ લય થવાનો છું અને એ જ્ઞાન પ્રાપ્ત થયું. એનું નિત્ય મનન કરવું અને એજ ભગવદ્ વિચારણા ઉપર મનોવૃત્તિ કેળવવાથી સ્વ સ્વરૂપનો અખંડીત આનંદ યાને પરમાનંદની પ્રાપ્તિ થાય છે.

મારો દેહ અને હું આત્મા એ બન્ને વસ્તુ તદન જુદી છે એ જ્યારે આત્મજ્ઞાન થાય છે ત્યારે જીવન મરણના ફેરામાંથી મુક્ત થાય છે અને પરમ પદને પામે છે. અને અનિત્ય સુખને કાયમના માટે તજી દઇ ને નિત્ય સુખનો પરમાનંદ અનુભવે છે. એમ ઇતિ અસ્તુ.

# મુમુક્ષાનું સમર્થન

( લે૦—શ્રીમત્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય બ્રહ્માનિષ્ઠ લોકસંગ્રહી ગીતાવ્યાસ જગદ્ગુરુ
મહામંડલેશ્વર શ્રી ૧૦૮ સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજ )

વેદાન્તશ્રવણના અધિકારીને જે સાધન ચતુષ્ટયની આવશ્યકતા છે તેમાં મુમુક્ષુત્વ ખાસ અપરિહાર્ય છે. અર્થાત્ "મારો પુનર્જન્મ ન થાય" એવી તેને તિવ્ર અભિલાષા હોવી જોઇએ

હવે પ્રશ્ન એ છે કે કોઇને સંસાર સાથે દ્વેષ શા માટે હોય ? જોવામાં આવે છે કે સર્વ કોઈ અતિ ઉત્સાહપૂર્વક ગૃહસ્થી કરે છે. સૌને નિસર્ગતઃ સુખની ઇચ્છા રહે છે અને સર્વ જીવ સંસારમાં કેટલાક પ્રકારનાં સુખ, પૂરાં પૂરાં નહિં તો થોડા ઘણા પ્રમાણમાં તો જરૂર પ્રાપ્ત કરેજ છે. તેની સાથે સાથે થોડું ઘણું દુઃખ પણ જરૂર મળેલું હોય છે, એ વાતમાં આનાકાની કરી શકાય નહી. પરંતુ મુખ્ય સવાલ એ છે કે સંસારમા સુખ છે કે નહીં એનો ઉત્તર તો અસ્તિપક્ષાર્થકજ આપવામાં આવશે, નકારાત્મક કદિ પણ નહીં. જીવમાત્રની કર્મમાં પ્રવૃત્તિ અહર્નિશ જોવામાં આવે છે, અને—

'પ્રયોજનમનુદ્દિશ્ય ન મન્દોऽપિ પ્રવર્તતે'

વગર મતલબનું કામ કરવામાં કોઈ મહામૂર્ખ પણ પ્રવૃત્ત થતો નથી એ તો નક્કીજ છે. એટલે કે એનું પ્રયોજન સુખ પ્રાપ્તિ સિવાય બીજું કોઈ પણ હોતું નથી એ વાત પણ તદ્દન સત્યજ છે. ગીતામાં કર્મ સિદ્ધિનો જે હેતુપંચક કહ્યો છે તેમાં ચેષ્ટા અર્થાત સુખેચ્છા પણ છે. ત્યારે તો એ અનુમાન બરાબરજ છે કે જીવોની પ્રવૃત્તિ સફળ અર્થાત સુખોત્પાદક હોવાથીજ સુખની ઇચ્છા આદિ કાળથી ચાલુ છે અને અનન્ત કાળ પર્યંત ચાલુ રહેશે. ગીતામાં ત્રણ પ્રકારનાં સુખ વર્ણવવામા આવ્યાં છે. તામસ હોય કે રાજસ હોય સુખ સુખજ છે અને તેથી ઉપાદેય છે. અનિત્ય હોય, થોડું હોય, દુઃખ મિશ્રિત હોય, કેવુંય હોય, દુનિયામાં સુખ નામનો પદાર્થ છે અવશ્ય, અને તેજ તો પુરૂષાર્થ છે. ત્યારે દુનિયાથી વૈરાગ્ય શા માટે થાય અને મનુષ્ય મુમુક્ષુ કેવી રીતે થાય ?

એવો પૂર્વપક્ષ કરવામાં આવે તો સમાધાન એ છે કે મનુષ્ય જેને સુખ સમજે છે તે વાસ્તવમાં સુખ નથી, સુખાભાસ છે. આ વિષયમાં યોગદર્શનકારનો સિદ્ધાન્ત આ પ્રમાણેનો છે—

परिणामतापसंस्कारदुःखैर्गुणवृत्ति-
विरोधाच्च दुःखमेव सर्वं विवेकिनः ।

—साधनपाद, सूत्र १५

એમાં "વિવેકિન" પદ મુદ્દાનું છે. પ્રકૃતિ અને પુરૂષ એ બન્નેમાં પૂર્વ પશ્ચિમનું તમઃ પ્રકાશવત ઘણું મોટું અંતર છે એમ જાણવું એને વિવેક કહે છે એનુંજ નામ વિદ્યા છે એથી વિરૂદ્ધ અવિદ્યાનું લક્ષણ યોગશાસ્ત્રમા આ પ્રમાણેનું કહ્યું છે—

अनित्य–अशुचि–दुःख–अनात्मसु
नित्य–शुचि–सुख–आत्मख्यातिरविद्या ।

—साधनपाद, सूत्र ५

અનિત્ય, અશુચિ, દુઃખ અને જડ પદાર્થોને નિત્ય, પવિત્ર, સુખ અને આત્માવાળા સમજવા એ

અવિદ્યા છે. સંસારમાં કેવળ દુઃખજ દુઃખ ભરેલું પડયું છે. પરંતુ અવિદ્યાના પ્રભાવથી તે સુખવત્ ભાસે છે. સંસારમાં સુખનો તો અભાવજ છે.

अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ॥

—ગી૦ ૯।૩૩

मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ।
नाप्नुवन्ति महात्मानः संसिद्धिं परमां गताः ॥

—ગી૦ ૮।૧૫

વધારે શું, ભગવાનનાં આ વચનોથી પણ સંસાર દુઃખમય છે એજ સિદ્ધ થાય છે. એના ઉપર કોઈ કહે કે સંસારમાં સુખ નથી એમ કહેવું એ તો પ્રત્યક્ષનો અપલાપ કરવા જેવું છે. આ શંકાનું સમાધાન સૂત્રમાંના "વિવેકિનઃ" પદથી થઈ જાય છે. અજ્ઞાની માટે સંસાર ભલેને સુખમય પ્રતિત થતો હોય, વિદ્વાનનાં જ્ઞાનચક્ષુથી તો તે વિપરીતજ માલમ પડે છે. તેને મુમુક્ષા થવા સંભવ છે. એવા પુરૂષ દુનિયામાં ઘણાજ થોડા હોય છે.

मनुष्याणां सहस्रेषु कश्चिद् यतति सिद्धये ।

—ગી૦ ૭।૩

પરંતુ એના ઉપર એ સવાલ થાય છે કે સંસારમાં જે કાંઈ જેવું કાંઈ અને જેટલું કાંઈ સુખ પ્રાપ્ત થાય છે તેને છોડવાની ઇચ્છા કરવામાં શું બુદ્ધિમાની છે? વળી સાંસારિક સુખમાં કંઈક નિશ્ચિતતા છે, તેવીજ રીતે મોક્ષ સુખનો શું ભરોસો છ? મોક્ષ ધામથી પાછા આવીને કોણે તે સુખને સપ્રમાણ સિદ્ધ કર્યું છે?

ઉત્તરમાં એમ કહેવામાં આવે છે કે સાંસારિક સુખની દુઃખશબલતા અને દુઃખની જિહાસા નિર્વિવાદ હોવાથી—

यथा दुःखात् क्लेशः पुरुषस्य न तथा सुखादभिलाषः ।

—સાં૦ દ૦ ૬।૬

'મનુષ્ય દુઃખને જેટલું ખરાબ સમજે છે, તેટલાજ પ્રમાણમાં સુખની ઇચ્છા તિવ્ર હોતી નથી. આ સાંખ્ય સૂત્રાનુસાર તથા—

अत्यन्तदुःखनिवृत्त्या कृतकृत्यता ।

—સાં૦ દ૦ ૬।૫

દુઃખનો લેશ માત્ર ન રહે એમાંજ પુરી સફળતા છે' આ સિદ્ધાંતથી પણ એ વાત અવશ્ય સ્વિકારવી પડે છે કે થોડું હોય કે ઘણું હોય, दुःखत्वावच्छेदेन જ દુઃખ જિહાસા પ્રાણી માત્રમાં નૈસર્ગિક છે.

મોક્ષ સુખની પ્રમાણિકતા તો શ્રુતિથીજ સિદ્ધ છે. પરંતુ તેની નિરપેક્ષતાથીજ કહી શકાય છે કે દુઃખથી મોક્ષ મેળવવાની ઇચ્છાનું પ્રાપ્ત થવું બીલકુલ સ્વાભાવિક છે.

અગર એમ કહેવામાં આવે કે દુઃખથી આ પ્રકારનો છુટકારો તો સર્વના જીવનમાં હર ઘડીજ થતો રહે છે, તેને માટે સર્વની મુમુક્ષા પણ બનેલી છે. ત્યારે તો દુઃખ પરિહારને માટે પુનર્જન્મ નહી થવાની શું આવશ્યકતા છે?

આમ કહેવાનો એ મતલબ થયો કે મનુષ્યને જેટલાં દુઃખ ભોગવવાં પડે છે તે સૌ દષ્ટ ઉપાયોથી પણ દૂર થઈ શકે છે. અને થાય છે પણ ખરાં. તેને માટે દુઃસાધ્ય આત્મ જ્ઞાનોપાર્જન દ્વારા જન્માભાવની ઇચ્છા કરવી એ યુક્તિ સંગત નથી.

આ વિષયની અને અન્યાન્ય આનુષંગિક શંકાઓની સાંખ્યકારે ઘણીજ સુંદર મીમાંસા કરેલી છે. તે સૂત્રોના અનિરુદ્ધ કૃત આધારે ભાષામાં અનુવાદ આપવામાં આવે છે.

अथ त्रिविधदुःखात्यन्तनिवृत्तिरत्यन्तपुरुषार्थः ।

—સાં૦ સૂ૦ ૧।૧

ત્રણેય પ્રકારનાં દુઃખોથી અત્યન્ત છૂટવામાંજ

ખરો પુરૂષાર્થ છે. એ વાત લોકમાં જાણીતી છે કે વૈરાગ્ય થવાથી મનુષ્યની મોક્ષ શાસ્ત્રના અધ્યયનમાં પ્રવૃત્તિ થાય છે. વૈરાગ્ય શા માટે થાય છે એનાં બે કારણો છે, એક શોક આદિ અને બીજું પ્રાગ્ભવીય દુરિતનો ક્ષય, આ અપર વૈરાગ્ય કહેવાય છે, એનું લક્ષણ પાતંજલ યોગ દર્શનમાં આ પ્રમાણે કહ્યું છે—

दृष्टानुश्रविकविषयवितृष्णस्य
वशीकारसंज्ञा वैराग्यम्।

—समाधिपाद, सू० १५

એને ફળભૂત પર વૈરાગ્ય કહેવાય છે અને તેનું લક્ષણ છે—

तत्परं पुरुषख्यातेर्गुणवैतृष्ण्यम्।

समाधिपाद, सू० १६

તેના પછી સાંસારિક દુ:ખોની નિવૃત્તિના ઉપાયોની જીજ્ઞાસા થાય છે પ્રસંગત દુ:ખના પ્રકાર કહેવામાં આવે છે દુ:ખ ત્રિવિધ છે—આધ્યાત્મિક, આધિદૈવિક તથા આધિભૌતિક. આ પ્રકાર ક્યા ક્યા છે એ વાતનો ખુલાસો સૂત્રકાર કરતા નથી.

એટલા માટે ગીતા ૨।૪ ૨।૫ ૨।૬ શ્લોકોમાં કથિત ત્રિવિધ પ્રકાર હોવાજ ઠીક જણાય છે. તથા કે—

कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन।
इषुभिः प्रतियोत्स्यामि पूजार्हावरिसूदन॥

આ સ્પષ્ટતઃ શારીરિક દુ:ખ છે. એમ તો દુ:ખ માત્રજ મનથી સંવેદનીય થતું હોવાને કારણે એકજ પ્રકારનું છે. તથાપિ—

गुरूनहत्वा हि महानुभावान्-
श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके।
हत्वार्थकामांस्तु गुरूनिहैव
भुञ्जीय भोगान् रुधिरप्रदिग्धान्॥

અને—

न चैतद् विद्मः कतरन्नो गरीयो
यद्वा जयेम यदि वा नो जयेयुः।
यानेव हत्वा न जिजीविषाम-
स्तेऽवस्थिताः प्रमुखे धार्तराष्ट्राः॥

આ ત્રણે શ્લોકોમાં અનુક્રમે કાયિક, વાચિક અને માનસિક અર્થાત્ અન્નમય, પ્રાણમય અને મનોમય આ ત્રણ કોશો દ્વારા અનુભવવામાં આવનારા દુ:ખોનો ઉલ્લેખ છે. હવે વિચારવાનું એ છે કે એ દુ:ખોની નિવૃત્તિ કયા ઉપાયથી થાય? અસ્મદાદિક બદ્ધ જીવ તો એવોજ પૂર્વપક્ષ કરશે કે ઓષધાદિ મિષ્ટાન્નાદિ શાન્ત્યનુષ્ઠાન મણિમન્ત્રાદિ સુલભ અને દ્રષ્ટ ઉપાયોથી પ્રત્યક્ષત દુ:ખનિવૃત્તિની સિદ્ધિ થાય છે. તો પછી દુ:સાધ્ય અનેક જન્મ પરંપરાયાસથી સંપાદ્ય ચિત્ત નિરોધ જ્ઞાન પ્રાપ્તિ આદિ શાસ્ત્રોક્ત સાધનોમાં બુદ્ધિમાન મનુષ્યોની પ્રવૃત્તિ શી રીતે થવાની? એનો ઉત્તર સૂત્રકાર આવો આપે છે—

न दृष्टात् तत्सिद्धिर्निवृत्तेऽप्यनुवृत्तिदर्शनात्।

—सा० द० १।२

ઉપર જણાવેલાં ત્રણ દુ:ખો દૂર થાય છે ખરાં, પરંતુ એ નિવૃત્તિ આપાતતઃ હોય છે ફરીથી દુ:ખ નહીં આવે એવો નિયમ નથી. કદાચિત એક દુ:ખ નિવૃત્ત થઈ પણ ગયું તો બીજું નહિ થાય એવો પણ કાંઈ ભરોસો નથી "दुःखं दुःखानुबन्धि" એમ રેંટને ગડીના ડબ્બા જેવો ક્રમ ચાલુજ રહે છે સુસ્પષ્ટતા કથી છે?

એના ઉપર તો કહેવામાં આવે છે—

प्रात्यहिकक्षुत्प्रतीकारवत्

तत्प्रतीकारचेष्टनात्पुरुषार्थत्वम् ।

—સાં૰ દ૰ ૧।૨

જેમ રોજ ભુખ લાગે છે તેની ભોજનથી નિવૃત્તિ કરવામાં આવે છે તેમ નિત્ય ઉપાય કરવાથી દુઃખ નિવૃત્તિ થઈને પુરૂષાર્થનો લાભ થઈ શકે છે.

એનો જવાબ કપિલ મુનિજી આવો આપે છે—

सर्वासंभवात् संभवेऽपि सत्त्वा-

संभवाद्धेयः प्रमाणकुशलैः ।

—સાં૰ દ૰ ૧।૪

સર્વત્ર અને સર્વદા વૈદ્ય આદિ નથી પણ મળી શકતા અને પ્રતિકાર થવા છતાં પણ દુઃખનું મુળ (દેહાભિમાન) બન્યુંજ રહેશે. એટલા માટે આ દ્રષ્ટોપાયજન્ય દુઃખ નિવૃત્તિરૂપ પુરૂષાર્થ ત્યાજ્ય છે. જુદા જુદા ઉપાયોથી દુઃખ દૂર કરવાના સામર્થ્યમાં કાંઈક બળ હોવા છતાં પણ, ઉક્ત હેતુઓથી તે અકિંચિત્કર છે

તેથી રૂષિ સિદ્ધાંત કહે છે—

उत्कर्षादपि मोक्षस्य सर्वोत्कर्षश्रुतेः ।

—સાં૰ દ૰ ૧।૫

"न च पुनरावर्तते" છાંન્દોગ્ય ઉ૰ અ૰૮ સ૰ ૧૫ મ૰ ૧. સર્વ ઉપાયોમાં મોક્ષની શ્રેષ્ટતા આ શ્રુતિથી સિદ્ધ છે. એજ વાતને ઉદ્દેશીને પ્રથમ સૂત્રમાં "अत्यन्त" પદનો પ્રયોગ કરેલો છે. દ્રષ્ટોપાયજન્ય સુખલાભના આધારે જે એવો આક્ષેપ છે કે તે સુખનો શા માટે ત્યાગ કરવામાં આવે, તેનું સમાધાન શાસ્ત્રકાર આ પ્રમાણે કરે છે—

अविशेषश्चोभयोः ।—સાં૰ દ૰ ૧।૬

જેને લોકમાં સુખ કહે છે તે પણ એક પ્રકારે દુઃખજ છે. સુખ દુઃખમાં વિશેષ ફેર નથી, ગીતા ધીર પુરૂષના વિષયમાં કહે છે કે તે—

"समं दुःखसुखं",—સાં૰ દ૰ ૨।૧૫

એવો હોય છે. અર્થાત્—

तदपि दुःखशबलमिति

दुःखपक्षे निक्षिपन्ते विवेचकाः ।

—સાં૰ દ૰ ૬।૮

વિચારશીલ પુરૂષ સુખને દુખથી ભળેલું માનીને દુઃખની ગણતરીમાંજ મૂકે છે. ફલતઃ—

अत्यन्तदुःखनिवृत्त्या कृतकृत्यता । સાં૰ દ૰ ૬।૫

પ્રકૃત મુમુક્ષુને એજ મત ગ્રાહ્ય છે અને તેથી જ જન્માભાવ રૂપ મુમુક્ષાનું થવું ઠીકજ છે.

# કઠણ ધ્યેય અને કિલષ્ટ યોગ

( લે૰—શ્રી રૂષિરામજી બ્રહ્મચારી. )

મુળત: વિશ્વને અને આ જીવનને શું જોઇએ છે કે જેથી આ જીવન અને સૃષ્ટિની અંદર એક ઇશ્વરીય વિજ્ઞાન શક્તિ, ચેતન અને આનંદમય સૃષ્ટિની રચના થાય.

પ્રથમ તો તેને માટે એ કરવું પડશે કે આ સમગ્ર ભૌતિક જીવન અને આ સૃષ્ટિની ગતિયો—શાખાઓ જે કોઇ પણ આ સૃષ્ટિનાં અંગ છે, તેમનો સર્વથા સમૂળગો નાશ કરીને આ ઇશ્વર રાજ્યની પ્રતિષ્ઠાને માટે યોગ્ય— અનુકુળ ક્ષેત્ર તૈયાર કરવું પડશે તથા પૂર્વ સંસ્કારોને ફેરે ફેરેથી કાઢીને દૂર કરવા પડશે.

આ કાર્ય ચાહે કહેતાં સાંભળવામાં સહજ, સરળ અને ઘણું સાધારણ માલુમ પડતું હોય, અથવા ઘણું મુશ્કેલ હોવાને કારણે અસંભવજ માલુમ પડતું હોય, પણ તે એ બે પૈકીમાંથી એકેય જાતનું નથી. એ ઘણુંજ કઠણ અને ઘણુંજ મોટું છે. એનાં દરેક અંગને સમજવા

અને આચરણ કરવાથીજ એની મહત્તા અને મુશ્કેલીનું જ્ઞાન થઈ શકે છે.

એને માટે ઘણીજ ગહન લડાઈ લડવી પડે છે એમાં સાધારણ મનુષ્ય ઉભો રહી શકતો નથી.

એમાં મોટો મહારથિજ પ્રવેશ કરી શકે છે આ ચક્રવ્યૂહનું ભેદન—એમાં પ્રવેશ, એક દુસાધ્ય તપસ્યા છે અથવા એમ કહો કે એક મહાભારતજ છે પ્રથમ આ જીવન અને સૃષ્ટિની અનંત વિરોધી શક્તિઓના ઉપર વિજય, એમની અનંત ગતિઓનું સમુળગુ છેદન અર્થાત એક સંસ્કાર સુદ્ધાંત કોઈ અંગમાં ન રહી જાય, આજ કામોમાં મોટી મુશ્કેલી છે અને તેને માટે આ સર્વ કરવાની ઘણીજ જરૂર છે જ્યાં સુધી આ વિરોધી શક્તિઓની ચાલોને કિંચિત્ પણ બાકી રાખવાની આશા બનેલી છે ત્યાં સુધી તે કાર્ય અસંભવ છે કારણ અસત્ય અને અજ્ઞાનની મધ્ય મુદ્દતમાં પણ તે સૃષ્ટિ નિર્માણ કરનારી ભગવદ્ દયા રૂપિણી મહત્ શક્તિ ભગવતી માતા જે પોતાના પ્રત્યેક કાર્યની અંદર "પુરુષોત્તમ" ને ધારણ કરી રાખે છે, ઉતરી શકતી નથી. આ સૃષ્ટિ અને જીવન શક્તિની કોઈ પણ શરત તેને મંજુર નથી જો તેમ થઈ જાય, તો તે પોતાના સ્વભાવથીજ ચ્યુત થઈ જાય

અને સાધક જ્યાં સુધી તેમની ઇચ્છાઓની ગતિઓ અને અંગોને કે જે તે ભગવતીના કાર્યોમાં તેના પુરુષોત્તમની ઇચ્છાનુસાર દિવ્ય સૃષ્ટિ રચનામાં બાધા નાખે છે, પૂર્ણ અંગિકાર કરે છે અને તે અટકાવવા માટે ઉભી રહે છે, પોતાની અંદર જગા આપી રહેલી છે—ત્યાં સુધી તે તેટલો જ ભગવાન અને ભગવતીથી દૂર થતો જાય છે. અને જેટલોય ભગવતીની ઇચ્છાનુસાર પોતે પોતાને ખોળતો જાય છે-તે તેવાં વિઘ્નોને લેવા માટે સર્વ સંયમથી સ્વિકાર કરે છે—આ કાર્યમાં અધિકાધિક અગ્રેસર થતો જાય છે આ કાર્ય સ્વયં ભગવાનનું છે—તેમને માટે છે અને સંસારને માટે તો છે જ—એમાં શંકાજ શું છે?

એને માટે અવસ્થાઓ તૈયાર કરવાની હોય છે, ભગવાન અને ભગવતીની શરત મંજુર કરવી પડે છે, તેમની ઇચ્છાનુસાર આખું જીવન પરિવર્તિત કરવું પડે છે તેમની વિરોધી બાજુને કોઈ પણ અંગમાં સ્થાન આપવામાં આવતું નથી તેમની આજ્ઞા પ્રમાણે ચાલવું પડે છે, તેમની શરત અને ઇચ્છાની સામે અહિંની ભૌતિક જીવન સૃષ્ટિની શરતો અને ઇચ્છાઓને સર્વદા ધૂળમાં મેળવી દેવી પડે છે

એના સાધનના અનેક અંગ છે—શરતો છે—જે ભગવતીની શક્તિ દ્વારાજ નક્કી થયેલાં છે સાધકને તેમની અંદર થઈને પસાર થવું પડે છે એજ આધાર અને અવસ્થાઓની તૈયારી છે

એમાં હઠયોગ, મંત્ર યંત્ર કોઈ ખાસ ધ્યાન કંઈ કામ આવતું નથી, કે નથી તેમની કંઈ જરૂર પણ પડતી ભગવતીની દયા શક્તિથી એનું પ્રતિફળ સ્વયં પ્રાપ્ત થઈ જાય છે.

આ યોગનો સાધક આ સર્વના પરિણામોથી ઘણો આગળ અતિક્રમણ કરી જાય છે. એમાં સર્વ યોગ સમન્વયનું રૂપ પ્રાપ્ત કરે છે એમાં ખરો પ્રવેશ તેજ કરી શકે છે, જેના અંતરમાંથી એ સાચો પોકાર ઉઠયો છે કે હવે ભૌતિક જીવન ઘણું ખઈ વિતી ચૂક્યું, સંસારનું પરિવર્તન અને પૂર્ણ સાચું કલ્યાણ હવે વિના યૌગિક શક્તિના—માનવીય ઇન્દ્રિય, મન, બુદ્ધિથી થઈ શકતું અસંભવ છે

આ સર્વેની અંદર રહીને જેટલી હદ સુધી ઉડી શકાય છે અને તેનાથી જે કંઈ થઈ શકે છે અથવા કરી શકાય છે તેનું ઉત્કૃષ્ટ ઉદાહરણ મહાત્મા ગાંધીજી છે એનો મતલબ કોઈ આજકાલનો જાગૃત સમુદાયનો કર્મયોગી એમ ન સમજી લે કે એમાં સાંસારિક જીવનની શિક્ષા છે અથવા કે માયાથી અતીત થઈને ધ્યાન અને વેદાન્તમાં ડુબી જવાનીજ શિક્ષા છે કે જેથી સંસારના કોઈ ખાસ પ્રશ્નનો નિવેડો આવી શકતો નથી, બલ્કે અહિંનું કાર્ય ઈશ્વરીય છે, જેના એક પળના કાર્યને પણ કોઈ માનવ શક્તિ હજાર વર્ષમાં પણ કરી શકતી નથી.

આ સહજ—ભગવતી શક્તિનું આ કાર્ય જે ઉપર કહેવાયું છે, સૌથી પ્રથમ બુદ્ધિ સત્તામાંજ પ્રારંભ થાય છે. પછી ક્રમશ આધારની તૈયારીને અનુસાર તે બુદ્ધિ, મન, પ્રાણ, જીવન અને શરીરના અધ્યાત્મ માર્ગથી આગળ જતાં આ પૃથ્વી સુધી ઉતારી શકાય છે.

ૐ શાન્તિ   શાન્તિ   શાન્તિ

# શંકા

(પ્રે૦—મનોહરલાલ શર્મા)

ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते।
सर्वत्रगमचिन्त्यं च कूटस्थमचलं ध्रुवम्॥
संनियम्येन्द्रियग्रामं सर्वत्र समबुद्धयः।
ते प्राप्नुवन्ति मामेव सर्वभूतहिते रताः॥

—गी० १२।३, ४

સૌનું હિત ચાહનારા સૌમાં સમબુદ્ધિ રાખનારા જે પુરૂષ ઇન્દ્રિયોનો સંયમ કરીને નિર્દેશ રહિત, અવ્યક્ત, સર્વવ્યાપી, અચિન્ત્ય, કુટસ્થ, સ્થિર, અક્ષર બ્રહ્મની ઉપાસના કરે છે, તેઓ પણ મને પરમાત્માનેજ પ્રાપ્ત થાય છે. અહિં ભગવાને બ્રહ્મના સ્વરૂપને અનિર્દેશ્ય બતાવ્યું છે. વળી આગળ—

ॐतत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः।

'ॐ તત્ સત્ આ પ્રકારે બ્રહ્મનો નિર્દેશ ત્રણ પ્રકારનો કહેવામાં આવ્યો છે.' એમાં બ્રહ્મનો નિર્દેશ બતાવ્યો છે. આ બન્ને સ્થળોની સંગતિ કેવી રીતે થઈ શકે છે?



# સમાધાન

(લે૦—જ્ઞાનતપસ્વી શ્રી ગીતાનંદજી શર્મા)

એનો ઉત્તર એ છે કે પ્રથમ વ્યક્ત અક્ષર અને અવ્યક્ત અક્ષર એ બન્નેમાં ઉપાસનાને માટે કયાનું આલંબન શ્રેષ્ઠ છે? એ અર્જુનનો પ્રશ્ન હતો. એટલા માટે બ્રહ્મના વર્ણનમાં ભગવાને અનિર્દેશ્ય શબ્દનો પ્રયોગ કર્યો અને બીજે ઠેકાણે નિર્દેશ્ય બ્રહ્મનો ઉલ્લેખ એટલા માટે કર્યો કે ત્યાં મંગલાચરણનો વિષય હોવાથી બ્રહ્મને નિર્દેશ્ય કહેવો પડયો.

. વસ્તુતઃ તો બ્રહ્મ ન સગુણ છે, ન નિર્ગુણ, જેવી રીત કોઈ પુરૂષ વસ્ત્ર પહેરી લે તો તે સવસ્ત્ર કહેવાય છે અને ન પહેરે તો નિવસ્ત્ર કહેવાય છે. તેની સવસ્ત્રતા અને અવસ્ત્રતાની એ બે સંજ્ઞાઓ વસ્ત્રની અપેક્ષાથી થઈ છે. પુરૂષનું વાસ્તવિક સ્વરુપ તો પુરુષત્વાવચ્છિન્નજ છે. વસ્ત્ર હોય કે ન હોય પુરૂષ પુરૂષજ બન્યો રહેશે. એજ ન્યાય બ્રહ્મના વિષયમાં પણ લાગુ છે. જેવો કે શ્રીમદ્ ભાગવતમાં પણ ઉલ્લેખ છે—

बन्धो मोक्ष इति व्याख्या गुणतो मे न वस्तुतः॥

અવતાર ધારણ કરવો કે જીવભાવથી વિભક્ત થવું અને પછી આ આવરણોથી છૂટી જવું આવા પ્રકારની પરમાત્માની વ્યાખ્યા ગુણોને લીધે ઔપચારિક છે વાસ્તવિક નથી.

એટલે આ અર્થમાં બ્રહ્મ નિર્દેશ્ય પણ છે અને અનિર્દેશ્ય પણ છે.



# સંત સમાગમ

(લે૦—સ્વામી શ્રી રામાનંદજી સન્યાસી, દર્શનશાસ્ત્રી, વ્યાકરણાચાર્ય.)

[ગતાંક પૃ૦ ૬૧૮ થી ચાલુ]

તે પછી એક બીજા મહાત્મા કહેવા લાગ્યા કે—એક સમય હું કલિંગ દેશમાં ભ્રમણ કરી રહ્યો હતો ત્યાં મને એક ભાવુકે કહ્યું કે—"મહારાજ! મને કંઈ ઉપદેશ આપો." મેં કહ્યું—"ભાઈ! જો તમને કોઈ બન્ધુ મિત્રની આકાંક્ષા હોય, તો તમારે માટે પરમાત્મા બસ છે. જો તમને સંગી સાથીની જરૂર હોય તો વિધાતાથી તેની પૂર્તિ થશે. જો માન પ્રતિષ્ઠાની ભૂખ હોય તો સંસાર પૂરી તૃપ્તિ કરશે. અગર જો શાન્તિની અપેક્ષા હોય તો તે ગીતા આપશે. જો કોઇ કામ ધંધાની ફિકર હોય તો તપશ્ચર્યાથી મળશે. જો ઉપદેશ ચાહતા હોય તો મૃત્યુનું સ્મરણજ જરૂરી છે. અને અગર જો અમારૂં આ કથન તમારે ગળે ન ઉતરતું હોય તો તમારે માટે નરક કંઈ દૂર નથી.

વળી સાંભળો—

પંડિતો અને વૈરાગીઓનો અહંકાર ધનવાનો અને રાજા મહારાજાઓના અભિમાન સાથે તોળી જોવામાં આવે તો પંડિતો અને વૈરાગ્યવાનોનો અહંકાર વજનમાં જરૂર વધી જવાનો. માટે બે વાતોથી સદા સાવધાન રહેજો—

૧—અહંકારથી

૨—લોભથી

વળી જુઓ—સ્પૃહા સૌને હોય છે. તેના ત્રણ ભેદ કરી શકાય છે—

૧—ભોગ ભોગવવાની

૨—બોલવાની

૩—જોવાની



ભોગ ભોગવતી વેળાએ એ સદા ધ્યાનમાં રાખવું કે—ભલે બીજું કોઈ ન જોઈ રહ્યું હોય, પરંતુ પ્રભુ તો જોઇ રહ્યા છે. તેથી એવા કોઈ ભોગ ન ભોગવો કે જે ઇશ્વરથી છૂપાવવા જેવા હોય.

બોલતી વેળાએ એ સદા ધ્યાનમાં રાખવું કે તેથી સત્યની હત્યા ન થઈ જાય.

અને જોતી વેળાએ એ યાદ રાખવું કે સજ્જનતા અને શિષ્ટતાનો નાશ ન થઈ જાય.

મન પણ ચાર પ્રકારના હોય છે—

૧—મડદું મન

૨—રોગી મન

૩—આળસુ મન

૪—સ્વસ્થ મન

એમાં ધર્મદ્રોહીનું મન મડદું મન જાણવું, પાપીનું મન રોગી મન જાણવું, લોભી તથા સ્વાર્થીનું મન આળસુ મન જાણવું અને સાધન ભજનમાં તત્પર મનને સ્વસ્થ મન જાણવું જોઇએ.

એક સંત લોકોને કહ્યા કરતા હતા કે—હે મનુષ્ય! જો તારે ઇશ્વરના પ્રીતિપાત્ર બનવું હોય તો ઇશ્વર તને જે સ્થીતિમાં રાખવા ચાહે છે તેમાંજ સંતુષ્ટ રહેતાં શીખી જા.

જુઓ—વૈરાગ્યની પહેલી અવસ્થામાં ઇશ્વર ઉપર વિશ્વાસ ઉત્પન્ન થાય છે, બીજી અવસ્થામાં સહનશીલતા પ્રગટ થાય છે અને ત્રીજી અર્થાત્ છેલ્લી અવસ્થામાં ઇશ્વરમાં પ્રેમ પ્રગટ થાય છે.

સાંભળો—અધાર્મિક મનુષ્ય આ સંસારમાં જે ગ્રહણ કરે છે તે લે મને માટેજ કરે છે. અને

જે દાન કરે છે તે નરકમાં જવા માટે કરે છે, કેમકે તેનાં બધાં કામ અનિયમિત થાય છે, જોવામાં ભલે ને તે સારાં પણ માલમ પડતાં હોય.

સજ્જનો ! આ ચાર વિષયોમાં સદા આત્મ-પરિક્ષા કરતા રહેજો—

૧—કોઈ શુભ કાર્ય કરતી વેળાએ એવો વિચાર કરો કે હું એ કામ નિષ્કપટ ભાવથી કરૂં છું કે નહીં ?

૨—હુ જે કાંઈ બોલી રહ્યો છું, તેમાં નિસ્વાર્થ ભાવ છે કે નહીં ?

૩—હું જે કાંઇ દાન કરૂં છું, તે બદલાની આશાથી કરૂં છું કે નહીં ?

૪—હું જે ધન સંગ્રહ કરૂં છું તે કૃપણુતાનો ત્યાગ કરીને કરૂં છું કે નહીં ?

તમે જે ( ધન સદ્ગુણ આદિ ) ને કેદ કરી રાખ્યા છે, તેમનો ( દાન, ભજન આદિ કરવાને માટે ) છુટકારો કરી દો. અને જે ( લોભ, અજ્ઞાન, લોભ, મોહ આદિ શત્રુઓ ) ને છૂટા મુકયા છે, તેમને કેદ કરી લો.

સંસાર માર્ગની સફર કરવા માટે તમે લોકો ચાર પ્રકારનાં વાહનો ઉપયોગમાં લાવતા રહેો—

૧—જે વેળાએ સંપત્તિનો પ્રદેશ આવી પહોંચે, તે વેળાએ કૃતજ્ઞતાના વાહન ઉપર સવારી કરીને મુસાફરી કરતા રહેો.

૨—જે સમયે પૂજન અર્ચનનો પ્રદેશ આવી પહોંચે તે સમયે પ્રભુ પ્રેમના વાહન ઉપર આરૂઢ થઇને યાત્રા કરો.

૩—જ્યારે વિપત્તિનો પ્રદેશ આવે ત્યારે સહન શીલતાના વાહનનો ઉપયોગ કરતા રહેો.

૪—પાપનો પ્રદેશ ઉલંઘન કરવાનો આવે ત્યારે પશ્ચાતાપની સવારી કામમાં લાવો.

× × ×

તે પછી એક મહાત્મા એમ કહેવા લાગ્યા કે-હે સજ્જન પુરૂષો ! મારૂં ચાલે તો હું મારી નિન્દા કરનારાઓને ખૂબ ઇનામ આપું. કેમકે—

जीवन्तु मे शत्रुगणाः सदैव,
येषां प्रसादात् सुविचक्षणोऽहम् ।
यदा यदा मे विकृतं भजन्ते,
तदा तदा मां प्रतिबोधयन्ति ॥

અર્થાત્—નિન્દા કરનારાઓની નિન્દા તથા દ્વેષથી મારૂં ઘણુંજ હિત સધાઇ જાય છે. તે મારી નિન્દા નથી કરતા, પણ મને સાવધાન કરીને ભુલ સુધારવાનો અવસર આપે છે. તેમનું સદા કલ્યાણ થાઓ.

એક સમય હું ફરતો ફરતો વ્રજભૂમિમાં જઇ પહોંચ્યો. ત્યાં કુંજમાં બેઠેલી એક વૃદ્ધ સ્ત્રી પ્રભુની એ પ્રમાણે સ્તુતિ કરી રહી હતી કે—

"હે પરમાત્મન્ ! આપે આ લોકમાં મારે માટે જે પદાર્થો નિર્માણ કરી મૂક્યા છે, તે આપ વિરોધીઓ ( નાસ્તિકો ) ને આપી દો. અને જે પરલોકમાં મારે માટે નિર્માણ કરેલા છે, તે આપના મિત્રો ( ભક્તો ) ને આપી દો. મારે માટે તો આપ સ્વયં પુરતા છો, કોઇ બીજી વસ્તુની મને ઇચ્છાજ નથી. જો હું નરકના ભયથી આપની પૂજા કરતી હોઉં, તો આપ મને નરકના અગ્નિમાં નાખી દેજો. અને અગર જો સ્વર્ગની આશાએ આપની સેવા કરતી હોઉં, તો એવું સ્વર્ગ મારે માટે ત્યાજ્ય છે, હરામ છે. જો હું આપની પ્રાપ્તિને માટે ઉપાસના કરતી હોઉં તો આપના પરમ પ્રકાશમાન, પૂર્ણ, પવિત્ર, નિર્મળ, નિર્દોષ અને અપાર સુંદર સ્વરૂપનાં દર્શનથી મને વંચિત ન રાખશો ?

આટલું કહીને તે વૃદ્ધ સ્ત્રી શાન્ત થઈ ગઈ.

એટલે હું પણ તેની સામે જઇને આ પ્રમાણે કહેવા લાગ્યો—

માતાજી! ઇશ્વરના માર્ગમાં નથી આંખોની જરૂરીઆત કે નથી જીભ આદિની. આ તો એક માત્ર પવિત્ર હૃદયની જરૂર છે. તે પવિત્રતા પ્રાપ્તિનો પ્રયત્ન કરવો જોઇએ, અને મનને તેનો સંગ્રહ કરવાનું કામ સોંપો. જુઓ—

સરાપા પાક હૈ ધોયે, જીન્હોંને હાથ દુનિયા સે
નહીં હાજત કિ વહ પાની, બહાયેં સરસે પાંવોં તક.

ધ્યાન આપો—મનુષ્ય રોગ થવાની સંભાવના માત્રથી ભોજન કરવું છોડી દે છે, પરંતુ મૃત્યુ અને યમના દંડની સજાનો નિશ્ચય હોવા છતાં પણ પાપ કરવાનું છોડતો નથી. એ એક ઘણીજ નવાઇની વાત છે.

આ સંસાર 'નવયુવતિ' જેવો છે, જે એની અભિલાષા રાખે છે, તેને સારા સારા વસ્ત્રાભૂષણ આદિ આપવામાં આખી જીંદગી ગુમાવવી પડે છે અને જે એનાથી વિરક્ત રહે છે તે એનું માથું મુંડાવીને એના મોઢા ઉપર મેંસ ચોપડી દે છે.

હવે હું બુદ્ધિમાન મનુષ્યોના ત્રણ ભેદ બતાવું છું—

૧—જેણે સંસારનો ત્યાગ કર્યો.

૨—જેણે મરતા પહેલા બધી તૈયારી કરી લીધી.

૩—જેણે પ્રથમથીજ ઇશ્વરની પ્રસન્નતા પ્રાપ્ત કરી લીધી.

સાધક પણ ત્રણ પ્રકારના કહેવામાં આવે છે—

૧—વૈરાગી

૨—અનુરાગી

૩—કર્મયોગી

વૈરાગીનું ધન સહનશીલતા છે. અનુરાગીની સંપત્તિ પ્રભુ પ્રત્યેની કૃતજ્ઞતા છે અને કર્મયોગીની દોલત સર્વના પ્રતિ બન્ધુભાવ છે.

અરે સાધક! તું નિર્જન સ્થાનમાં નિવાસ કરીને તારા પ્રેમની પરિક્ષા કરી લે. જોઇ લે કે તારો પ્રેમ નિર્જનતા ઉપર છે કે પ્રભુ ઉપર. અગર જો એકાન્ત સ્થાનમાં તારો પ્રેમ છે, તો ત્યાંથી ખસતાંજ તારો પ્રેમ નાશ પામશે. અને જો ઇશ્વર ઉપર પ્રેમ છે, તો પર્વત, જંગલ, વસ્તી, ધન અને ઘર આદિ સર્વ સ્થાનો સરખાંજ છે.

वनेऽपि दोषाः प्रभवन्ति रागिणां,
　　गृहेऽपि पञ्चेन्द्रियनिग्रहस्तपः ।
अकुत्सिते कर्मणि यः प्रवर्तते,
　　निवृत्तरागस्य गृहं तपोवनम् ॥

અર્થાત્ જેમનાં દીલ સંસારી વાસનામાં ફસાએલા છે તેમને વનમાં પણ વાસના છોડતી નથી. જેમને ઇન્દ્રિયો ઉપર પોતાનો કબ્જો છે તેમને માટે ઘર પણ વનના જેવુંજ છે. ભાવ એ છે કે સત્ કર્મ પરાયણ પુરૂષ સર્વત્ર પોતાની આત્મોન્નતિ કરી શકે છે.

ધર્મ સાધનનાં ત્રણ મૂળ છે—

૧—જ્ઞાન

૨—સંકલ્પ

૩—પ્રેમ

ધર્મનાં પણ ત્રણ અંગ છે—

૧—ભય

૨—આશા

૩—પ્રેમ

ભયમાં પાપ છોડવાની શક્તિ છે. આશામાં સાધન દ્વારા પરલોક અને ઉન્નતિનું બળ છે અને પ્રેમમાં દુઃખ સહન કરવાની શક્તિ છે. એવી રીતે ઉપર કહેલા ધર્મ સાધનના ત્રણ મુળોમાં જ્ઞાન સર્વ વસ્તુઓનાં યથાર્થ સ્વરૂપ દેખાડવાની યોગ્યતા રાખે છે. સંકલ્પમાં વિઘ્નો હોવા છતાં પણ અટલ

રહેવાની ભાવના છે. અને પ્રેમમાં વિધિ નિષેધ આદિ નિયમોની સીમા ઓળંગીને સર્વ કાંઈ કરવાનું સામર્થ્ય છે.

કેટલું કહીએ, ઉપર્યુક્ત અનેક ઉપદેશ, દાખલા, દલીલો અને ઘટનાઓ આદિના સંવાદને અંતે અનિશ્ચિત કાળને માટે સમાગમ કરવાનો નિશ્ચય કરીને સભા ઉઠી ગઈ.

હું તો આનંદ સાગરમાં ડુબીજ ગયો. અને એમ લાગ્યું કે અસ્થિર વિચારોને સ્થિર કરવાનું સાધન અને સ્થિર વિચારોને દ્રઢ કરવામાં હેતુભૂત કારણ સમાગમ છે. અને તેથીજ એનું નામ છે—"સંત સમાગમ."

# અર્જુને યુદ્ધ શા માટે કર્યું?

(સં૦—વકીલ બાલાભાઈ નારણજી બી૦ એ૦)

[ અનુસંધાન પૃ૦ ૬૨૫ થી આગળ ]

અને ઉપરની સર્વ વાત ગીતા પણ તદ્દન સ્પષ્ટપણે કહે છે.

सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी ।
नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् ॥
—गी० ५।१३

मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा ।
—गी० ३।३०

चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः ।
बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सततं भव ॥
—गी० १८।५७

नैव किंचित्‌ करोमीति युक्तो मन्येत तत्त्ववित् ।
—गी० ५।८

तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः ।
गुणा गुणेषु वर्तन्त इति मत्वा न सज्जते ॥
—गी० ३।२८

उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते ।
गुणा वर्तन्त इत्येव योऽवतिष्ठति नेङ्गते ॥
—गी० १४।२३

આ તમામ શ્લોકોનો ભાવાર્થ તદ્દન સરખો અને એક રૂપજ છે. અને તે તમામ લક્ષમાં લેતાં કર્મ યોગને રૂપે કર્મયોગ કાયમને માટે સ્વગૃહે રહેવાનો અને સંન્યાસ રૂપે સંન્યાસ પણ હમેશાં સ્વગૃહે સ્હેજે રહેવાનો અને એ હકીકત તત્વવેત્તા હોય તેને માટે છે.

પરંતુ દરેક આત્મામાં અંતરગત સંન્યાસ, અને દેહાદીકરૂપ સંઘાતમાં બહીરંગતઃ કર્મયોગ એવો વીચીત્ર દેખાવ, જે ધ્યાનપૂર્વક જોશે તેને જરૂર દેખાશે. આવી સ્થીતિમાં જ્ઞાનોત્તર કર્મ સંન્યાસ કરતાં કર્મયોગ અધીક પ્રશસ્ત છે એમ કહેનારે શરમાવું જોઈએ. કારણ કે તાત્વીક દ્દષ્ટીએ કર્મ સંન્યાસ અક્ષય્ય સ્વરૂપ સ્વભાવ હોવાથી મોક્ષરૂપી ઘરમાં તેજ રહેવાનો ખરેખર હક્કદાર છે. માટે તેવા હક્કદારને કોણ ક્યાં હાંકી કહાડી શકશે? અને કર્મયોગ તો દેહાદીક ગુણ સંઘાતમાંજ ઘર કરીને રહેનાર હોઇ તેમાંથી કોઈ વખતે છુટો પડી શકતો નથી.

ખેર! અમારા કહેવાનો ભાવાર્થ તદ્દન સ્પષ્ટ છે ને તે આપ સર્વે સમજી શક્યા હશોજ કે જ્ઞાનો-

ત્યાર તત્ત્વવેત્તા(એ)કર્મસન્યાસ કરતા કરતા કર્મયોગ કરવો સારો છે એમ ખોટી લવલવ કરવાની હવે જરૂર નથી.

અને ઊપર પ્રમાણે હોવાથી કર્મસન્યાસ કરતાં કર્મયોગ અધીક પ્રશસ્ત છે એ (અ૦ ૫ નો શ્લો૦ ૨) માહેનું વચન કેવળ અજ્ઞાનીઓને માટે ચિત્ત શુદ્ધી વીગેરે માટે કર્મયોગ કરવો ઇષ્ટ છે. છતાં ચીત શુદ્ધિ માટે કર્મયોગ ન કરતાં તેને તજીને બેસી રહેવું તેના કરતા કર્મયોગ કરવો એ અધિક પ્રશસ્ત છે એવોજ ભગવાનનો અભિપ્રાય છે અને એમજ સમજવું એજ સર્વથા સયુક્તીક ઠરે છે.

ખરી રીતે તત્ત્વવેત્તા કોને કહેવો ?

આ મુદ્દાનો વીચાર પણ બરોબર કરવો જોઇએ તે માટે બીજા અધ્યાયના ૨૧ મા શ્લોકના ભાષ્યમા શ્રીમદ્ આધ શંકરાચાર્યજી એમ કહે છે કે "તત્વવેત્તાને સર્વ કર્મનો નીષેધ—અર્થાત્ સર્વ કર્મ ત્યાગ એમ જે કહેવાયેલું છે તેનુ ખરૂ રહસ્ય પ્રથમ સમજવાની જરૂર છે અને તે રહસ્ય એવુ છે કે વિદ્વાન અથવા બ્રહ્માત્મૈક્યવેત્તા એટલે આત્મા, પરતુ દેહ સઘાતને કંઇ વિદ્વાન એવી સજ્ઞા અપાતી નથી કારણ વિદ્વત્તા એ સ્થીતિ દેહાદી સઘાતની નથી પરતુ દેહાદી સઘાતથી જુદો એવો જે અવિક્રિય આત્મા, તેને વીદ્વાન કહી શકાય, અને તે પણ આત્મ અનાત્મ વિવેક જ્ઞાનથી ઉત્પન્ન થનારા બ્રહ્મ સ્ફૂરણ આકાર બુદ્ધી મનની વૃત્તિરૂપ બ્રહ્મવિદ્યાની દ્રષ્ટિએજ કહેવાનું

સારાશ એજ કે પરમાર્થત. અવિક્રિય એવો જે આત્મા તેનેજ વિદ્વાન કહી શકાય. અને એવા વિદ્વાનને વિષે ત્રણે કાલમાં કર્મનો સભવજ નથી અને તેથીજ આ સૂક્ષ્મ દ્રષ્ટિએ વિદ્વાનને સર્વ કર્મ સન્યાસ સ્વાભાવીક અને સહેજ જ છે. અર્થાત શાસ્ત્રે વિધાનપૂર્વક નિર્દીષ્ટ કરેલા સર્વ કર્મો કરવાને અજ્ઞાની મનુષ્યજ અધિકારી ઠરે છે. અને તે સબધી વીધી નીષેધ વાક્યો તત્ત્વવેત્તાને લાગુ પડતાં નથી.

આ નીયમની દ્રષ્ટિએ જોઇએ તો—

कुर्यां द्विद्वास्तथा ।

—गी० ३।२५

न बुद्धिभेद जनयेत् जोषयेन् सर्वकर्माणि ।
... ... विद्वान् युक्त समाचरन् ॥

—गी० ३।२६

तानकृत्स्नविदो मन्दान् कृत्स्नविन्न विचालयेत् ॥

—गी० ३।२९

વીગેરે વાક્યો તત્વવેત્તાને કોઇ પણ પ્રકારે લાગુ પાડવાના નથી આ મહિનું ખરૂ રહસ્ય એ છે કે—

तदा गन्तासि निर्वेद श्रोतव्यस्य श्रुतस्य च ।

— गी० २।५२

એ વાક્યમા જણાવેલ ભગવાનના અભિપ્રાયથી જોતા તત્ત્વવેત્તાને તો કઇ પણ સાભળવાપણું રહેતુંજ નથી, ત્યારે પછી તેને વિધીનીષેધ પણ સાભળવાના હોયજ નહી. અર્થાત્ વીધીનીષેધ વાક્યો તત્વવેત્તા માટે નથી પણ અજ્ઞાની લોકો માટે તેમની ચીતશુદ્ધી કરવા માટે છે છતા શાસ્ત્રમાં જણાવેલ વીધીનીષેધના વાક્યો નકામા તો નથીજ ત્યારે તે વાક્યોનો ઉદ્દેશ શો છે, તેને અનુસરીને તે વપરાયલા છે, તેને યોગ્ય અર્થમા યોજવાં એ શાસ્ત્ર જાણનારનું મુખ્ય કર્તવ્ય છે મતલબ એજ કે શાસ્ત્રમાં વર્ણવેલાં વીધીનીષેધ વાક્યો તેમજ ગીતામાં લખેલા વિધી નિષેધ વાક્યો અજ્ઞાની મનુષ્યોને કર્મ કરવા માટે ઉત્તેજન આપવા તથા તે બાબતમાં તેને રૂચી પેદા કરવા અર્થેજ તેનો ઉપયોગ છે અને તે હેતુથીજ તેવા વાક્યો પ્રોઢવાદનો

આશ્રય કરીનેજ લખાયલાં છે માટે ઉપરનો સર્વ પ્રકાર બરાબર ધ્યાનમાં રહે તે માટે અમો એક દ્રષ્ટાંત આપીએ છીએ.

**ડાહ્યાની હઠ અને તેને તેના બાપનો ઉપદેશ—**

ડાહ્યાને ઉધરસ થઈ હતી, તેથી તેનાં મા બાપે ડાહ્યાને બોલાવી ફોસલાવી પટાવીને કહ્યું કે મોળી દાળ સાથેજ ભાત ખાવો, છાસ ખાવી નહી, તેલ મરચું ખાવું નહી, અને તેમ કહીને તેનાં મા બાપ તેને છાસ ખાવા આપતાં નથી અને ડાહ્યો તો છાસ ખાવા માટે હઠ કરી અડીને બેઠો છે. તેને ઘણું ઘણું સમજાવતાં છતાં પણ મોળી દાળ સાથે ભાત ખાતો નથી. ત્યારે મા બાપ તેને કહે છે કે જો અમે પણ છાસ ખાતાં નથી પણ મોળી દાળ સાથે ભાતજ ખાઇએ છીએ.

વળી બીજા માણસોને પણ ડાહ્યાનાં મા બાપ ઈશારો કરીને કહેવા લાગ્યાં કે ' હં, ખબરદાર, કોઈ છાસ ખાશો નહી. છાસ ખાશો તો ઉધરસ થાય છે. જુઓ આપણા પાડોશીનો નોકર રામો કેવો ડાહ્યો છે કે તેને ઉધરસ થાય માટે છાસ ખાતો નથી. રામા, તું છાસ ખાતો નથીને ? બાપુ મને ઠાંસો થાય છે. તેથી મેં છાસ ખાવાની મુકી દીધી છે. શાબાશ, પણ હરીઓ, જુવો બેટો કેવો મૂરખ છે કે ઉધરસ આવે છે છતાં છાસ મુક્તો નથી. અને તે કારણે હવે કેવો ખાટલામાં રીબાતો પડયો છે તે ! ડાહ્યા, આ આપણી ભેંસ પણ કેવી ડાહી છે તે જો તો ખરો, ભેંસે એમ જાણ્યું કે છાસ ખાવાથી ઉધરસ થાય છે તેથી તેણે કાલે દુધજ આપ્યું નહીં. એટલે ઘરમાં છાસજ નથી. હવે શું કરશું ? મોળી દાળ સાથેજ હવે ભાત ખાવો પડશે.' આ પ્રમાણે બાપે કથા કહી ત્યારે ભાઈ સાહેબ ડાહ્યાભાઈની હઠ ઉતરી ગઈ. અને મોળી દાળ સાથે ભાત ખાવા લાગ્યો.

ઉપર દર્શાવેલા દ્રષ્ટાંતમાંનો મુદ્દો એવો છે કે ડાહ્યાને ઉધરસ થઇ છે તેથી તેણે છાસ ભાત ખાવાં ન જોઈએ પરંતુ મોળી દાળ સાથે ફકત ભાતજ ખાવો જોઇએ. તેવું ડાહ્યાના મનમાં ઠસાવવા ખાતર તેના બાપે સ્વરૂપાન્તરથી ડાહ્યાને એવું કહ્યું કે અમો કોઈ છાસ ખાતાં નથી. બીજા કોઇએ પણ છાસ ખાવી નહીં. ભેંસે દુધ આપ્યું નથી. આ તમામ વાતો સ્પષ્ટ રીતે અવાંતર છે એટલે સાચી કહેલી નથી. પરંતુ તેવું નીર્દોષ અસત્ય ડાહ્યાને લાભ કરવાના હેતુથી બોલવામાં આવ્યું છે. તે દ્રષ્ટાંતે જોતાં वर्त एव च कर्मणि (અ० ૩ શ્લો० ૨૨) એ શ્લોકમાં ભગવાન પણ એવું જ નીર્દોષ અવાંતર બોલ્યા છે કે "હું પણ કર્મમાંજ છું." આ ભગવાનનું વાકય પણ પેલા ડાહ્યાના બાપના જેવું જ છે કે અમો પણ મોળી દાળ અને ભાત ખાઇએ છીએ છાસ ભાત ખાતા નથી.

સારાંશ એજ કે કર્મ સંબંધી વીધિ અને નીષેધનાં જે જે વાકયો ગીતાની અંદર આપેલાં છે તે કેવળ અજ્ઞાનીઓને માટેજ છે અને તત્ત્વવેત્તાને તે ખાસ કરીને લાગુ પડતાં નથી, કારણ કે તત્વ જ્ઞાનોત્તર કાળમાં તત્વવેત્તા એ ઉપદેશનો અધીકારીજ નથી તેથી તેવા તત્વવેત્તાને કોઈના ઉપદેશની જરૂરજ નથી એટલુંજ નહીં પણ તેને ઉપદેશ સાંભળવાપણું પણ છેજ નહીં. તેના માટે આપણે ગીતામાંથીજ આધારો જોઇએ.

यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते ॥
—ગી० ૭।૨

यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् —ગી० ૯।૧

यज्ज्ञात्वा मुनयः सर्वे परां सिद्धिमितो गताः ॥
—ગી० ૧૪।૧

एतद्बुद्ध्वा बुद्धिमान्स्यात्कृतकृत्यश्च भारत ॥

—गी० १५।२०

तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ।
गच्छन्त्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ॥

—गी० ५।१७

ઉપર જણાવેલા તમામ શ્લોકોમાંનો ભાવાર્થ એજ કે યથાર્થ તત્વજ્ઞાન થયા પછી જે કોઈ તત્વવેત્તા હોય છે તેને પછીથી બીજુ કંઈ પણ જાણી લેવા જેવુ હોતુંજ નથી

જે જાણવાથી તે તત્વવેત્તા સંસારમાંથી મુક્ત થાય છે અને જે જાણવાથી તે કૃતકૃત્ય થાય છે તેવા તત્વવેત્તા જન્મ મરણના ફેરામાંથી છુટી જાય છે અને તેવા તત્વવેત્તાનેજ આત્યંતિક મોક્ષ સીદ્ધી મળે છે એવા તત્વવેત્તાને, એવા સીદ્ધ પુરૂષને પોતાની આગળ ઉભો રાખી શાસ્ત્ર તેને કંઇ કહે એ માનવા જેવુંજ નથી શાસ્ત્રની તેવા તત્વવેત્તાને કંઈ પણ ઉપદેશ કરવાની કે કહેવાની હીંમતજ કેમ ચાલે—મતલબ હીંમત ચાલેજ નહીં અને ગીતામાં ગીતાકારે તેવી હીંમત કરીજ નથી છતાં કોઇ એવી ધૃષ્ટતા કરીને કહે કે શાસ્ત્ર તો તત્વવેત્તાને પણ ઉપદેશ આપી શકે છે તો પછી ખેદ સાથે કહેવુ પડે છે કે જો તેવું શાસ્ત્ર હોય તો તે શાસ્ત્રનેજ વ્યર્થત્વ આવશે કારણ કે જે તત્વવેત્તા હોય છે તેના મનમાં કોઈ બાબતની શંકા હોતીજ નથી અને તેને કંઈ પૂછવાપણું રહેતું નથી અને હોતું નથી તેથી તત્વવેત્તા કંઈ પણ પૂછવાને કોઇ આગળ આવતો નથી પછી શાસ્ત્ર તેને શા માટે ઉપદેશ કરે છતાં કહેવાતા તત્વવેત્તાને ઉપદેશની જરૂર હોય, કોઈની પાસે પોતાની શંકા લાવી તેવી શંકાનું સમાધાન કરવાની માગણી કરતો હોય, તો પછી તેવો કહેવાતો તત્વવેત્તા એ ખરેખર તત્વવેત્તા જ નથી

તત્વવેત્તા તો કોઇનો પણ ઉપદેશ સાંભળવા ઉભો રહેતો નથી. એટલુંજ નહીં પણ ઉપદેશ સાંભળવા માટે કાન સરખો ધરતો નથી અને વળી તેવા તત્વવેત્તાને કહેવાને કે ઉપદેશ કરવાને કોણ આગળ પગલું ભરી શકે તેમ છે કોણ તેવી ધૃષ્ટતા કરવા પ્રવૃત્ત થશે

મતલબ કે શાસ્ત્રના—ગીતાના તમામ ઉપદેશો અજ્ઞાનીઓ માટેજ છે જીજ્ઞાસુઓ માટેજ છે. એટલે જ્ઞાન સંપૂર્ણ પ્રાપ્ત થઈ ગયા પછીથી ને જ્ઞાનોત્તર દશામાં તત્વવેત્તાને કંઈ પણ ઉપદેશની જરૂરજ નથી કારણ તેણે પોતે જ્ઞાનોત્તર કાળમાં કેવી રીતે રહેવુ—પોતે શું કરવુ, એ વાત તો તેણે અગાઉથીજ જ્ઞાનોત્તર દશા પહેલાંજ જાણેલી હોય છે અને શાસ્ત્રે પણ તેવી વાતો, ઉપદેશ-તેવો તત્વવેત્તા—જ્ઞાનોત્તર દશાને પ્રાપ્ત થયો તે અગાઉજ શાસ્ત્રે તેને કહી આપેલ છે તેથી જ્ઞાનોત્તર દશા પ્રાપ્ત થતાંજ તેને તત્વવેત્તા પદ પ્રાપ્ત થાય છે એટલે પછી કંઇ પણ ઉપદેશની તેને જરૂર રહેતી નથી અને પછી શાસ્ત્રો પણ તેને ઉદ્દેશીને કંઈ કહેતાંજ નથી એટલે તમામ શાસ્ત્રોનો ઉપદેશ—જીજ્ઞાસુ અને અજ્ઞાનીઓને માટેજ છે તે વાત સ્પષ્ટ રીતે સાબીત થાય છે

અને અર્જુન પોતે પણ તત્વવેત્તાની સ્થીતિએ પહોચેલો ન હતો પણ અજ્ઞાની અને જીજ્ઞાસુની દશામાં હોવાથી ગીતાના બીજા અધ્યાયમાં તેણે ભગવાનને સ્થીતપ્રજ્ઞના લક્ષણો પૂછયાં છે તેમજ ગુણાતીત અને યોગીના અને ભક્તના પણ લક્ષણો પૂછયાં છે અને ભગવાને તેના સરળ એવા જવાબો પણ આપ્યા છે અર્થાત અર્જુન પોતે સ્થીતપ્રજ્ઞ અને ભક્ત તેમજ ગુણાતીત અને યોગી ન હોવાથી અને સ્થીતપ્રજ્ઞ તથા ભક્તની દશાએ

પહોંચવા જીજ્ઞાસા થવાથી સ્થીતપ્રજ્ઞ—ગુણાતીત—યોગી અને ભક્તનાં લક્ષણો તેમણે ભગવાનને એવા આશયથી પૂછયાં છે કે તે જાણીને પોતે પણ સ્થીતપ્રજ્ઞ-ગુણાતીત—યોગી—અને ભક્ત થવાનો પ્રયત્ન કરી શકે. અને ભગવાને પણ અર્જુનને અજ્ઞાની અને જીજ્ઞાસુ જાણી ઉપર જણાવેલ સ્થીતપ્રજ્ઞ—ગુણાતીત—યોગી અને ભક્તનાં લક્ષણો અર્જુનને અભ્યાસ કરવામાં મદદરૂપ થાય તે અર્થે કહ્યાં છે. કારણ અર્જુન તે ચારે બાબતોનાં લક્ષણ જાણતો નથી અર્થાત્ તે ચારે બાબતોમાં અર્જુન અજ્ઞાની છે અને તે જાણવાને તેને જીજ્ઞાસા થઈ છે.

મતલબ સ્થીતપ્રજ્ઞ વીગેરેનાં લક્ષણો અગર ગુણ અર્જુનમાં ન હોવાથી તેવા ગુણો અર્જુને સંપાદીત કરવા જોઇએ. મેળવવા જોઇએ. એટલા માટેજ ભગવાને તેને તે તે બાબતોનો ઉપદેશ કર્યો છે અને આ પ્રમાણેની વીચાર સરણી એજ ઉત્તમ કહેવાય.

આ ઉપરથી જણાશે કે તત્ત્વજ્ઞાનોત્તર કાલે તત્ત્વવેત્તાને હાથે લોકસંગ્રહનું જનકલ્યાણનું કાર્ય થતું રહે, એ વાત તત્ત્વવેત્તાને સમજાવવાની કંઇજ જરૂર નથી કારણ તે વાત તો તેવા તત્વવેત્તાએ જીજ્ઞાસુ અવસ્થામાં જ અગાઉથીજ જાણી લીધી હોય છે. અને જીજ્ઞાસુ દશામાંજ વિધી—નિષેધ વાકયોથીજ ઉપદેશ કરાય છે—પણ તેવાં વાકયો જે જે સ્થળે વપરાયલાં હોય તે તે સ્થળે તે વાકયો મુખ્યાર્થત્વે હોતાં નથી પણ ગોણાર્થત્વે જ હોય છે તેથી તે કેવળ અનુવાદાત્મકજ ગણાય.

તેવાં વાકયો કેટલીક વખત સુંદર પ્રરોચક, અને ઉત્તેજક એટલે અર્થવાદ રૂપ હોય છે.

આ ઉપરથી હવે આપણે એમજ કહેવું જોઇએ કે તત્ત્વવેત્તા જે જે કર્મો લોક કલ્યાણ માટે કરે છે તે તેનો સ્વભાવ થઈ જાય છે. અને કોઈ પણ સ્વભાવ અગર ટેવ પડી જવી તે વાત દઢ અભ્યાસ વગર થતી નથી.

અને તત્વવેત્તાનો તેવો અભ્યાસ એ જીજ્ઞાસુ અવસ્થામાંજ આરંભાઈ ગયો હોય છે અને પછી જ્ઞાનોત્તર દશામાં તો તે અભ્યાસ એક સ્વભાવ અગર ટેવનું રૂપ ધારણ કરે છે અને આ પ્રમાણે સ્વભાવ બંધાઇ ગયો તે પછી તેવા તત્ત્વવેત્તાને વીધીનીષેધવાળા ઉપદેશની જરૂર રહેતીજ નથી એ તો સ્પષ્ટ સમજાય તેવી અને દીવા જેવી વાત હોય છે.

તાત્પર્ય એજ કે સૂર્યનો સ્વભાવ હમેશાં પ્રકાશ આપવાનો થએલો જ છે છતાં તેને કોઇ શાસ્ત્ર આજ્ઞા કરે કે "અરે સૂર્ય, તું જગતને પ્રકાશ આપતો રહેજે" તો તેવી આજ્ઞા—વીધીની સૂર્યને લેશમાત્ર પણ જરૂર નથી. ઉલટ તેવી આજ્ઞા કરનારજ મૂર્ખ ઠરે. તેજ સ્થતિમાં તત્વવેત્તા માટે વીધી નીષેધનાં વાકયો પણ નિરૂપયોગીજ ગણાય—

એથી જેમ સૂર્ય કોઇની પણ આજ્ઞા સીવાયજ પ્રકાશ આપતો જ રહે છે તેજ પ્રમાણે તત્વવેત્તાને પણ "ઓ તત્વવેત્તા તું લોક સંગ્રહ લોક કલ્યાણ કરતો રહે જે" એવી આજ્ઞા શાસ્ત્રે કરવાની રહેતીજ નથી અને જરૂરની પણ નથી કારણ જે તત્વવેત્તા છે તેનાથી તો પરોપકાર, લોક કલ્યાણ લોક સંગ્રહ, થતોજ રહેવાનો કારણ કેતે તત્વવેત્તા છે અજ્ઞાની નથી.

(ક્રમશઃ)



# આકાશથી સૃષ્ટિની ઉત્પત્તિ

(લે૦—સ્વામી શ્રી આનંદાનંદ સરસ્વતી)

[અનુસંધાન પૃ૦ ૮૫૩ થી આગળ]

હવે એ સર્વ અક્ષરો પત્રજી મહારાજની સૃષ્ટિમા રહીને નવા નવા ખેલ ખેલવા લાગ્યા ત્રણ અથવા ચાર અક્ષરો મળીને ઘરમાં રહેવા લાગ્યા અને શબ્દ ગૃહસ્થી બન્યા સાત આઠ શબ્દો મળીને સગા સબંધી વાક્યો બન્યા અને મહોલ્લા માં રહેવા લાગ્યા દસ બાર વાક્યો મળીને જ્ઞાતી રૂપ પેરેગ્રાફ થયા અને ગામમા રહેવા લાગ્યા દસ બાર પેરેગ્રાફ મળીને ચૅપ્ટર થઈ ગયા અને પ્રજા બની શહેરોમા રહેવા લાગ્યા પદર વીસ ચૅપ્ટરો મળીને એમ્પેરર ગ્રંથ સાહેબ બની ગયા અને અનેક પ્રકારના ખેલ ખેલવા લાગ્યા કોઈ વેદ, વેદાત, પુરાણ, શ્રુતિ, સ્મૃતિ, ડિક્ષનરી, મેગઝીન, નૉવેલ, ન્યુસપેપર, પોસ્ટલ ગાઈડ, રેલ્વે ગાઈડ તિર્થ દર્શન ગાઈડ ઇત્યાદિ પુસ્તકોમા બિરાજમાન થઈને મનુષ્યોની સાથે વાતચિતનો આનંદ ઉઠાવવા લાગ્યા અને મનુષ્યો પણ એ શબ્દોની સાથે રાત દિવસ વાતોના ગપાટા મારવામા સમય વિતાવવા લાગ્યા પુસ્તકોની ભક્તિ કરવા લાગ્યા, નોકરી કરવા લાગ્યા, સેવા કરવા લાગ્યા, પુજા કરવા લાગ્યા. મોટા મોટા ઑફિસરો, વકીલો, બૅરિસ્ટરો, કલાર્કો, દુકાનદારો; ઑફિસોમાં, દુકાનો માં, મકાનોમા પત્રજી મહારાજને લઈને એમનુંજ ધ્યાન કરવા લાગ્યા નાના નાના છોકરાઓ પણ સ્કુલોમા, હાઈ સ્કુલોમા અને કૉલેજોમા પત્રજી મહારાજની ભક્તિ કરવા લાગ્યા. અને પત્રજી મહારાજ પણ સર્વને નવધા ભક્તિ શિખવવા લાગ્યા અનેક પ્રકારના જ્ઞાન આપવા લાગ્યા અનેક દેશ પરદેશની ઘેર બેઠા ખબરો આપવા લાગ્યા એ પત્રજી મહારાજની ભક્તિ કરવાથી પત્રજી મહારાજે પ્રસન્ન થઈને ભક્તજનોને ચિત્ર ભગવાનના દર્શન કરાવવા માંડ્યા કોઈએ રામનાં, કોઈએ કૃષ્ણના, શંકરનાં, ગુરૂના અને સગા સબંધીઓના, મરેલાના તથા જીવતાનાં દર્શન કર્યાં આવી રીતે કલ્પિત અક્ષરોની મુર્તિયે સાચા નિરાકાર જ્ઞાનનું પ્રત્યક્ષ દર્શન કરાવ્યું જેથી સર્વ લોક પુસ્તકોના ભક્ત બની ગયા જેણે પુસ્તકની ભક્તિ ન કરી હોય તે મુર્ખ ગણાવા લાગ્યા એ પત્રજી મહારાજની કૃપાથી જે ઈશ્વર (જ્ઞાન) દૂર હતું જેને ત્રીજો પુરૂષ સર્વનામ "તે" ઈશ્વર કરીને સંબોધતા હતા તેજ ભગવાન સન્મુખ આવવાથી બીજો પુરૂષ સર્વનામ "તું" ઈશ્વર કરીને સંબોધવા લાગ્યા. અને શબ્દો પણ "તત્વમસિ" તે તું છે કરીને ઉપદેશ કરવા લાગ્યા એ દરેક શબ્દોને રહેવાનું ઠેકાણું ડિક્ષનરી છે ડિક્ષનરીમા શબ્દોનો મેળો છે એ દરેક શબ્દોમાં ધ્યાનપૂર્વક જોશો તો તેમના ઉપર Emperor અની કેટલી સત્તા છે, કેટલું જોર છે અ વિનાનો કોઈ પણ શબ્દ ખાલી નથી દરેકમા વ્યાપક અ છે આ સૃષ્ટિમાં દ્રશ્ય અને અદ્રશ્ય, ચર અને અચર જે કંઈ દેખાય છે તે સર્વ શબ્દોમાજ છે અને તે સર્વનો આત્મા અ છે

હવે આપ જરા સ્ટેશન પર આવો અને એન્જીન તરફ નિગાહ કરીને જુવો તેના ઉપર મોટા અક્ષરોથી

E.I.Ry. લખ્યું છે અને તમારી ટીકિટ પર બારિક અક્ષરથી E.I.Ry. લખ્યું છે. મોટા અક્ષરથી લખ્યું છે તેથી તેને કંઈ જોરથી બોલવાનું નથી અને નાના અક્ષરથી લખેલું હોવા છતાં ધીમેથી બોલવાનું નથી. બંનેમાં સમાન રૂપથી अ વ્યાપક છે. નાનામાં નાનો મચ્છર પણ હાથીની જાન લઈ લે છે અર્થાત મચ્છર પણ હાથી જેટલી તાકત રાખે છે. કહેવાની મતલબ એ છે કે જે જીવને Emperor અની સત્તાનું વિશેષ બળ મલે છે તેજ તાકતવાન થઈ જાય છે. જેને જ્ઞાન થાય છે તે જાણે છે કે હું રાજા પણ નથી અને રંક પણ નથી હું તો માત્ર આ સંસારરૂપી નાટકશાળાનો એકટર છું. રાજા અમે રંક એ તો માત્ર શબ્દોના સ્વાંગ છે, વેષ-ધારીયોના વેષ છે.

—આત્માનું ગુપ્ત જ્ઞાન—

—ગજલ—

વેશ ધારી વેશ તૂ ધરે નવા નવા
ધરે નવા નવા દિવ્યતા પ્રસારવા—વેશ.
નામ રૂપથી અતીત છે તૂ સર્વદા
તથાપિ શબ્દ સ્વાંગ તૂ ધરે નવા નવા—વેશ.
નિત્ય મુક્ત તૂ ન બદ્ધ કો થશે કદા
અદૃશ્ય ભવ્ય રંગ તૂં ભરે નવા નવા—વેશ.
કાલનો એ કાલ મહાકાલ તૂ ખરો
મૃત્યુનેય દેતો ત્રાસ તૂ નવા નવા—વેશ.
સર્વનું પ્રતિબિંબ તુંજ જીવનનો ઝરો
જ્યોતિ પુંજ તૂ પ્રકાશ દે નવા નવા—વેશ.
સર્વવ્યાપી તૂ દિગંત માંહી ગર્જતો
ગગન ભેદી નાદ તૂં કરે નવા નવા—વેશ.
આનંદાનંદ વારી જાઉં તૂ પર પ્રાણ હું
દિવ્ય જ્ઞાનના પ્રસાદ દે નવા નવા—વેશ.

આવી રીતે વ્યંજન રૂપ રામ, કૃષ્ણ, શંકર [illegible]

ઇત્યાદિ શબ્દોની મૂર્તિમાં પુજા કરીને, જાપ કરીને અને ધ્યાન કરીને તેમાં બેઠેલા વ્યાપકસ્વર ભગવાન-ને જોયા. તેમની સાથે આપે પત્રજી મહારાજમાં વાતો પણ કરી. જ્યાં સુધી તેને નહિ જાણતા હતા ત્યાં સુધી તેને દૂર સમજીને ત્રીજા પુરૂષ સર્વનામ "તે ઇશ્વર" કરીને સંબોધન કરતા હતા અને ઓળખ્યા પછી તે સન્મુખ દેખાવાથી બીજો પુરૂષ સર્વનામ "તૂ ઇશ્વર" કરીને વાત ચીત કરી હવે એ સ્વરોમાં વ્યંજનરૂપ આપણે વિલય એટલે તદ્રુપ બની જવું છે માટે આવો આપણે યોગાભ્યાસ કરીયે. વ્યંજન અને સ્વરની એકતાનું નામ યોગ કહેવાય છે.

હવે આપ અનેક પુસ્તકો રચી શકો છો, ગાયન બનાવી શકો છો અને ગાઈ પણ શકો છો. આવો જરા હારમોન્યમની પાસે આવો. અને આપના ૩૯૬ અક્ષરોથી બનેલા અથવા બનાવેલાં ગાયન ગાઓ. જુઓ હારમોન્યમમાં સા રે ગ મ પ ધ ની એ સાત તીવ્ર સ્વર છે અને રે ગ મ ધ ની એ પાંચ કોમળ સ્વર છે અને સર્વ મળીને બાર સ્વર છે. એ સ્વરોને જ્યાંથી વગાડવાનું ત્યાંથીજ સા ગણાય છે અને સા છે એજ अ છે. બલ્કે હાર-મોન્યમમાં જેટલા સ્વર છે તે બધાજ अ છે. તેથી આલાપમાં સારેગમપધની સા, સાનીધપમગરે સા એમ બોલવાને બદલે આપ—अ अ अ अ अ अ अ अ, अ अ अ अ अ अ अ अ કરીને આરોહી અને અવ-રોહી ઉલટા સુલટી જાપ કરો. અને કોઇ પણ ગાયન ગાઓ જેમાં કલ્પ વ્યંજનોનાં ગાયનો માત્ર એક अ માં વિલય થઈ જશે, અને આપને માલુમ પડશે કે હારમોન્યમના હૃદય સ્વર અને હમારા કંઠ વ્યંજન એક થઈ ગયા છે. એજ નાદ બ્રહ્મ કહે-

વાય છે [illegible]

થવાવાળા યોગીના આનંદનું વર્ણન શેષનાગ પણ પોતાની સહસ્ર જીહ્વાથી કરવાને શક્તિવાન નથી તો બીજાની વાતજ શું કરવી. બસ अहमक्षरोऽस्मि જે અક્ષર છે તેજ હું છું. હું નાદ બ્રહ્મ છું આ સર્વ વ્યંજન રૂપ સૃષ્ટિનો કર્તા હરતા હું છું આ સર્વ સૃષ્ટિ મદ્રૂપજ રૂપ છે અને હું અ છું.

આવી રીતે રામ, કૃષ્ણ, શંકર ઇત્યાદિનું પુજન, જાપ અને ધ્યાન કરવાથી હમને સાચા ઈશ્વરનું દર્શન થઇ ગયું અને તે ઇશ્વરને હમારા હૃદયમાં બેસાડીને તદ્રુપ થઇને જીવન્મુક્ત બનીને આનંદ કરી રહ્યા છીએ સાકાર કહો અથવા નિરાકાર કહો હવે તો બંને આનંદ આનંદ છીએ

જે મૂર્તિને માનતા નથી તેને માટે મારા દર્શન દુર્લભ છે કારણ કે નિરાકાર દેખાતા નથી અને સાકાર સન્મુખ આવે તો તેને માનતા નથી નિરાકાર કોરા પત્રજી મહારાજ છે અને સાકાર લખેલા પત્રજી મહારાજ છે. ભણેલાઓ માટે સાકાર અક્ષર ઈશ્વર છે અને અનપઢને માટે તેજ પથ્થર છે અનપઢની પાસે સાકાર અક્ષરોનું આવવું વ્યર્થ છે તેમ મૂર્તિને નહિ માનવાવાળા પાસે પણ મારૂં આવવુ વ્યર્થ છે. હું તેમનાથી સદા દૂર રહું છું તેથી તેઓ મને ત્રીજા પુરૂષ સર્વનામે "તે ઇશ્વર" કરીને સંબોધન કરે છે જેને રીગરસ ઇમ્પ્રીઝનમેન્ટ થાય છે તેને પથ્થર તોડવાની સજા મળે છે તેથી જેલમાંથી છુટ્યા બાદ પણ પથ્થર તોડવાનો અભ્યાસ કાયમ રહી જાય છે અને તેથી તેઓ મૂર્તિને પથ્થર સમજીને તોડવા તૈયાર રહે એમાં કંઈ આશ્ચર્ય નથી

પરંતુ મારી અક્ષરરૂપ મૂર્તિનું પૂજન કરીને, જાપ કરીને અથવા ધ્યાન કરીને તેને પોતાના હૃદયમાં ઉતારી છે, તેની અને મારી એકતા હોવાથી सोऽहम् એટલે જે તે છે તેજ હું છું. अहमक्षरोऽस्मि કહે છે યાને પ્રથમ પુરૂષ સર્વનામ હું કરીને કહે છે અને જે મારી મૂર્તિને પોતાનીજ મૂર્તિ સમજે છે તે કદી મારી મૂર્તિને ખંડન કરી શકતો નથી, પણ તેની પ્રતિષ્ઠા કરવામા, તેનું સ્થાપન કરવામા અને હરેક પ્રકારે તેનું માન વધારવામા તત્પર રહેશે પોતાના હૃદયમા અને બેસાડીને કહે છે કે સર્વ વ્યંજનોની સૃષ્ટિમા વ્યાપક થઇને રહેલા મને ઓળખો મારી અને પોતાની એકતાનો આશ્રય કરીને જે મને ભજે છે તે ભલે પોતાનાજ હિતથી કોઇ કાર્ય કરે તથાપિ તેના કાર્ય મારાજ થઈ જાય છે

રાગ કલ્યાણ

સર્વમા રહેલા હુંને ઓળખી લે પ્યારા,
એકતાનો આશ્રય કરીને હુંને ભજનારા
સ્વચ્છન્દાએ વર્તે તોયે કર્મો થાય મ્હારા—સર્વમા
સુખ દુખ પણ પોતાને જાણે
યોગી વિલક્ષણ હું ને જાણે વિશેષ કરીને મારા—સર્વમા
હું યોગીથી અન્ય નથી કોઈ આ જગત સૃજનારા
બીજ સર્વનું હું ને જાણે વૃક્ષ ન હુંથી ન્યારા—સર્વમા
થડ ડાળા ને પત્ર પણ હું છુ પુષ્પ ફળો સૌ મ્હારા
વ્યવહાર સૌના જુદા જુદા જેમ રૂપ આકારા સર્વમા

હું સૂર્ય, હું ચંદ્ર, હું પૃથ્વી, હું સાગર, હું દુખ, હું સુખ, એ સર્વ મારા રૂપ છે અને તે હું જ છુ મારાથી તે ન્યારા નથી. આ સર્વ વિશ્વ મારાથી ઉત્પન્ન થયુ છે અને હું જ તેનું બીજ છુ. બીજ જેમ વૃક્ષથી ન્યારૂં નથી તેમ હું પણ આ વ્યંજનરૂપ વિશ્વથી ન્યારો નથી એ વિશ્વ વૃક્ષના થડ, ડાળા પાતરા, ફેલ, ફુલ ઇત્યાદિ મારાં જ રૂપ છે અને જેમ એમના રૂપ અને આકાર જુદા જુદા છે તેમ તેના વ્યવહારો પણ જુદા જુદા છે તથાપિ

કાતર કંઠની આર્ત પોકાર સાંભળતાંજ તેમનું સિંહાસન હાલી ઉઠે છે, પછી તે કોઇ પણ પ્રકારે તેની ઉપેક્ષા કરી શકતા નથી! ગોવિંદના કરૂણ રૂદને પળ વારમાં તેમનું આસન હલાવી નાખ્યું ઝટ લઇને તે તેની પાસે આવી પહોંચ્યા, તેને ચુમકારીને પોતાના ખોળામાં લઇ લીધો અને તેનાં આંસુ લૂછતાં લૂછતાં બોલ્યા—"ભાઇ, રડીશ નહિં ચાલ હું તને તારી પાઠશાળાએ મૂકી આવું!"

તે શ્યામ સુંદર સ્વરૂપને જોઇને ગોવિંદનું હૃદય આનંદથી છલકાઇ ઉઠયુ. આહા, આજ તો મારા ગોપાલ ભાઇ છે! રડવાનું ચાલુ રાખીનેજ તેણે કહ્યું—"વારૂ, મને વચન આપો કે હવેથી મને કોઇ દિવસ આ પ્રમાણે હેરાન કરશો નહિં, ત્યારે જ હું છાનો રહીશ, ગોપાલ ભાઈ!"

"હાં, હાં, તું ચૂપ તો થઇ જા! હવે હું તને કદિપણ રડાવીશ નહિ."

"તો હું બોલાવીશ કે તરત તમે આવી જશો ને ગોપાલ ભાઇ?"

"હાં, હાં, રે ગોવિન્દ, કહ્યું તો ખરૂ! ચાલ, ઉઠ, ગુરૂજી તારી રાહ જોતા હશે!"

"ઠીક, ગોપાલ ભાઈ! આ તમે તમારા હાથમાં શું પકડેલું છે?"

"ગાંડો, તું એટલું પણ જાણતો નથી? એ મારી બંસી છે, બંસી!"

"તમે તે વગાડ્યા કરો છો, ગોપાલ ભાઇ?"

"હાં હાં, નહિ તો શું એમજ લઇને ફરતો હઇશ!"

"વારૂ, તો પછી વગાડોને, ગોપાલ ભાઈ!"

"ચાલ, તને પાઠશાળાએ જવામાં વાર થઈ રહી છે!"

"લાગવા દો વાર! હું પંડિતજીને કહી દઇશ કે હું શું કરૂં! વાર ગોપાલ ભાઇએ લગાડી, તે જલદી આવી જાત તો શા માટે વાર થાત!"

"નહિ, ગોવિન્દ! તેમને મારા સંબંધી વાત કહીશ નહિ!"

"ઠીક, તો તમે મને બંસી વગાડીને સંભળાવો, નહિ તો હું જરૂર કહી દઇશ."

"વારૂ, સાંભળ! હું બંસી વગાડી સંભળાવું છું, પણ—તારા ગુરૂજી આગળ મારૂં નામ ન લઇશ."

"તમે સંભળાવો તો ખરા ભાઈ! હું તેમને કંઇજ કહીશ નહિં."

મુરલીધરની મનમોહની મુરલીના ધ્વનીથી આખું જંગલ હર્ષિત થઇ ગયું! ગોવિન્દના આનંદની તો કોઇ સીમાજ ન રહી.

× × × ×

"હું શું લાવું ગુરૂજી?"

"તારે કાંઈ લાવવાનું નથી, ગોવિંદ!"

ગુરૂજીને ગોવિન્દના ઘરની સ્થિતિનું ખૂબ જ્ઞાન હતું, તેથીજ પિતાના શ્રાદ્ધને માટે તેમણે તેને કંઈ પણ નહિ લાવવાનું કહ્યું. પણ ગોવિન્દ, ભલા એ કેવી રીતે સહન કરી શકે કે બીજા બધા સહુપાઠીઓ તો ગુરૂજીને માટે કંઈ ને કંઈ લાવે અને પોતે કંઈજ ન લાવે! તેણે ફરી પૂછયું—

"કંઇક તો આજ્ઞા આપો, ગુરૂજી!"

બાળકની હઠ સમજીને તેમણે કહી દીધું—"વારૂ બેટા! તું એક લોટો દુધ લઈ આવજે!"

× × × ×

એક લોટા દુધની વાત સાંભળીને બ્રાહ્મણીના પ્રાણ સૂકાઈ ગયા. ઘરમાં તો એકાદશીનો યોગ છે, લોટો ભરીને દુધ કયાંથી આવે? ગરીબીના દુ ખથી તેનું હૃદય વ્યાકુળ થઇ ઉઠયું. આજ તેના

લાડિલા લાલના ગુરૂદેવને ઘેર શ્રાદ્ધ છે અને પોતે તેમને એક લોટો દૂધ પણ આપવા અસમર્થ છે ! તેને રડવું આવી ગયું માને રડતી જોઇને ગોવિન્દની આંખોમાં પણ આંસૂ ભરાઈ આવ્યાં. તે બોલ્યો—તો રહેવા દે મા ! હું ગુરૂજીને કહી દઇશ કે હું શું કરૂં ગુરૂજી, મને દૂધ ન મળી શક્યું !"

એકાએક માને ગોવિન્દના પ્યારા ગોપાલ ભાઇની વાત યાદ આવી ગઈ. તે બોલી—"બેટા ! તું એક કામ કેમ નથી કરતો ?"

"શું કરૂં મા ? બતાવ !"

"તું તારા ગોપાલ ભાઇને કહી દેજે, તે તને તરતજ દૂધ લાવી આપશે !"

ગોવિન્દ પ્રસન્નતાથી પ્રફૂલ્લ થઈ ઉઠ્યો અને કહ્યું—"આ તો તેં ઘણીજ સારી વાત યાદ દેવરાવી, મા ! અહા, કેટલા સારા છે, મારા ગોપાલ ભાઈ !

× × × ×

"કેમકાન ફોડી નાખે છે ? એક લોટો દૂધ લાવ્યો છે તેમાં આખી પાઠશાળા જમવી મૂકી છે ! લઈ લો, ભાઈ દેવવ્રત ! એનું દૂધ કોઇ વાસણમાં ખાલી કરીને અલગ મૂકો !" ગુરૂજીના મોઢાના આ શબ્દો ગોવિન્દના કાળજામાં તીર જેવા વાગ્યા ! હાય ! ગરીબોની બેટોને પણ લોકો આટલી ઉપેક્ષાની દ્રષ્ટિથી જુએ છે ! ગરીબનું બલિદાન-સંસારની દ્રષ્ટિમાં કંઇ મુલ્યજ રાખતું નથી ! પણ,—જેમણે—

દુર્યોધન ગૃહ મેવા ત્યાગી, સાગ વિદુર ઘર ખાઈ !
શબરી કે જૂઠે ફલ ખાયે, અદ્ભુત પ્રીતિ લખાઇ ॥

તે પ્રભુ ભલા આ કેમ સહન કરી શકે ? દીન અને દુઃખીના એક માત્ર આધાર તે પરમ પાવન પ્રભુ એ ક્યારે સહન કરી શકે છે કે તેમનાં પ્રિય દીન જનોની કોઇ આવી રીતે ઉપેક્ષા કરે ! દ્રૌપદીના ચીરની પેઠે દૂધના લોટામાં તે દૂધરૂપે પ્રવિષ્ટ થઈ ગયા. ગુરૂજીના ઘરમાં જેટલાં વાસણ હતાં—મોટી મોટી કોઠીઓ, બાલ્ટીઓ, લોટા આદિ—સર્વ તે નાની સરખી લોટીના દૂધથી ભરાઇ ગયાં અને તો પણ લોટીમાંનું દૂધ તો તેમનું તેમજ રહ્યું ! અનંતના દ્વારા અપાયલી વસ્તુ પણ અનંતજ હોવી જોઇએ ! તેથીજ તો—

ભરત ભરત કર થાકે,
ખૂટ્યો ન લુટિયા દૂધ !'

પૂરું થાય પણ કેવી રીતે ?—તેમાં જે પૂર્ણનો હાથ લાગેલો હતો ! ભલા, પૂર્ણમાંથી નીકળેલી વસ્તુ અપૂર્ણ કેવી રીતે હોય !

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥

જ્યાં આમજ છે ત્યાં પછી લોટાનું દૂધ પૂરું ન થાય તો તેમાં આશ્ચર્ય શું ? કહ્યું છે કે—

જા પર કૃપા રામ કી હોઈ ;
તા પર કૃપા કરહિ સબ કોઈ.

પ્રભુનો વરદ હસ્ત જેના ઉપર પડી ગયો તેના ઊપર કોણ કૃપા નહિ કરે ! ક્ષણવાર પહેલાં જે ગોવિન્દ સૌની ઉપેક્ષા તથા અનાદરને પાત્ર હતો તેજ આ સમયે સર્વના આદર તથા શ્રદ્ધાનું એક માત્ર કેન્દ્ર બની રહ્યો હતો. કેમ ન બને, તે પ્રભુ જેને અપનાવે છે તેનો તિરસ્કાર કરવાની હિંમતજ કોનામાં છે ?

ખરેખર—

"સબ મેં વો સુહાગિન હૈ
જીસ કો કિ પિયા ચાહે !"

× × × ×

"ચાલ બેટા ગોવિન્દ ! આજ હું તારી સાથે

આવીશ. આજ તારે તારા ગોપાલભાઇનાં દર્શન મને પણ કરાવવાં પડશે !"

"ચાલો ગુરૂદેવ ! મારા ગોપાલભાઈ તો ઘણા ભોળા છે. જેવા હું તેમને બોલાવું છું કે તરતજ તે હસતા હસતા મારી પાસે આવી જાય છે અને મને ઘેર પહોંચાડીને ચાલ્યા જાય છે રસ્તામાં તે મારી જોડે ઘણી મીઠી મીઠી વાતો કરતા ચાલે છે અને કોઈ કોઇ વાર પોતાની સુંદર વાંસળી વગાડતા જાય છે ! ઘણાજ સુંદર છે મારા ગોપાલભાઈ ! !આપ તેમને જોશો, તો દંગ થઇ જશો ગુરૂદેવ ! કોઈ એક વાર તેમને જોઇ લે, પછી શું જીવનભર તે તેમને ભૂલી પણ શકે છે ?"

"એટલાજ માટે તો હું તેમનાં દર્શન કરવા ચાહું છું, બેટા ! પણ શું ખબર, મને તેમનાં દર્શન થશે કે નહિં, ગોવિન્દ !" થાય કેમ નહિં ગુરૂજી ! મારા ગોપાલભાઇ તો ઘણા સીધા છે. એકજ અવાજમાં તો તે આવી જાય છે ! આ લો, હવે જંગલ આવ્યું. હવે હું તેમને બોલાવું છું:—

"ભાઈ ! ગોપાલભાઇ !! આવો !!! હેં, આજ ગોપાલ ભાઇ આવતા કેમ નથી ? શું વાત છે ગોપાલભાઇ ? બીજે તો ક્યારેય તમે આટલી વાર લગાડતા નહોતા !"

"આજ તું એકલો નથી, ગોવિન્દ ! પછી મને શા માટે બોલાવે છે ?"

આ વીણાના જેવો મધુર સ્વર સાંભળીને ગુરૂદેવ કૃતકૃત્ય થઇ ગયા ! પણ જેનો સ્વર આટલો મીઠો છે, આટલો લલિત છે તે સ્વયં કેટલા સુંદર અને મનમોહક હશે—એવો વિચાર આવતાં તેમની દર્શન પિપાસા ઘણી તિવ્ર થઇ ઉઠી, તેમણે ગોવિન્દને પ્રાર્થના કરી કે બેટા તું તારા ભાઇનું એક વખત મને દર્શન કરાવી દે ! શું તારા ગુરૂજીની આટલી વાત પણ તું નહિં માને ?"

ગોવિન્દ બોલ્યો—"ગોપાલભાઈ ! ગુરૂજી તમારાં દર્શન કરવા ચાહે છે. આવો, એક વખત તેમને દર્શન આપી જાઓ !"

ગુરૂજીએ જોયું કે પ્રકાશનો એક મોટો તેજ પુંજ તેમની નજીકમાંજ ઉભો છે, પણ તેમાં તેમને કંઇ પણ દેખાતું નથી. તેની સામે તેમનાં નેત્ર એકાએકજ બંધ થતાં જાય છે. ગોવિન્દ બોલ્યો— "જોયા ગુરૂજી ! મારા ગોપાલભાઇ કેટલા સુંદર છે !"

"ક્યાં ગોવિન્દ ? મને તો પ્રકાશ વગર બીજું કંઈ પણ દેખાતું નથી."

"આમ શું કરો છો ગોપાલભાઈ ! ગુરૂજીને તમે તમારાં દર્શન કેમ આપતા નથી ?"

"ગોવિન્દ ! તમારા ગુરૂ હોવાને કારણે તેમને આટલા પ્રકાશનાં દર્શન થઈ ગયાં એજ બહુ છે, નહિ તો તે તેટલાનાય અધિકારી નથી. તેમનું હૃદય તો હજુ સ્વચ્છ થયુંજ નથી. તેમનામાં પોતાની પંડિતાઈ, વિદ્વત્તા, મોટાઈ, કુલિનતા, પદ, વૈભવ, અને ધન સંપત્તિનો અહંકાર ભરેલો છે; જ્ઞાનનો ગર્વ તેમની નસ નસમાં ભરેલો છે, પછી તેમને મારાં દર્શન કેવી રીતે થઈ શકે ?"

તેમની કૃપા કટાક્ષથી શું નથી બનતું ? જયદેવ પંડિતનાં અંતર્ચક્ષુ ખૂલી ગયાં. પ્રેમથી ગદ્ગદ્ થઈને તે શ્યામ સુંદરનાં ચરણોમાં ઝુકી પડયા !

× × × ×

બન્નેએ ઘેર પહોંચતાંજ જોયું—ગોવિન્દની માતાના ખોળામાં ગોપાલ સુતેલો છે, અને કહી રહ્યો છે—"મા, ભૂખ લાગી છે ! તું મને ગોવિન્દના ભાગની રોટલી ખાવાને આપી દે, હુ ગોવિન્દને સમજાવી લઈશ !"

× × ×

શીંકા ઉપરથી પોતાની રોટલી ઉતારીને ગોવિન્દ તેના તરફ દોડી ગયો—"લે, લે, ભાઈ ગોપાલ! આજ મારે ખાવુંજ નથી ગુરૂજીએ બહુજ આગ્રહ કરી કરીને ખવરાવ્યું છે"

"કેમ નહિ ખાય? મારી સાથે સાથે તારે પણ ખાવુંજ પડશે."

બન્ને ભાઈ એક રોટલી તોડી તોડીને ખાવા લાગ્યા, ગુરૂદેવ મુગ્ધ દ્રષ્ટિથી આ પ્રેમલીલા જોઈ રહ્યા બ્રાહ્મણી આંસૂ લૂછીને પોતાના બન્ને લાડિલાઓ માટે પાણી લાવવા ચાલી ગઈ

આવું દુર્લભ સૌભાગ્ય એકમાત્ર પ્રેમીઓનીજ સંપત્તિ છે, તેજ આવા આનંદનો ઉપભોગ કરી શકે છે અમારા જેવા પામર કીટ તો તેમના આવા અનુપમ આનંદની કલ્પના પણ કરી શકતા નથી!

ભલા તે પણ શું મનુષ્ય છે કે જેના દીલમાં આવા શ્યામ સુંદર સલોના યારની તસવિર ન સમાઈ જાય! એકવાર સમાવવાની જરૂર છે પછી તો તે સ્વયંજ મસ્ત થઈને એક પ્રેમ દીવાનીના સ્વરમાં સ્વર મેળવીને કહી ઉઠશે કે—

કોઈ કહૌ કુલટા કુલીન અકુલીન કહૌ,
કોઉ કહૌ રંકિનિ કલંકિનિ કુનારી હૌ.
કૈસો પરલોક નરલોક બર લોકનિ મેં,
લીન્હો મૈં અલોક લોક લોકનિ તે ન્યારી હૌ
તન જાહુ મન જાહુ 'દેવ' ગુરૂજન જાહુ,
પ્રાન કિન જાહુ ટેક ટરતિ ન ટારી હૌ.
વૃન્દાવન વારી, બનવારી કી મુકુટ વારી,
પીત પટવારી વહિ મૂરતિ પૈ વારી હૌ

લાજ, શરમ, કુળ, મર્યાદા, કાયદા સર્વ કાંઈ છૂટી જશે! તે બંસીની મધુર તાન સાંભળવાની પ્રબળ આકાંક્ષાથી એકવાર કોઈનું હૃદય વ્યાકુળ થઈ જાય, તો પછી શું—પછી તો આનંદજ આનંદ છે! પછી તો જ્યાં જુઓ ત્યાં, હર જગાએ, હર ચીજમાં તેજ પ્યારાની મનમોહની સૂરત નજરે આવવા માંડશે પછી તો મસ્ત થઈને એજ કહેવાશે કે—

હર શજર હર શાખ મે હર વર્ગ મે હરબાર મે,
ચશ્મે બીના ચાહિએ જલવા કહાં મિલતા નહીં
દેખતા હૂં તેરી કુદરત કા તમાશા આર પાર,
કિસ જગહ કિસ ચીજ મે જલ્વા તેરા પાતા નહીં



# પ્રાચીન ચાતુર્વર્ણ્ય વ્યવસ્થા

લેખિકા—ગુણીયલ બ્હેન ભટ્ટ.

चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।
तस्य कर्तारमपि मां विद्ध्यकर्तारमव्ययम् ॥

—ગી० ૪।૧૩

ચારે વર્ણની વ્યવસ્થા ગુણ અને કર્મના ભેદ પ્રમાણે મેં જ નિર્માણ કરી છે, હું તેનો કર્તા અને નિર્લેપ હોવાથી અકર્તા પણ છું જગતધારણ અને પોષણ કાયમ નભે તે માટે જ્ઞાન વિજ્ઞાનથી યુક્ત પુરૂષની જેટલી જરૂર છે તેટલી જ જરૂર ક્ષત્રીય વૈશ્ય અને શુદ્રોની પણ છે, પરન્તુ આ બધા વર્ગોએ પોતપોતાનાં નિર્માણ થયલાં કર્મો ઈશ્વરાર્પણ બુદ્ધિથી નિયમીત કરવાની ખાસ જરૂર છે અને એક વર્ગે બીજા વર્ગના કર્મ તરફ લાલસા રાખી

કે દ્વેષ રાખી કર્મમાં ગરબડ કરવાથી એટલે કે બીજાનાં કર્મો કરવાથી પર ધર્મો ભયાવહ જેવી સ્થીતી થાય છે માટે જે વર્ણમાં જન્મ થાય તેને ઈશ્વર નિર્મીત સમજી પોતાનો ધંધો ઈશ્વરાજ્ઞા સમજી ઉત્સાહથી સારાસાર વિચારથી કરતા રહેવાની અતિ અગત્ય છે. પુર્વના રૂષિમુનીઓએ વર્ણ વ્યવસ્થામાં એવા ઉચ્ચ આદર્શની સ્થાપના કરી છે કે હજારો વર્ષથી એ આદર્શ દ્વારા નિયંત્રીત થઈ ભારતીય જીવન સાફલ્ય શાન્તીના માર્ગે પ્રવાહીત થઇ રહ્યું છે. વર્ણાશ્રમ વ્યવસ્થામાં ખાસ લક્ષ આપવા યોગ્ય બાબત એ છે કે ભારતીય સમાજના સર્વોચ્ચ સ્થાન ઉપર બ્રાહ્મણ વિદ્વાન સન્યાસીઓને પ્રતિષ્ઠીત કરવામાં આવ્યા છે અને એ વર્ગને સમાજના આદર્શ પ્રતિકરૂપે આદરસહ માનવામાં આવે છે સમાજના બીજા ત્રણ વિભાગના અબાલ વૃદ્ધો બ્રાહ્મણ અને સન્યાસીઓના અનુશાસન પ્રમાણે અનુસરે છે અને પોતાના જીવનનું વહન કરે છે પરન્તુ એ વિદ્વાન વર્ગ બ્રાહ્મણ અને સન્યાસીઓ પ્રાચીન કાર્યમાં અર્થ અને કામ તરફ કેવળ ઉદાસીન રહેતા હતા, પોતાની જાત માટે સુખ ઐશ્વર્ય અને પ્રભુતાની આંકાક્ષાથી પ્રેરાઈ તેઓ કોઈ પણ પ્રકારનું કાર્ય આરંભ કરતા ન્હોતા. ખેતી વ્યાપાર શિલ્પ કળા આદી બાહ્ય સંપત્તી વધારવાના ઉદ્દેશમાં તેઓ કાળાંતરે પણ ભાગ લેતા નહોતા, દેશના શાસન સંરક્ષણ અને દંડ વિધાનનું કાર્ય પણ તેઓ કોઈ કાળે કરવામાં પ્રવૃત થતા નહી અને કોઈના તાબામાં રહી નોકરી પણ તેઓ કરતા નહી કારણ કે વર્ણાશ્રમ વ્યવસ્થામાં આ કાર્યોને બ્રાહ્મણ ધર્મથી અતિકુલ ઠરાવવામાં આવ્યાં હતાં માત્ર તત્વોની ખોળ કરવી એજ આ વર્ગનું કર્તવ્ય હતું હાલમાં જેને શોધક કહેવામાં આવે છે એવી રીતનું કાર્ય આ વર્ગ તે પ્રાચીન કાળમાં અતિ ઉત્તમ રીતે પાર પાડતો હતો. સર્વ જગતનું કલ્યાણ શી રીતે થાય, એજ આ વિદ્વાન વર્ગનું લક્ષ્ય હતું અને જેના પરીણામેજ ગુહ્યાતિ ગુહ્ય જ્ઞાન બ્રહ્મદર્શન જેવો સર્વોચ્ચ આદર્શ ભારતીય પ્રજાને વારસામાં મળ્યો છે. આ વર્ગ હાલ જેને દરિદ્રતા જેવા હલકા નામથી ઓળખવામાં આવે છે તેવા ત્યાગને તો પોતાની સ્વેચ્છાથી પોતાના જીવનનું કેન્દ્ર બનાવી લેતા હતા સમાજની ઉન્નતી શી રીતે થાય, એ વિના આ વર્ગનું લક્ષ્ય બીજું કોઈજ ન્હોતું, મનુષ્ય જીવનના સર્વ શ્રેષ્ઠ આદર્શોની સ્થાપના માટે આ વિદ્વાન વર્ગે પોતે સાંસારીક જીવનથી કૌટુંબીક જરૂરીયાતથી ઘેરાયલા છતાં ત્યાગ, પરોપકાર, નિસ્વાર્થ વૃતી જ્ઞાનદાનાદિ અતિ ઉચ્ચ આદર્શોનું પ્રતિક સમાજ આગળ સ્થાપિત કર્યું છે, જેનો જગતમાં આજ દીન લગી જોટો નથી અને ભાવીમાં પણ એ મુજબનો આદર્શ મળવો અતિ દુર્લભ છે. આવા મહદ પરોપકારના કાર્યથી સમાજમાં બ્રાહ્મણોનું સ્થાન સર્વોચ્ચપદે છે. અને તેમના દેહ પોષણનું, શારીરીક જીવન નિર્વાહનું અને સાગમય તપસ્વી જીવન અંગે લાગતી તમામ જરૂરિયાતનું કાર્ય સમાજે પોતાના શીરે ઉઠાવી લેવું જોઇએ, એ સ્વાભાવીક જ છે અને તેથી પ્રાચીનકાળથી રાષ્ટ્રીય શક્તિ ત્યા આર્થિક શક્તિના સમાજના સંચાલકો અતિ શ્રદ્ધા અને સન્માનસહ બ્રાહ્મણ વર્ગની સ્વતંત્રતા અને સગવડ જળવાઈ રહે એ માટે હરદમ પ્રયત્નશીલ રહેતા આવ્યા છે, રહે છે. એટલુંજ નહી પણ બ્રાહ્મણ અને સન્યાસીઓના જ્ઞાનોપદેશ મુજબ ઇતર ત્રણ વર્ણના લોકો પોતાની શક્તિ અને સંપત્તિનો ઉપયોગ બહુજન હીતાય ઈશ્વર પ્રિત્યર્થ કરે છે અને એમ કરી જીવનની કૃતાર્થતા માને છે. વર્ણાશ્રમ

વ્યવસ્થાનું આ મુખ્ય અંગ છે અને તેથી બાહ્ય સંપત્તિથી ઉદાસીન સ્વાર્થ વૃત્તિ રહિત વિશ્વકલ્યાણ પ્રેમી એ વર્ગ ઉપર જગતની સુયોગ્ય વ્યવસ્થા માટે નિયમન કાયદા કાનુન વિધીનિષેધ રચવાનો ભાર રાખવામાં આવ્યો છે કારણ કે એ લોકોને પોતાનો કોઈ વ્યક્તિગત યા એકીગત સ્વાર્થ ન હોવાના કારણે બધી વર્ણના પ્રતિનીધી થવાની યોગ્યતા ધરાવતા હતા તેથી બ્રાહ્મણ અને સન્યાસીઓ નિષ્પક્ષપાત રીતે જગતનું ધારણ પોષણ અને કલ્યાણ શી રીતે થાય એવી બાબતોના નિયમ સુનિપુણ વિચાર દ્વારા ઠરાવતા હતા અને તેથી જગતનો કાર્યક્રમ સરળતાથી શાન્તીના માર્ગે ચાલતો હતો અને લાખો વર્ષથી હીન્દુજાતી હજી સનાતન ધર્મને નિભાવી રહી છે હમારી એ પ્રાચીન વર્ણ વ્યવસ્થામાં બીજી એક મુખ્ય ખાસ ધ્યાન આપવા જેવી બાબત એ હતી કે એ દારિદ્રવૃતિ વિશ્વપ્રેમી બ્રાહ્મણો અને સન્યાસીઓની આજ્ઞાનુસાર ક્ષત્રીય સમાજ રાષ્ટનું રક્ષણ અને શક્તિ વર્ધક કાર્ય ન્યાય સંગત રીતે સમાજના સેવકની ભાવનાથી કરતા હતા અને સ્વયં અર્થ લોલુપતાનો સ્પર્શ પણ થવા દેતા નહી સમાજની કૃષિ શિલ્પ વાણીજ્યાદિની વ્યવસ્થામાં પોતાનો હાથ ન રહે, એની સંપુર્ણ રીતે કાળજી ધરાવતા અને સમાજની આંતર સમ્પતિની વ્યવસ્થાનો ભાર અધ્યાત્મવાદી રૂષિઓના હાથમાં હતો, તેવીજ રીતે સમાજની બાહ્ય સંપત્તિની વૃદ્ધિનો તથા ખેતી વાણીજ્ય શિલ્પકળાના ઉત્કર્ષનો સર્વ ભાર વૈશ્ય વર્ગના શીરે રાખવામાં આવ્યો હતો ક્ષત્રિયવર્ગ સમાજના પ્રત્યેક અંગે શક્તિ વૃદ્ધિ શી રીતે થાય એ કાળજી ધરાવતા હતા. તેજ રીતે વૈશ્યો સમાજના કૃષી શિલ્પ વાણીજ્યનો ઉત્કર્ષ કરી સમાજનું પ્રત્યેક અંગ ધન ધાન્યના પરિપુર્ણ પોષણથી સુદ્રઢ શી રીતે થાય તેની કાળજી ધરાવી નિસ્વાર્થ સેવા ભાવથી આ કાર્ય પાર પાડતા હતા અને વૈશ્ય વર્ગનો ખજાનો એ કાળમાં જન સાધારણ માટે વિશેષ કરી બ્રાહ્મણ, સન્યાસી, દરિદ્રી, લુલા, લંગડા, રોગી, વૃદ્ધ, અનાથ વિગેરેના હીત માટે અહોનિશ ખુલ્લો રહેતો હતો કોઈ જગ્યાએ દેશમાં દુર્ભિક્ષ પડે તેને પહોચી વળવાની, મહામારી જેવા જીવલેણ ઉપદ્રવો પેદા થાય તેના શમનની, દેશ ઉપર બાહ્ય આક્રમણ આવે તેનો સામનો કરવામાં જોઈતી સંપત્તિની વ્યવસ્થા કરવા વિગેરેની જવાબદારી વૈશ્ય વર્ગ ઉપર રહેતી હતી અને જગડુશેઠ, ભામાશાહ આદી એના દ્રષ્ટાંતો રૂપેજ હતા. બુદ્ધિવાન લોકો બુદ્ધિહીન વ્યક્તીઓનું શોષણ ન કરે એ જોવાની અને તદંગે વ્યવસ્થા કરવાની જવાબદારી ક્ષત્રીય રાજાઓ ઉપર રહેતી હતી અને તેમાં જો રાજાઓની લેશ પણ નિષ્કાળજી અગર શિથીલતા જણાતી તો ઉપરી બ્રાહ્મણ વર્ગ પોતાના જ્ઞાન અને તપના સામર્થ્યથી ક્ષત્રીય રાજાઓની બુદ્ધિને ઠેકાણે આણતા હતા જે પ્રમાણે રાષ્ટ શક્તિનું સંચાલન કરનાર ક્ષત્રીયવર્ગ માટે અર્થ લાભ સારૂ ખેતી શિલ્પ વિદ્યા વાણીજ્યાદિ સ્વધર્મ નાશક તથા મર્યાદા લોપવાના કાર્યો ગણાતા તે મુજબજ કૃષી વાણીજ્ય દિ દેશની સંપત્તિ વધારવાના કાર્યમાં જોડાયલા વૈશ્યો માટે રાષ્ટ શક્તિનું સંચાલન કરવાનો તેમજ સમાજ ઉપર પ્રભુત્વનો દાવો કરવાનો લોભ કરવાનું કાર્ય સ્વધર્મનાશક ગણાતું હતું કારણ પ્રભુત્વ અને અર્થ આ બે વસ્તુમાંજ મોહ છે અને સમાજની આર્થિક શક્તિ તથા રાષ્ટ્રીય શક્તિ એકજ વર્ગના હાથમાં રહેવાથી ધર્મ મર્યાદા તથા વર્ણવ્યવસ્થાના લોપનો મેલ તે વર્ગને થાય એ દેખીતી વાત છે અને હાલ આપણી નજર પ્રત્યક્ષ તે વાત દેખાય

રહી છે કે રાષ્ટ્રશક્તિ યા અર્થ શક્તિનું સંચાલન એકજ વર્ગના અધિકારમાં હોવાથી સમાજનાં પ્રત્યેક અંગો છિન્ન ભિન્ન અવસ્થામાં આવી પડયાં છે મહાભારત યુદ્ધના કાળથી આ દુર્દશા આ ધર્મ ભુમી ઉપર આવી પડી છે. કારણ વર્ણાશ્રમ વ્યવસ્થામાં ગરબડ થઈ છે આ ગરબડ તો ત્યારેજ દુર થઈ શકે કે ન્યાય ધર્મનો મૂર્તીમાન આદર્શ બ્રાહ્મણ વર્ગ રાષ્ટ્ર શક્તિ અને અર્થ શક્તિના સંચાલકોનું યથાર્થ પ્રથક્કરણ કરે અને તે દરેક ઉપર પોતાના જ્ઞાન અને તપના પ્રભાવથી પુર્ણ રીતે કડક નજર રાખે. હવે રહી સમાજના ચોથા વર્ગ શુદ્ર જાતીની બાબત બ્રાહ્મણોના ધર્મ કાર્યમાં ક્ષત્રીયોના રક્ષણ કાર્યમાં વૈશ્યોના વાણીજ્યાદિ કાર્યોમાં એ જાતીએ પોતાના અંગથી બનતી તમામ સેવાની મદદ આપવાની વ્યવસ્થા અને તેના બદલામાં એ લોકોના ભરણ પોષણનો તમામ ભાર ઉપરના ત્રણે વર્ગ પોતાના શીરે રાખ્યો હતો. એ રીતે પ્રાચીન ૠષિઓએ બધી માનવ જાતને ચાર વિભાગમાં વહેંચી કર્મ સમન્વયથી સમાજને સુદ્રઢ બનાવ્યો હતો અને આ સમાજ રચના એવી હતી કે બીજાના કર્મની લોલુપતા, બીજાના ધનની અપેક્ષાથી થતી પ્રતિદ્વંદીતા અર્થાત્ સંઘર્ષણના ક્ષેત્રને અતિશય સંકુચીત બનાવી દીધું હતું અને મનુષ્ય જીવનની સંપૂર્ણ સાર્થકતા ભારતીય સમાજમાં પરિપૂર્ણ ફલીતાર્થ થઈ હતી.

—:o:—

# સાધન

( લે૰—શ્રીમત્ સ્વામી જ્ઞાનાનન્દજી સરસ્વતીનો ઉપદેશ )

( અનુવાદક અને પ્રેષકઃ—જયકૃષ્ણ શાસ્ત્રી કાવ્યતીર્થ )

प्रात.प्रभृति सायान्तं सायाह्नात् प्रातरन्ततः ।
यत् करोमि जगन्मातस्तदस्तु तव पूजनम् ॥

—तन्त्र

પ્રાતઃકાલથી સન્ધ્યાસુધી અને ફરીને સન્ધ્યાથી પ્રાતઃકાલ સુધી હે જગન્માત ! હું જે કાંઈ કરૂં છું, તે બધી તમારી પૂજા છે. આ પ્રકારના જ્ઞાનમાં સંસારમાં કર્મમય રહેવું એજ સંસારીનું ઉત્તમ સાધન છે. અર્થાત જાગતિક બધા કર્મોમાં ઈશ્વરને જોવો, જાણવો અને અનુભવ કરવો એજ સાધન છે. કર્મનો પ્રેરક, કર્મ, અને કર્મનો ભોક્તા જે એક માત્ર ચેતન સ્વરૂપ આત્મા છે, તેનો સર્વ કોઇને અનુભવ થઈ શકે છે. કારણ કે ચેતન વિનાનું કે જડ બોલીને તમે જે બધાને જાણો છો, તેમાં ઇચ્છા, કર્મ, અને ભોગ નથી. આ જ્ઞાનમાં તમે સંશય રહિત છો, તેથીજ જ્ઞાન અને કર્મ એ આત્માનો ધર્મ છે અથવા આત્માજ છે, એમાં સંશય નથી. ઈશ્વરજ જ્ઞાન સ્વરૂપ, અને જ્ઞાનની સ્થૂલ મૂર્તિ કર્મ છે. કર્મ અને જ્ઞાનમાં જૂદાપણાને બાળકજ જુએ છે. જ્ઞાની પૃથક દર્શન કરતો નથી. આ વાતને ભગવાન શ્રીકૃષ્ણે ગીતામાં સ્પષ્ટ કહી છે.

सांख्ययोगौ पृथग्बालाः प्रवदन्ति न पण्डिताः ।

તેથી એક જગ્યાએ બેસીને બેચાર કલાક પૂજા પાઠ, જપ, ધ્યાન, વગેરેકરવું, એ કરતાં તમારાં બધાં વ્યાવહારિક કર્મોની અંદર ઇશ્વર દર્શન કરવું અથવા ઇશ્વરને જાણવો અને સમજવાની ચેષ્ટા કરવી એજ ઉત્તમ ઉપાસના છે. ઇશ્વર જ્ઞાન શૂન્ય ઉપાસના કરવી એ કરતાં ઇશ્વર જ્ઞાનમાં જગતમાં કર્મમય રહેવું અથવા જગતનાં બધાં કર્મો ભગવાનનીજ સેવા કરૂં છું એ જ્ઞાનમાં કરવાં એ ઉત્તમ ઉપાસના વા સાધન છે. ભગવાન શ્રીકૃષ્ણનો ઉપદેશ પણ એજ પ્રમાણે છે.

यत् करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥

—गीता

હે કૌન્તેય ! તું જે કાંઇ કર, આહાર કર, દાન

કર, અને તપશ્ચર્યા કર તે બધુંજ મારામાં સમર્પણ કર, અથવા ભગવાનનુંજ કર્મ કરૂ છું અર્થાત ભગવાનની તૃપ્તિ માટે કર્મ કરૂ છું એ જ્ઞાનમાં કર

કર્મ ન કરવા કરતાં કર્મ કરવુ શ્રેષ્ઠ છે કારણ કે અસંયત મન વિષય ચિન્તા કરીને અધિકતર મલિન થઈ જશે. તેથીજ જો કલ્યાણની ઇચ્છા કરતા હો તો મનને વિષય ચિન્તા કરવાનો વખત ન આપો અને વિશ્વાસ કરો કે કર્મ વૃથા નથી કર્મનું ફલ જ્ઞાન છે ઇશ્વર બધા જીવોની પાસે કર્મ કરાવીને ફલરૂપ જ્ઞાન આપતા આપતા વધારતા વધારતા પરમ જ્ઞાન પરમાત્માની તરફ આકર્ષણ કરે છે તેથીજ ભગવાનનું નામ કૃષ્ણ છે અથવા આકર્ષણ શક્તિ બ્રહ્મવિદ્યા દુર્ગા છે કે જે દૂરપણાને મટાડે છે—ભગવાનમાં જોડે છે નકી તે બ્રહ્મ વિદ્યા સ્વરૂપિણી ભગવતી દુર્ગા વા ચિતિશક્તિ આત્મા છે. બ્રહ્મવિદ્યા વા બ્રહ્મજ્ઞાન બ્રહ્મથી પૃથક નથી જે બ્રહ્મજ્ઞાન તેજ બ્રહ્મ છે તેથી બ્રહ્મજ્ઞાન મેળવવા માટે એકમાત્ર સાધનની જરૂર છે કારણ કે સાધન હીન કેવળ વાચિક જ્ઞાન અથવા પુસ્તકનું જ્ઞાન મનુષ્યને આનન્દ અથવા શાન્તિ આપવા સમર્થ નથી.

उपासनाविहीनस्य सर्वशास्त्रविदोऽपि वा ।
चित्तविक्षेपहानि स्यान्नैव कल्पान्तरैरपि ॥
—रामगीता

સર્વશાસ્ત્રજ્ઞ પુરૂષ પણ જો ઉપાસના અથવા સાધન વિહીન હોય તો તેના ચિત્તવિક્ષેપનો નાશ કલ્પાન્તરે પણ થતો નથી અથવા તેને શાન્તિ મળતી નથી

વર્ણાશ્રમાનુસાર સાધન વા ઉપાસના, ચાર પ્રકારની છે, અથવા ચાર સ્તર કે ક્રમ વિશિષ્ટ છે જેમ —સર્વથી નીચો વર્ણ શૂદ્ર છે, શૂદ્રને સેવા એજ ઉપાસના અથવા સાધન છે. કારણ કે શૂદ્ર શબ્દનો અર્થ જે દુ ખમા-શોકમા દ્ર અર્થાત્ રોદન શીલ તે શૂદ્ર છે અર્થાત્ નિત્ય દ્વૈત જ્ઞાન વિશિષ્ટ છે અને હજારો વખત સાભળીને, સમજીને પણ જેને અદ્વૈતનિષ્ઠા થતી નથી, અધ્યાત્મ દૃષ્ટિયે તે શૂદ્ર છે તેનાથી ઊંચો વર્ણ વૈશ્ય છે પ્રવેશ અર્થમા વિશ ધાતુથી વૈશ્ય શબ્દ નિષ્પન્ન થયો છે. અર્થાત ભિન્ન વા પૃથગ ભાવમા ભગવાનની સેવાદિ દ્વારા જે લોકોનું ચિત્ત શુદ્ધ થયું છે અમે ભગવાન પરમપ્રિય છે એ જ્ઞાન પ્રાપ્ત કરીને ભગવાનથી પૃથગભાવ મટાડવા માટે અથવા ભગવાનમા પ્રવેશ કરવા માટે જે લોકોએ સત્ય ઇચ્છા કરી છે, અધ્યાત્મ દૃષ્ટિયે તેઓ વૈશ્ય છે અને ભગવત્પ્રાપ્તિની ઇચ્છા પ્રબલતમ થઈ હોવાથી જે લોકોને ભગવાન વિના વધારે ચાલતું નથી એમ જાણીને બધા સંસ્કારો અને બધા ભાવોની સાથે જે લોકો લડાઇ કરે છે અને સ્વરાજ્ય વા આત્મરાજ્યની પ્રતિષ્ઠા માટે જેઓએ પ્રાણની પણ પ્રતિજ્ઞા કરી છે, અધ્યાત્મ દૃષ્ટિથી તે બધા ક્ષત્રિયો છે અને જે લોકો સ્વરાજ્યમા વા આત્મરાજ્યમા પ્રતિષ્ઠિત છે અથવા માતૃઅંકસ્થિત નગ્ન શિશુ વા સર્વત્યાગી, વ્યવધાન શૂન્ય આત્મ યુક્ત છે, અધ્યાત્મ દૃષ્ટિથી તે લોકો બ્રાહ્મણ છે. સાધન દ્વારાજ મનુષ્ય બહુ જન્મે જ્ઞાન પ્રાપ્ત કરીને આત્મયુક્ત વા બ્રાહ્મણ થાય છે આ ભૂલીને પથ ભ્રાન્ત ન થાઓ આ જન્મમાજ બ્રાહ્મણ ઇતર વર્ણ માત્ર એક સૂત્ર ધારણ કરીને બ્રાહ્મણ બનવા ન જાઓ તમે જે સ્થાનમાં હો, સાધન કરો અને સાધન દ્વારા પરમ તત્વને જાણીને તમારો મનુષ્ય જન્મ સાર્થક કરો બાહ્ય સૂત્ર ધારણ કરવાથીજ ભગવાન મળતા નથી તમારા બધા સંસ્કારોને અને બધા ભાવોને જ્યારે એક સૂત્રમા ગ્રથિત કરી શકશો તથા સૂત્ર, ભાવ સમૂહ અને સંસ્કાર રાશીને જ્યારે ભગવાન જાણીને ઓળખી શકશો ત્યારેજ તમે બ્રહ્મસૂત્રધારી બ્રાહ્મણ થશો. સાધન સમ્પત્તિ રહિત કેવળ વાચિક જ્ઞાની બનીને ભોગ લાલસાતુર ન થાઓ કારણ કે વાચિક જ્ઞાની જગતના ભોગને પ્રાપ્ત કરે છે અને સન્માનિત થાય છે પણ ભગવાનથી બહુ દૂર રહી જાય છે પરમ સમ્પત્તિ કેવળ સાધનજ છે જે દિવસ સાધ્ય અને સાધનમા તમારૂં અભેદ જ્ઞાન થશે તેજ દિવસ તમે ગુરૂ કૃપા પ્રાપ્ત કરી ધન્ય થશો

આવો સાધકો ભગવાનના સૂરમા સૂર મિલાવી સંવેદિત થઈ બોલતા રહીએ—

ब्रह्मार्पणं ब्रह्महविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।
ब्रह्मैव तेन गन्तव्यं ब्रह्मकर्मसमाधिना ॥

# કરુણા લહરી

[ પંડિતરાજ શ્રી જગન્નાથ વિરચિતા ]

( અનુવાદક;—લાલજી વીરેશ્વર જાનિ )

वंशस्थ वृतम्

विषीदता नाथ विषानलोपमे
विषादभूमौ भवसागरे विभो।
परं प्रतीकारमपश्यताधुना
मयायमात्मा भवते निवेदितः ॥१॥

મહેશ, ચિત્તે અતિ ખેદ વાધતાં,
[1]વિષાદભૂમિ ભવ સિંધુ ભાસતાં;
વળી [2]પ્રતિકાર ન કાંઇ લાધતાં,
તને સમર્પું મુજ નાથ આતમા. ૧.

[3] ભવાનલે ચેતન માહરૂં બળ્યું,
શરણ્ય તારાં ચરણો, પ્રભો, ગણું;
વિચારીને દેવ દયા સુધાર્ણવે,
ગતિ કરે મારી યથા તને ગમે. ૨.

તજી મરૂ-ભૂમિ સમાન આ ભવ,
[4]મરીચિકાનાં જળ ઝાંઝવાં સમ;
[5]સદાય ઇચ્છે મન માહરૂં વિભો,
કૃપા તણે સાગર સ્નાન હે પ્રભો. ૩.

[6]સરોજ જેવાં તુજ પાદ-પદ્મના,
અપાર મીઠા [7]મકરંદ પ્યારમાં;
[8]મિલિન્દરૂપી મન મારૂં ચોંટિયું,
મહેશ, મેં છે તૃણ અન્ય માનિયું. ૪.

જગત્ત્રય-ત્રાણ વિષે ધર્યું વ્રત,
[9]ત્વાંધ્રિ તેવાં તજી મૂર્ખ માનવ;
શરણ્ય બીજું ધિક શોધતાં જ જે,
પડે ખરે કાળ તણેજ દ્વાર તે. ૫.

રમા મુખે તેજ અપાર જે ભરે,
જગાડતો જે ત્રણ લોક ટાંકણે;
પ્રભો, તમારો [1]નયનારુણોદય,
કદા હરે તે મુજ રાત્રિ-તિમિર ? ૬.

મુનીન્દ્ર ચિત્તૈક ચકોર-જીવિકા,
સમસ્ત સંતાપ હરન્તી ચંદ્રિકા;
મહાન્ધકારે મુજ માનસે કદા,
ખીલી રહેશે તુજ [2]વક્ત્રની પ્રભા ? ૭.

સુયૌવનાનાં મણિ કુંડલો ખરે,
નિહાળતાં તાંડવ-નૃત્ય આદરે;
મુરારિ, તેવું મુખ તારૂં ઉજ્જવલ,
કદા થશે તે મુજ દૃષ્ટિ ગોચર ? ૮.

[3]સુરાપગા—તુંગ—તરંગમાં વહે,
સુરાસુરો જેહ લલાટમાં લહે;
કદા પ્રભો એ તવ પાદ-પદ્મની,
ધરીશ ધૂલી મુજ માથડે હરિ ? ૯.

મદે ભરેલા મુજ [4]અક્ષ-અશ્વ આ,
વિવેકની [5]રશ્મિ રહિત છે થયા;
હરે, પહોંચી તવ [6]ચર્ણ-મંદુરા,
બનો હવે શાન્ત સુશીલ સર્વદા. ૧૦.

---

૧ ખેદ શોકનું સ્થાન. ૨ ઉપાય ૩ સંસારરૂપ દાવાગ્નિમાં. ૪ મૃગજળ. ૫ આપની કૃપારૂપ સુધાસાગરમાં સ્નાન કરવાને સદૈવ મારૂં મન અભિલાષા રાખે છે. ૬ કમળ. ૭ રસ. ૮ ભ્રમર. ૯ આપનાં ચરણો.

૧ નેત્રરૂપ અરૂણોદય. ૨ મુખ. ૩ આકાશ ગંગા. ૪ અક્ષ=ઇંદ્રિયો, ઇંદ્રિયોરૂપી ઘોડા. ૫ લગામ. ૬ મંદુરા તબેલો; અશ્વશાળા આપના ચરણરૂપ અશ્વશાળામાં.

ન વેદ જેને પણ વર્ણવી શકે,
 મહેશ્વર પ્રાણપતિ તજી તને;
સતી કદાપિ તજી શર્મને અરે,
 મતિ ન મારી ત્યમ અન્યને ભજે. ૧૧.

ન જાગતાં સ્વપ્ન વિષે વળી કદી,
 [1]કૃપા વિના અન્ય ન આશ મેં કરી;
 ગિરા મદીયા યદિ સત્ય હોય એ,
 મહેશ ઉદ્ધાર મદીય તો કરો. ૧૨.

* વિયોગિની વૃત્ત

અયિ દેવ દયા નિધિ મને,
 તજી દીધો સહુએ [2]અભાગીને;
હજુએ નથી કાં નિહાળતો,
 બની પાષાણ સમો મને વિભો. ૧૩.

સુમહાન જગ ધારતાં શિરે,
 નથી લાગ્યો જરા થાક રે તને;
અણુ હૃદય હું ક્ષુદ્ર જીવડો,
 પરમાણુ સમ દેહ માહરો.
કરૂણાકર તું હિતેચ્છુને,
 શ્રમ લાગ્યો શું મદીય ધારવે ? ૧૪.

કરિયો ગિરિથી મને વડો,
 જડ તું કાં ન હવે ઉગારતો ?
વિનયે વિભુ પૂછતાં તને,
 મુજને ઉત્તર દે વિચારીને. ૧૫.

ન ધને નહિ રાજ્ય વૈભવે,
 નહિ વિદ્યા પ્રતિ યાચના મને;
કરુણા ભરી દૃષ્ટિ તાહરી, [1]
 હરિ યાચું બસ એક આખરી. ૧૬.

અતિ નીચ તથૈવ દુર્ગુણી,
 તદપિ હું [1]દયનીય છું ઘડી;
વમતા [2]ફણી ઝેર કારમું !
 [3]ખુરશો ચંદન તોય આપતું. ૧૭.

નથી લેશ ક્ષુધિતને ત્રપા,
 પ્રતિમાર્ગે કણ ધાન્ય વીણતાં;
[4]ન કલંક, કલંક રૂપ એ,
 યદિ હું જાઉંજ અન્ય આશ્રયે. ૧૮.

નરકે અતિશે પીડાયલો,
 તજીને શર્મ હું હીન પ્રભુ થયો;
ભગવન્ સ્થિતિ મારી જો [5]મને,
 જનતો પાછળ નિંદશે તને. ૧૯.

નરકે મુજ કર્મની કથા,
 સ્મરતાં થાય અતીવ રે વ્યથા;
મુજને જન કહે અનાથ રે ?
 વિભુ, આ છેક અસહ્ય છે ઉરે. ૨૦.

ભવ બાધતણા સુબંધને,
 પ્રતિરુદ્ધ પ્રભુજી અનેકને;
[6]વનહસ્તિ સુખેથી રક્ષતા,
 તજી હુંને ક્યમ શાન્તિ પામતા ?
તજતાં તવ દીન દાસને,
 કરુણા કાં ન ચિરે જ ચિત્તને ? ૨૧.

અપૂર્ણ.

૧ તારી કૃપા. ૨ મને અભાગીને.

* આનું બીજું નામ "વૈતાલીયવૃત્ત" છે. માત્ર પ્રથમ ચરણ=સ સ જ ગ=૧૦ અક્ષર બીજામાં સ. ભ. ર લ. ગુ=૧૧ અક્ષરો

૧ દયાને પાત્ર. ૨ સર્પ. ૩ વમતા ફણી ઝેર કારમું ૫ છતાંયે સુખથી ચંદન શું ન આપતું ? ૪ કલંક રહિત પ્રભો. ૫ મનમાં, અંતરમાં. ૬ જંગલી હાથીના ત્રાસમાંથી.

# ગીતાધર્મ બ્લૉક વર્કર્સ ઉદ્ઘાટન સમારોહ

'ગીતાધર્મ'' ના પ્રેમી પાઠકો અને ગ્રાહકોને એ જાણીને ઘણોજ આનંદ થશે કે ગત રથયાત્રાના શુભ અવસર પર તા૦ ૧૬ ૭-૪૨ ના રોજ અસંત ઉત્સાહ સાથે અનેક પૂજ્ય મહાત્માઓ તથા ગણ્યમાન્ય સુશિક્ષિત નાગરિકોની હાજરીમાં 'ગીતાધર્મ'' કાર્યાલયમાં ઉક્ત બ્લૉકવર્કસનું ઉદ્ઘાટન સંપન્ન થયું. આ અવસરે સ્થાનીય મ્યુનિસિપલ બોર્ડના સુવિખ્યાત ચેરમેન રાયબહાદુર પંડિત જગન્નાથ પ્રસાદ મહેતાએ ઉત્સવનું પ્રમુખપદ સ્વિકારીને ઉદ્ઘાટન કર્મ સંપન્ન કર્યું હતું. નિમંત્રિત સજ્જનોમાં પૂજ્ય સ્વામી શ્રી રામાનંદજી મહારાજ, તપોધન મહંત શ્રી એતવારગિરિજી મહારાજ, તથા અન્ય સંસ્થાનોના મહાત્માઓ તથા પં૦ ધર્મદત્તજી શાસ્ત્રી, પ્ર૦ મંત્રિ વર્ણાશ્રમ સ્વરાજસંઘ, પં૦ દેવીનારાયણજી એડવોકેટ, પં૦ જાનકી શરણ ત્રિપાઠી સં૦ 'સૂર્ય', પં૦ રામબાલક શાસ્ત્રી સં૦ 'સંદેશ', આદિ વિદ્વાનો તથા અનેક સાહિત્યકાર સજ્જનો તથા પ્રેસ વ્યવસ્થાપકો, પ્રમુખ ચિત્રકારો, પુસ્તક પ્રકાશકો અને વેપારી ભાઇઓએ પધારી ઉત્સવની શોભા વધારી હતી. જેઓમાં પ્રસિદ્ધ નવલકથાકાર શ્રી ગહમરીજી, ચિત્રકળાકાર કેદારનાથજી, બાબુ બલદેવદાસજી વ્યવસ્થાપક 'આજ', ઠા૦ સૂર્યબલિસિંહ, વિગેરે સજ્જનો મુખ્ય હતા.

પ્રથમ પં૦ દેવીનારાયણજી વકીલે 'ગીતાધર્મ'' પરિવારનું કાર્યાવલોકન કરાવીને પ્રમૂખ મહાશયને ઉદ્ઘાટન કરવાની પ્રાર્થના કરી તે પછી સ્વામી શ્રી રામાનંદજી મહારાજે આ સંસ્થાના પ્રવર્તક સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજની અદ્ભુત ઘટનાવલી પર સુંદર પ્રકાશ પાડ્યો તે પછી પં૦ શ્રી ધર્મદત્તજી અને સભાપતિજીનાં સારગર્ભિત ભાષણો પછી વિધિવત ઉદ્ઘાટન તથા સામૂહિક કાર્યાલયનું પરિદર્શન થયું.

સર્વ આમંત્રિત સજ્જનોનો ફૂલમાળા, મિષ્ટાન્ન, જલપાન તથા પાન સોપારી દ્વારા સ્વાગત સત્કાર કરવામાં આવ્યો હતો.

વર્તમાન વિષમ પરિસ્થિતિમાં આ કાર્યનો આરંભ કરવામાં શ્રી ભગવાનની પ્રેરણાજ મુખ્ય કારણ હતી તેથી આશા છે કે તેજ સર્વ શક્તિમાન પ્રભુ આ નવા કાર્યથી જનતાની સેવા કરવાનો ઉદ્દેશ્ય પૂર્ણ કરશે. ગીતાધર્મ પ્રેમીઓ માટે હર પ્રકારના ચિત્રોના બ્લૉક બનાવવાની તથા તેમની સુંદર છપાઈ માટે બીજે ક્યાંય પ્રયત્ન ન કરતાં અહિં જ સર્વ પ્રકારની સગવડ થાય, તે માટે ખાસ પ્રબંધ કરવામાં આવ્યો છે. આશા છે કે બ્લૉક બનાવવાનો અવસર આવ્યે કૃપાલુ ગ્રાહકગણ કાર્યાલયને ભૂલશે નહિ.

—વ્યવસ્થાપક

ગીતાધર્મ કાર્યાલય કાશી. ( ગુ૦ પી૦ )

संस्थापक—श्रीमत् प प ब्र ले गीताव्यास श्री १०८ जगद्गुरु महामण्डलेश्वर स्वामी श्री विद्यानन्दजी महाराज




यत्र योगेश्वर कृष्णो यत्र पार्थो धनुधर । तत्र श्रीर्विजयो भूतिध्रुवा नीतिमतिर्मम ॥

भजो मन हरिहर हरिहर हरिहर।
आदि ब्रह्म अद्वैत निरञ्जन भयभञ्जन धरणीधर।
दुष्ट मारि भूभार उतारत विश्वनाथ विश्वंभर॥
कबहुँ विहार करत भक्तन संग करि वरवेष मनोहर।
कबहुँ संहार करत सब जग को धरि बहुरूप भयंकर॥

वार्षिक मूल्य—
भारत में ४)
विदेश में ६॥)

मोर मुकुट कटि काछनो पीताम्बर वनमाल।
यह मूरति मो मन बसो सदा बिहारीलाल॥

साधारण प्रति
भारत में ।)
विदेश में ।=)

श्री गोवर्द्धनभाई मगनभाई पटेल द्वारा गीताधर्म प्रेस, साक्षीविनायक, काशी में मुद्रित और प्रकाशित।

संस्थापक—श्रीमत्परमहंस परिव्राजकाचार्य ब्रह्मनिष्ठ लोकसंग्रही गीताव्यास श्री १०८ जगद्गुरु
महामण्डलेश्वर स्वामी श्री विद्यानन्दजी महाराज




सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज । अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥

वर्ष ७ } सितम्बर, १९४९, काशी { अङ्क ९

## चरणसरोज

बन्दौं चरणसरोज तुम्हारे ।
सुन्दर श्याम कमलदललोचन ललित त्रिभङ्ग प्राणपति प्यारे ।
जे पदपद्म सदा शिव को धन सिन्धुसुता उरते नहिं टारे ॥
जे पदपद्म परसि जगपावन सुरसरि दरस कटत अघ भारे ।
जे पदपद्म परसि ऋषिपत्नी बलि नृग व्याध पतित बहु तारे ॥
जे पदपद्म रमत वृन्दावन अहिशिर धरि अगणित रिपु मारे ।
जे पदपद्म परसि व्रजभामिनि सर्वस दै सुत सदन बिसारे ॥
जे पदपद्म रमत पाण्डवदल दूत भये सब काज सँवारे ।
सूरदास तेई पदपङ्कज त्रिविधताप दुख हरन हमारे ॥

—सूरदासजी

# सिद्धि

( ले० —श्रीमत्परमहंस परिव्राजकाचार्य ब्रह्मनिष्ठ लोकसंग्रही गीताव्यास श्री १०८ जगद्गुरु महामण्डलेश्वर स्वामी श्री विद्यानन्दजी महाराज )

उपासना के फलस्वरूप साधक को जो सिद्धियाँ मिलती हैं उन को दत्तात्रेयजी ने अलर्क के प्रति इस प्रकार कहा है—

**अणिमा, महिमा चैव लघिमा प्राप्तिरेव च ।**
**प्राकाम्यं च तथेशित्वं वशित्वं च तथा परम् ॥**
**यत्र कामावसायित्वं गुणानेतानथैश्वरान् ।**
**प्राप्नोत्यष्टौ नरव्याघ्र परनिर्वाणसूचकान् ॥**

—मार्क० पु०

अणिमा, महिमा, लघिमा, प्राप्ति, प्राकाम्य, ईशित्व, वशित्व और कामावसायित्व; परनिर्वाण के सूचक इन आठ ऐश्वर्य के गुणों को साधक प्राप्त करता है ।

**सूक्ष्मात् सूक्ष्मतरोऽणीयान् शीघ्रत्वाल्लघिमा गुणः ।**
**महिमाशेषपूज्यत्वात् प्राप्तिर्नाप्राप्यमस्य यत् ॥**
**प्राकाम्यमस्य व्यापित्वात् ईशित्वं चेश्वरो यतः ।**
**वशित्वात् वशिता नाम योगिनः सप्तमो गुणः ॥**
**यत्रेच्छा स्थानमप्युक्तं यत्र कामावसायिता ।**
**ऐश्वर्यं कारणैरेभिर्योगिनः प्रोक्तमष्टधा ॥**

योगीजन छोटे से भी छोटे हो जाते हैं, अतः उन में अणिमा होती है, सब के पूज्य होने से महिमा, हल्के होकर चाहे जहाँ पहुँच जाने से लघिमा, उन को कोई वस्तु अप्राप्य नहीं होती, अतः प्राप्तिसिद्धि, वे सर्वत्र व्याप्त हो सकते है, अतः प्राकाम्यसिद्धि तथा सब कुछ करने में समर्थ हैं, अतः ईशित्वसिद्धि, वशी होने से वशित्वसिद्धि और सब इच्छा के स्थानों में कामनाओं का समाप्त रहना ( कामावसायित्व ) ये आठ सिद्धियाँ होती हैं । ये सिद्धियाँ तो प्रसिद्ध हैं लेकिन और भी छोटी बडी सिद्धियाँ योगियों को उन के अभ्यासक्रम से प्राप्त हो जाती हैं; ऐसा तत्तद् ग्रन्थों में उल्लेख पाया जाता है । तथापि ये सब असल मुमुक्षु की दृष्टि में हेय ही होती हैं । गीता में सिद्धि शब्द का कुछ दूसरा ही तात्पर्य है, वहाँ इस शब्द का प्रथम प्रयोग इस श्लोक में आता है—

**न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥**

—गी० ३।४

यहाँ सिद्धि का अर्थ नैष्कर्म्यसिद्धि है यह तो स्पष्ट ही है, उपर्युक्त श्लोकों में वर्णित सिद्धियों से इस का कोई वास्ता नहीं ।

**मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।**

—गी० ७।३

इस गीतोक्त सिद्धि का भी नैष्कर्म्यसिद्धि अर्थ है । 'सिद्धानां कपिलो मुनिः' इस वचन में अर्थ यही होते हुए भी कपिलजी का अन्यान्य सिद्धिसंपन्न होना विसंगत नहीं, तथापि मोक्षशास्त्र में सिद्धि शब्द

से प्रधानतः नैष्कर्म्यसिद्धि ही मान्य है। अर्जुन को भगवान् ने इसी सिद्धि के लिए प्रयत्न करने को कहा था, क्योंकि गीता का प्रधान उपदेश ज्ञाननिष्ठा का है, अर्जुन अज्ञान का नाश चाहता था। अज्ञान नाश का कारण ज्ञानप्राप्ति ही निश्चित है, यह बात कपिल मुनि ने सांख्य द० अ० १ सूत्र ५६ में कही है—

नियतकारणात् तदुच्छित्तिर्ध्वान्तवत्।

जिस प्रकार अन्धकार का नाश उस के विरोधी प्रकाश से होता है वैसे ही अज्ञान का नाश ज्ञान प्राप्ति से होता है। इस प्रसंग में गीता का प्रतिपाद्य कर्मयोग है या ज्ञानयोग इस विवाद में न पड़ना ही उचित है, यह व्याख्यान आज के प्रतिपाद्य विषय से सम्बन्ध नहीं रखता, क्योंकि निबन्ध के प्रारम्भ में जो सिद्धि शब्द का प्रयोग किया गया है उस की गीता के साथ एक नई और विशिष्ट संगति दिखाना ही यहाँ अभिप्रेत है।

कपिलजी के मत में सिद्धि का तात्पर्य न कर्मसिद्धि है न ज्ञानसिद्धि, किंतु कुछ और ही है, अन्य सांख्यकारों ने भी इस का खास मतलब से प्रयोग किया है। यथा—

सिद्धिरष्टधा।

—सां० द० ३।४०

पञ्च विपर्ययभेदा भवन्त्यशक्तिश्च करणवैकल्यात्।
अष्टाविंशतिभेदा तुष्टिर्नवधाऽष्टधा सिद्धिः ॥४७॥

—सांख्य का०

इन दोनों उद्धरणों में सिद्धियाँ आठ हैं यह कहा है, पर सांख्यकार ने यह स्पष्ट नहीं कहा कि वे कौन सी हैं, इस का खुलासा कारिका में है—

ऊहः शब्दोऽध्ययनं दुःखविघातास्त्रयः सुहृत्प्राप्तिः। दानं च सिद्धयोऽष्टौ सिद्धेः पूर्वोऽङ्कुशस्त्रिविधः ॥ ५१ ॥

इस कारिका का अर्थ करने में व्याख्याता लोग एकमत नहीं। पाठकों को इस का यथार्थ अभिप्राय समझने में सुविधा हो, इस लिए पहले यहाँ पूर्वपरंपरागत अर्थ दिखाया जाता है, तत्पश्चात् गीता के साथ तुलनात्मक दृष्टि से विचार करते हुए, अपना अभिप्राय प्रकट किया जायगा। पूर्व व्याख्या के लिए 'स्वामी हरिहरानन्द आरण्य' कृत अनुवाद देना काफी होगा—

ऊह, शब्द, अध्ययन, सुहृत्प्राप्ति, तीन दुःख विघात और दान ये आठ सिद्धियाँ हैं। विपर्यय, अशक्ति और तुष्टि इन के विरोधी हैं।

ऊह माने प्रतिभा, प्रतिभा या अपने पूर्वसंस्कार से जो तत्त्वज्ञान होता है उस को ऊह वा तार सिद्धि कहते हैं। दूसरे का वाक्य सुनकर जो तत्त्वज्ञान होता है उसे शब्द वा सुतार सिद्धि कहते हैं। स्वयं पढ़ने से जो तत्त्वज्ञान हो उसे अध्ययन सिद्धि वा तार तार सिद्धि कहते हैं। गुरु, सहपाठी या मोक्षपथ के सहायक से मिलना चौथी सुहृत्प्राप्ति या रम्यक सिद्धि है। इस के बाद साधनों द्वारा त्रिविध दुःखविघात नामक सिद्धियाँ होती हैं, जिन्हें प्रमोद,

मुदित और प्रमोदमान भी कहते हैं। अन्तिम दान वा अवदान सिद्धि है जो सिद्धियों की सम्यक् निर्मलतारूप विवेकख्याति कही जाती है, इसे सदा प्रमुदित भी कहते है। इस प्रकार तार, सुतार, तारतार, रम्यक, प्रमोद, प्रमुदित, प्रमोदमान व सदा प्रमुदित ये अष्ट सिद्धियाँ मोक्षमार्ग की सहायक हैं।

अब गीतानुसार इन का स्फुटीकरण किया जाता है—

सांख्यदर्शन गीता के आधार पर रचित है यह बात पण्डितसमाज में विदितप्राय होगी ही, अत हमारे मतानुसार इन सिद्धियों का उल्लेख गीता के अध्याय २ श्लोक ७–८ में है। यथा—

**कार्पण्यदोषोपहतस्वभावः**
**पृच्छामि त्वां धर्मसंमूढचेताः।**
**यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे**
**शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम्॥**
**न हि प्रपश्यामि ममापनुद्या-**
**द्यच्छोकमुच्छोषणमिन्द्रियाणाम्।**
**अवाप्य भूमावसपत्नमृद्धं**
**राज्यं सुराणामपि चाधिपत्यम्॥**

'दैन्यदोष से मेरी बुद्धि नष्ट हो गई है, अत मुझे धर्म के विषय में व्याकुलता है। अतः आप से पूछता हूँ कि यथार्थ कल्याणकारी कर्तव्य बताइए, मुझ प्रपन्न शिष्य को योग्य आदेश दीजिए। पृथ्वी का निष्कंटक राज्य या इन्द्रपद पाकर भी इन्द्रियों को सुखानेवाला यह मेरा शोक दूर न होगा।' यहाँ पर पूर्वोक्त सिद्धियाँ ही अनुस्मृत हैं जो कि मोक्षोपदेश के अव्यवहितपूर्वसिद्ध अधिकार को जनाती हैं।

गी० २–८ में अर्जुन भगवान् से प्रार्थना करता है कि ऐहिक व आमुष्मिक समस्त काम प्राप्त होने पर भी मेरा शोक दूर न होगा, आप इस का उपाय बताइए। यहाँ विचारणीय बात है कि ऐहिक राज्य-भोग तथा स्वर्गभोग की स्मृति अर्जुन को अवश्य हुई है तभी यह प्रार्थना संगत हो सकती है। इसी का नाम प्रतिभा या पारिभाषिक नाम ऊह है। यह सिद्धि उस को पूर्वभवीय संस्कारों से हुई है। फिर उसी श्लोक में अर्जुन कहता है कि 'मां शाधि।' 'शासु अनु-शिष्टौ' से शाधि बनता है और शासन का अधिकार सिर्फ वेद को ही है। यही बात व्यासजी ने 'शास्त्र-योनित्वात्' ( वेद शास्त्रों से परमात्मज्ञान होता है ) इस वेदान्तसूत्र में कहा है।

गीता के पंद्रहवें अध्याय में कहा है कि 'इति गुह्यतमं शास्त्रम्।' तात्पर्य यह है कि वेदशास्त्र का उपदेश ही अर्जुन चाहता है और भगवान् यही आज्ञा देते है—'तस्माच्छास्त्रं प्रमाणं ते' ( तुझे शास्त्र का ही प्रमाण मानना चाहिए )। इस को जो शब्दसिद्धि कहा गया है, उस का गूढ अभिप्राय यह है कि वेदोपदेश में अर्जुन की बुद्धि स्वभावसिद्ध है। इस मनोवृत्ति को स्वाभाविक श्रद्धा भी कहते है। इस तरह से प्रथमोक्त दो सिद्धियों का कटाक्ष इसी बात पर है कि पूर्वभवीय संस्कार से परम वैराग्य होकर वेद शास्त्र पर रुचि पैदा हो। इस के बाद अध्ययनसिद्धि है। इस का उल्लेख 'शिष्यस्तेऽहं' वाक्य से किया गया है। अर्जुन के प्रपन्न शब्द से प्रकट होता है कि वह श्री कृष्ण को गुरु व ईश्वर की अभेदबुद्धि से देखता है, जैसा कि उपनिषद् कहती है—

**यस्य देवे पराभक्तिर्यथा देवे तथा गुरौ।**
**तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः॥**

जिस का देवता और गुरु में एकसमान परम अनुराग है उस महात्मा के प्रति ही शास्त्रीय उपदेश रत्नों का प्रकाश होता है।

चौथी, पाँचवी और छठीं सिद्धि त्रिविध दुःखों का विघात है, इन का उल्लेख द्वितीय अध्याय के ४, ५, ६ श्लोकों में हो गया है, उन दुःख या तापों का विघात अर्जुन में अनुमान किया जा सकता है, क्योंकि 'यच्छ्रेय स्यान्निश्चित ब्रूहि तन्मे' इस वाक्य द्वारा, उस को ४, ५, ६ वें श्लोकों में कथित दुःखनिवृत्ति के उपायों पर विश्वास नहीं है यह सूचित होता है।

सातवीं सिद्धि सुहृत्प्राप्ति है। अर्जुन को भाग्य से ही भगवान् सुहृद्रूप से मिले हैं। इस विषय में महाभारत में कहा है—

एकं सत्त्वं द्विधा कृतम्।

मानो एक ही व्यक्ति के दो अंश हो गये हों एसा गाढ सौहार्द उन दोनों का था। प्रकृत में यह समझना चाहिए कि अर्जुन भगवान् का शिष्य होने को तैयार हुआ तो भगवान् भी उस के गुरु होने को राजी हो गये।

आठवीं सिद्धि दान है। गुरु को सर्वस्व अर्पण कर देने की शलाका है। अर्जुन कहता है—

येषामर्थे काङ्क्षितं नो राज्यं भोगाः सुखानि च।
त इमेऽवस्थिता युद्धे प्राणांस्त्यक्त्वा धनानि च॥
आचार्याः पितरः पुत्रास्तथैव च पितामहाः।
एतान्न हन्तुमिच्छामि घ्नतोऽपि मधुसूदन।
अपि त्रैलोक्यराज्यस्य हेतोः किं नु महीकृते॥

'जिन के लिए हमें राज्यभोग और सुख चाहिए वे ही आचार्य, पितामह आदि सब कुछ छोड़कर युद्ध में मरने को खड़े हैं। ये मुझे भले ही मारते रहें तो भी मैं इन्हें पृथ्वी तो क्या त्रैलोक्य के राज्य के लिए भी न मारूँगा।' यहाँ पृथ्वी का राज्य या त्रैलोक्य का राज्य गुरुओं के लिए छोड़ने की तो बात ही क्या, 'घ्नतोऽपि' पद से अपने प्राण तक त्यागने की तैयारी है। यह त्याग की चरम सीमा है और गुरु के लिए 'त्वां प्रपन्नम्' कहने से अर्जुन की त्यागबुद्धि की सीमा असीम हो गई है।

अब इस अर्थ के साथ अन्य व्याख्यानाओं का अर्थ मिलाकर पाठक देखकर उचितानुचित का निर्धारण स्वतः कर लेंगे। माता को अपना ही पुत्र सब से प्यारा लगता है, उसी तरह हमें भी यही अर्थ भाता है।

इन सिद्धियों के नामान्तर जो 'आरण्य' जी या और टीकाकारों से उल्लिखित हुए हैं उन के बारे में अनुमान से केवल इतना ही मालूम पड़ता है कि ये नाम मुमुक्षु की क्रमोन्नति को दर्शाते हैं ऐसा हो उन के शब्दगत अर्थ से प्रतीत होता है, नहीं तो वे केवल संज्ञामात्र हैं।

---

# मनोभिरामा के प्रति

( ले०—कविराज श्री नन्दकिशोरजी जोशी, 'किशोर' भिषगाचार्य )

मनपथिक ! आओ, प्रस्तुत करें कुछ आत्महित का पाथेय, माना कि यह सुषमापुञ्ज वास्तव में अनुपम सुन्दर है। परंतु पुष्पराज गुलाब ने इसे अपनी रूपमाधुरीमय लावण्यता और उज्ज्वल आभा इस लिए थोड़े ही प्रदान की है कि यह इस के द्वारा किसी सत्पथगामी के खिन्न हृदय को छिन्न भिन्नकर उस का कर दे सर्वनाश !

शुकराज ने अपनी सौन्दर्यमयी नासिका इसे इस लिए नहीं दी कि यह इस के द्वारा सौन्दर्यसौरभयुक्त पराग की अलौकिक सुगन्ध को खींचकर किसी प्रभु के प्रेमपुजारी को कर दे निराश ! जिस से पड़ जाय उस की आराधना में बाधा !

क्या उषा रानी ने इस लिए इस के अधराधर को लाल नवपल्लववत् बनाया है कि यह अपनी मृदुमन्द मुस्कान द्वारा किसी विक्षिप्त चञ्चल हृदयपद पर अपना मोहमय साम्राज्य स्थापित कर उसे कुचल दे और पटक दे दुःखदाव में !

क्या उस भोली अबोध मृगी ने इसे अपने विशाल नेत्र इसी लिए अर्पित किये हैं कि यह इन की वासनामय ज्वाला बनाकर किसी मानव के नेत्रपथ द्वारा उस की सघन हृदयकुञ्ज में प्रवेश कर किलोल करे ! यदि वह साथ न दे तो उस में लगा दे बड़वानल जिस से वह हो जाय उजाड़ और फिर कभी पनप ही न सके !

क्या प्रकृति नटी ने यह अनुपम सौन्दर्यमयी प्रभा इसे इस लिए सौंपी है कि यह इस के द्वारा उन्मन-मानस के हृदय पट पर भृकुटियों की भावभृंगी से वासनामय प्रेमसिक्त भावों को अङ्कित कर, उसे मायाजाल में डाल, काम का शिकार बना, वास्तविक सुख से फेंक दे कोसों दूर !

अपितु पथिक ! इस सुन्दरी को यह सौन्दर्य का वरदान इस लिए प्राप्त हुआ है कि यह इस के द्वारा संसार के उस मर्माहत, असहाय मानवशिशु को, जो लोभमोहरूपी चट्टान पर वासनारूपी काई से फिसलकर कामरूपी चोट से ही हो चुका है जर्जर ! वास्तविक सच्चे वात्सल्य प्रेम से सान्त्वना देकर उस के कष्ट का अन्त करके आनन्द से पुलकित कर दे। किंतु मनपथिक ! यह तो निश्चित है कि जो मानव काम, क्रोध, लोभ, मोह और अहंकार से भागता है कोसों दूर और बन चुका है पावन प्रेम का पुजारी ! जिसे अपना चुका है वास्तविक प्रभुचरणों का दृढ अनुराग उस मानव को यह सुन्दरी अपने माधुर्यमय सौन्दर्य द्वारा वासनायुक्त मोहजाल के फंदे में फँसा नहीं सकती, वहाँ तो निश्चय ही इसे माननी पड़ेगी हार।

इसी लिए तो इस सुन्दरी से बार बार अनुरोध है कि तू भूल जा वासनामय मोहकता को ! और अपना ले वास्तविक प्रेम ! और हो जा परम प्रियतम में तन्मय, तभी तो हो सकेगा प्रेम ! तथा इस क्षणिक यौवनसौन्दर्य के नष्ट होने पर भी सतत बढ़ता रहेगा तेरा प्रेम, और यहाँ होती रहेगी तेरी कदर ! और निश्चय ही अन्त में होगा परम रम्य कल्याण और मिलेंगे वास्तविक सुख ! शाश्वत शान्ति !! और अनन्त प्रेम !!!

# ब्रह्मस्वरूप

( डा०—ज्ञानतपस्वी श्री गीतान द्री शर्मा )

उपनिषदों में और गीता में भी ब्रह्म को नामरूप से रहित कहा है। जैसा कि इस वचन में दर्शाया गया है—

अशब्दमस्पर्शमरूपमव्ययं, तथा रस नित्यमगन्धवच्च यत्।

—क० १ ३ १५

जो शब्दरहित है, स्पर्शरहित है, रूपरहित है, अव्यय है, रसरहित है और गन्धरहित है (वह तत्त्व मनुष्य को मृत्युमुख से छुड़ाता है)।

इसी प्रकार गीता में भी कहा है—

ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते।
सर्वत्रगमचिन्त्यं च कूटस्थमचलं ध्रुवम्॥

—गी० १२ ३

जो पुरुष मन बुद्धि से परे सर्वव्यापी अकथनीय स्वरूप सदा अविकारी नित्य अचल निराकार और अविनाशी ब्रह्म की उपासना करते हैं वे उसी ब्रह्म को प्राप्त होते हैं। किंतु इस के बारे में भाष्यकार कहते हैं कि—

उपदेश्योपदेष्टृत्वात् तत्सिद्धिः।

'एक दूसरे का कथन करने से ही ब्रह्म की सिद्धि हो सकती है।' एक उपनिषद् का वचन भी है—

तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्।

'ब्रह्म के यथार्थ ज्ञान के लिए गुरु के समीप जाना चाहिए।' मनुष्यमात्र का व्यवहार बिना वाणी के चलता नहीं चाहे कोई कैसा ही पहुँचा हुआ गुरु क्यों न हो ('मौनेनैव प्रावोचत्' यह न्याय राय के विषय में लागू नहीं है)। इसी लिए ब्रह्मज्ञान का उपदेश देना हो तो वाणी का व्यवहार अपरिहार्य है। ब्रह्मसूत्रकार भी "अथातो ब्रह्मजिज्ञासा" 'अब ब्रह्म का विचार किया जाता है' ऐसी प्रतिज्ञा करके लगभग सोलह चार अध्यायों वाले विशाल ग्रन्थ रच गये हैं। इन्हीं आदर्शों को स्मरण हुए शब्दों द्वारा ब्रह्म का वर्णन इष्ट ही नहीं आवश्यक भी है। कि बहुना यह मनुष्य का स्वभाव ही है कि उस का किसी वस्तु का ज्ञान उस का नामरूपात्मक वर्णन किये बिना होता ही नहीं चाहे वह नाम रूप कल्पित ही क्यों न हो परंतु चाहिए अवश्य। सब दार्शनिक ग्रन्थों में ब्रह्म नामक परम तत्त्व का थोड़ा बहुत वर्णन पाया जाता है प्रायः उन सब का समष्टात्मक प्रतिपादन एक ग्रन्थ में मिलता है जिस का नाम 'योगवासिष्ठ' है। साहित्य की दृष्टि से भी इस ग्रन्थ का वर्णन मनोग्राह्य है। आगे उस का सार दिया जाता है, जिस को पाठक मनोयोग से पढ़ेंगे इतनी इच्छा काफी है।

आकाशपरमाणुसहस्रांशभागेऽपि या शुद्ध
चिन्मात्रसत्ता विद्यते सा हि परमार्थसंवित्।

—१ २ ११ १

आकाश के परमाणु के हजारवें भाग के भीतर भी जो शुद्ध चिन्मात्र सत्ता वर्तमान है वही परमार्थ संवित् है। न वह दिखाई देती है और न वर्णन की जा सकती है न वह समीप है न दूर है। शुद्धात्मा का केवल चिद्रूप अनुभव किया जा सकता है (वर्णन नहीं)। वह सब कुछ है, सब की आत्मा

है और सब से रहित भी है। वह सब भूतों की आत्मा, शून्य व सत् असत् दोनो ही हैं। वह न वायु है न आकाश, न बुद्धि आदि है न शून्य, वह कुछ नहीं है फिर भी सब की आत्मा है, वह कोई ऐसा पदार्थ है जो आकाश से भी सूक्ष्म है। न वह काल है न मन, न वह आत्मा है न सत्ता असत्ता, न वह देश है न दिशाएँ, न वह कोई इन के बीच का पदार्थ है न अन्त का, न वह ज्ञान है और न अज्ञेय पदार्थ है।

वह संवेद्यरहित संवित् है, चेत्यरहित चिति है, वह संसार की परम पराकाष्ठा है। वह सब दृष्टियों की सर्वोत्तम दृष्टि है, वह सब महिमाओं की महिमा है और सब गुरुओं का गुरु है। वह सब प्राणीरूपी मोतियों का तागा है जो कि उन के हृदयरूपी छेदों में पिरोया हुआ है। वह सब प्राणीरूपी मिर्चों की तीक्ष्णता है, वह पदार्थ का पदार्थत्व है, वह सर्वोत्तम तत्त्व है। वह वर्तमान वस्तुओं की सत्ता है और स्वयं सत्ता और असत्ता दोनों है, सब जगह सब वस्तुओं से युक्त तथा सब भावों से मुक्त है। सब ओर उस के हाथ पैर हैं, सब ओर उस के सिर और मुख हैं, सब ओर उस के कान हैं, संसार की सब वस्तुओं को घेरकर वह स्थित है। वह इन्द्रियों द्वारा ज्ञायमान सब गुणों से रहित है और उन से युक्त भी है। सब का भरण करनेवाला किंतु असक्त भी है, सब गुणों का भोगनेवाला किंतु निर्गुण भी है। वह सब प्राणियों के भीतर और बाहर है, चर और अचर है। अतिसूक्ष्म होने के कारण अविज्ञेय है, वह दूर भी है और समीप भी है। वह सूक्ष्म से भी सूक्ष्म, स्थूल से भी स्थूल, भारी से भी भारी और अच्छे से भी अच्छा है। वह इतना बड़ा है कि उस के सामने सारा जगत् परमाणु के समान दिखाई पड़ता है, बल्कि नहीं भी दिखाई पड़ता। वह इतना सूक्ष्म है कि उस के मुकाबले सूक्ष्म आकाशतत्त्व भी अणु के सामने महामेरु जैसा स्थूल मालूम पड़ता है। वह आत्मा है, विज्ञान है, शून्य है, परब्रह्म है, श्रेय है, शिव है, विद्या है और परम स्थिति है। वह सब का अनुभवरूप अन्तरात्मा है, शरीर में वह सदा चिन्मात्ररूप से स्थित है। वह जगत्‌रूपी तिल का तेल है, जगत्‌रूपी घर का दीपक है, जगत्‌रूपी वृक्ष का रस है और जगत्‌रूपी पशु का पालनेवाला ग्वाला है।

वह जगत् में वर्तमान होते हुए भी नहीं है, वह शरीर में रहते हुए भी अत्यन्त दूर है, वह ऐसा प्रकाश है जिस से सूर्य का प्रकाश उदय होता है। उस से विष्णु आदि देवता इस तरह उत्पन्न होते हैं जैसे सूर्य से किरणें। उस से अनन्त जगत् ऐसे उत्पन्न होते हैं जैसे समुद्र से बुलबुले। उस की ओर तमाम दृश्य पदार्थ इस प्रकार जा रहे हैं जैसे समुद्र की ओर नदियाँ। वह सब पदार्थों को और आत्मा को दीपक की तरह प्रकाशित करता है। वह आकाश में, शरीर में, पत्थरों में, लताओं में, घाटियों में, हवाओं में और पाताल में सब जगह वर्तमान है। उस ने आकाश को शून्य, पहाड़ों को कठिन, जलों को बहनेवाला बनाया है।

जैसे बादल से वर्षा की बूँदें गिरती हैं वैसे ही उस अक्षय और पूर्ण अमृत से नाना प्रकार के संसार के दृश्य उदय होते हैं। जैसे मरुस्थल में मृगतृष्णा की नदियाँ दिखाई पड़ती हैं वैसे ही उस में त्रिभुवन की उदय और अस्त की लहरें उठा करती हैं। उस सर्वसत्ताओं से परे की सत्तावाले के कारण ही नियति, देश, काल, गति, स्पन्दन और क्रिया की सत्ता है। परमात्मा का वह महान् ज्ञानात्मक रूप है जिस में

संसार का अत्यन्त अभाव रहता है, यद्यपि देखने में वह मौजूद है। परमात्मा का वह शून्य रूप है जिस में वर्तमान होता हुआ भी दृश्य जगत् अस्त रहता है। यह परमात्मा का ऐसा रूप है कि महाज्ञानरूप होते हुए भी भारी शिला की नाईं जड़ सा प्रतीत होता है। जैसे मशाल के घुमाने से उस में चक्र दिखाई देता है और उस को स्थिर कर देने से गायब हो जाता है ऐसे ही जब ब्रह्म में स्पन्दन होता है तो संसार की शोभा उदय हो जाती है और जब शान्ति हो जाती है तो जगत् का दृश्य लुप्त हो जाता है।

इस तत्त्व का यथार्थ सच्चा स्वरूप तब अनुभव में आता है जब कि मन वृत्ति को क्षीण करके अपना अन्त कर दे। इस तत्त्व का रूप वह है जिस में दृश्य जगत् का अभाव है और दृश्य का अभाव होने से द्रष्टा का भी अभाव सा ही हो जाता है, केवल प्रकाशमात्र का अनुभव सा रहता है।

जीवस्वभाववाली चिति की चेत्य की ओर प्रवृत्ति न होने पर जो शान्त कलारहित व चिन्मात्र स्थिति होती है वही परमात्मा का स्वरूप है।

चिदाकाश पुरुष की उस स्वाभाविक अवस्था को कहते हैं जिस में निद्रा भी न हो और मन के समक्ष कोई विषय भी न हो, चिदाकाश शरद् ऋतु के निर्मल आकाश की तरह है जिस में मृत्यु, दृश्य, दर्शन और चिन्तन कुछ भी नहीं। चिदाकाश वह विकाररहित तत्त्व है जिस से और जिस में द्रष्टा, दर्शन, दृश्य तीनों का उदय और अस्त होता है, जिस में सब पदार्थों के अनुभव उदय होकर परिवर्तित होते रहते हैं, जो कुछ भी न होता हुआ सदा सब कुछ है। जो मैल-रहित, कल्पना से मुक्त, शान्त, सत्, चित्, प्रकाशमय है, जो अमूर्त होता हुआ भी मूर्त है, मनन करता हुआ भी पत्थर के तुल्य जड़ है, भोक्ता होने पर भी निस्पृह है और कर्ता होने पर भी कुछ न करनेवाला है। जैसे दीपक के मौजूद होने पर व्यवहार होता रहता है वैसे ही इस प्रकाशमात्र विस्तृत साक्षी के रहते हुए चित्त की क्रियात्मक इच्छाएँ प्रवृत्त होती रहती हैं। जैसे कटक, अङ्गद, केयूर आदि भूषणों के रूप में सोना प्रकट होता है वैसे ही यह भी सैकड़ों पदार्थों के झूठे आकार में अन्य सा होकर प्रकट हो रहा है। इस से ही काल की गति है, दृश्य की दृश्यता है, मन की क्रिया है, इसी के प्रकाश में यह जगत् प्रकाशित हो रहा है। वह परमाणु से भी परे है, सूक्ष्म से भी सूक्ष्म है, आकाश के भीतरी भाग से भी शुद्ध सूक्ष्म और शान्त है। उस परम रूप की उपमा जड़ पदार्थों के रूप से दी जा सकती है, यदि वे मन बुद्धि आदि से मुक्त होते हुए भी बोधमय हो जायँ। जो चिदात्मा जाग्रत्, स्वप्न, सुषुप्ति, तुर्या और तुर्यातीत अवस्थाओं में सदा सब जगह समान रूप से स्थित है उस की ही हम उपासना करते हैं। वह प्रत्यक्ष आदि प्रमाणों से परे होने के कारण अवर्णनीय है, केवल इतना ही कहा जा सकता है कि यह कोई बहुत उत्तम, सूक्ष्म, सर्वात्मक शुद्ध अनुभवमात्र तत्त्व है जो कि सब कुछ है, वह न सत् है न असत्, न दोनों का मध्य, वह कुछ भी नहीं तो भी सब कुछ है, वह मन वचन में आनेवाली कोई वस्तु नहीं है, वह शून्य से शून्य और सुख से भी अधिक सुखरूप अर्थात् परमानन्द है।

( यो० वा० के आधार से )

# युद्ध

( ले०—स्वामी श्री रामानन्दजी संन्यासी, दर्शनशास्त्री, व्याकरणाचार्य )

**ब्रह्म ह देवेभ्यो विजिग्ये तस्य ह ब्रह्मणो विजये देवा अमहीयन्त। त ऐक्षन्तास्माकमेवायं विजयोऽस्माकमेवायं महिमेति ॥**

—केन १४

उपनिषद् का प्रसंग है—एक समय देवता और असुरों के युद्ध में देवगणों को विजयलक्ष्मी प्राप्त हुई। यह विजय ब्रह्म यानी परमेश्वर की महिमा से देवताओं को मिली थी। देवताओं का पक्ष सात्त्विक था, धर्मानुमोदित था; दैत्यों का ऐसा नहीं था, इसी से 'यतो धर्मस्ततो जयः' न्याय से देवता लोग जीत गये। यद्यपि देवताओं के हितार्थ ब्रह्म ने राक्षसों को पराजित किया था, तथापि उस जयलाभ से देवताओं ने अपने को गौरवान्वित समझा। उन्होंने निश्चय किया कि यह विजय और महिमा हमारे अतिरिक्त और किसी की नहीं है, यह जो कुछ किया गया है या हुआ है, हम ने किया है, हमारे बल वीर्य और बुद्धि से हुआ है।

लड़ाई चाहे जिस की हो, इष्ट नहीं है। देवासुर लड़ते हैं, यह भी ठीक नहीं है, पर लड़ाई होती जरूर है। क्यों होती है ? इस के अनेक कारणों में से यह एक प्रधान हेतु है कि 'यह मृत्युलोक या मर्त्यलोक चतुर्दश भुवनों के चौथे भाग का एक हिस्सा है, क्योंकि भूलोक के चार अंश हैं, नरकलोक, पितृलोक, प्रेतलोक और मर्त्यलोक।' भूलोक चौदह भुवनों में से एक भुवन है। चौदह लोकों में सात लोक ऊपर हैं और सात ही नीचे हैं, ऊपर के सात लोकों में देव-श्रेणी के जीव निवास करते हैं और नीचे के सात लोकों में असुरगणों का निवास है। संसार में यह बात देखी जाती है कि जो लोग ऊँची श्रेणी के हैं, यानी राजा, महाराजा, सेठ, जमींदार, मिलमालिक, गृहस्वामी और महंत आदि स्थिर स्वार्थी धनी जीवों का समुदाय है; वह आराम से रहता, खाता और जो चाहे सो करता या करा सकता है। वह गिरोह किसी प्रकार का परिवर्तन नहीं चाहता, वह क्रान्ति का नाम सुनकर कॉंप जाता है। क्योंकि क्रान्ति से अपरिमित ऐश्वर्यसंभार धूल में मिल जाने का डर रहता है।

जैसे यह समुदाय अपने निरङ्कुश अधिकार में किसी का किसी तरह का हस्तक्षेप करना पसंद नहीं करता, उसी प्रकार देवतागण सर्वप्रकार से सर्वैश्वर्य-भोगपरायणता के कारण अपने अधिकार में किसी की दस्तंदाजी नहीं चाहते, वे जैसी स्थिति में अब हैं वैसी ही में सदा रहना धर्मानुकूल समझते हैं। वे यह भूल जाते हैं कि सभी प्राकृतिक पदार्थ परिवर्तनशील हैं, कोई वस्तु सदा एकरस नहीं रह सकती, जब यह बात है तो राजा और महंतों के वे वैभव के ठाट उसी चमकीली सूरत मे तरो ताजा न रहकर सदा के लिए मिट जायँगे। धनी तथा देवता अपने किसी व्यवहार में परिवर्तन नहीं चाहते, इसी लिए वे अपने समबल असुरों के राज्य को छीनने का यत्न नहीं करते। अपने बराबरिये असुरों के साथ किसी तरह की छेड़ छाड़ नहीं करते। क्यों करें ? उन के पास सब कुछ है ही, वे विलासी जीवन को छोड़कर युद्ध की आग में क्यों कूदने लगे ?

किंतु नीचे के सप्तलोक के असुरगण सर्वदा देवा-

धिकार छीनने में प्रयत्नशील रहते हैं। जैसे जो अकिञ्चन हैं, जिन के पास जीवनधारणोपयोगिनी सामग्री का अभाव है, जो अपने वैध अधिकार के उपयोग से भी वञ्चित हैं, वे आन्दोलन करते हैं, वे क्रान्ति चाहते हैं, वे पूँजीपतियों के स्थिर स्वार्थ को सदा एक जैसा कायम नहीं रहने देना चाहते, इसी से झगड़े होते हैं, यही देवासुरसंग्राम का रहस्य है। स्थिर स्वार्थी अपना तिल भर भी स्वार्थ नहीं त्यागना चाहता और हृतस्वार्थजन अपने लिए स्वार्थ चाहता है। बस, इसी संघर्ष का नाम उस समय 'युद्ध' हो जाता है, जब एक अपने स्वार्थ को शस्त्रबल से सुरक्षित रखना चाहता है और दूसरा शस्त्रों आदि की सहायता से उसे प्राप्त करने का उद्योग करता है।

शास्त्रों में देवकोटि के लोगों की बड़ी प्रशंसा की गई है और साथ ही असुरों की निन्दा भी। क्योंकि देवता सात्त्विक हैं, या राजस हैं और असुर तामस प्रकृति हैं। यों तो सारा जगत प्रपञ्च सत्त्व, रज, तम इन तीन गुणों से परिपूर्ण है संसार का कोई पदार्थ इन से खाली नहीं है। किसी भी जीवन को उन्नत बनाने के लिए सत्वगुण जैसा उपयोगी है वैसा दूसरे दोनों नहीं हैं। यद्यपि ये गुण सर्वत्र परस्पर मिले रहते हैं, पर विशेषता यह है कि कहीं सत्त्वगुण की प्रधानता रहती है और कहीं रजोगुण तथा तमोगुण की।

सत्त्व और रजस्तमःप्रकृतिजनों की आपस में पटरी नहीं बैठती। इन का मेल नहीं होता, प्रत्युत कलह युद्ध हुआ करता है, सत्त्वगुण प्रीतिस्वरूप होने के कारण सुखप्रद है, यह सरलता, सत्य, पवित्रता, श्रद्धा, क्षमा, धैर्य, दया, लज्जा, शान्ति और सन्तोष आदि विशिष्ट योग्यता का स्थान है। रजोगुण अप्रीतिकर होने से दुःखरूप है, उस में पुष्कल द्वेष, द्रोह, ईर्षा, मान, अजितेन्द्रियता और गर्व भरा रहता है तथा तमोगुण में आलस्य, अज्ञान, निद्रा, दीनता, भय, विवाद, कृपणता, कुटिलता, रोष, विषमता, अत्यन्त नास्तिकता और परदोषदर्शन आदि उत्पात भरे रहते हैं। सत्त्वगुण का वर्ण श्वेत, रजोगुण का लाल और तमोगुण का रंग काला कहा गया है। इसी से देवता सुन्दर बताये जाते हैं और असुरों को कुरूप कहा गया है। जैसे शास्त्रों में देवताओं को सब प्रकार से उत्तमोत्तम कहा गया है और उन के ऐश्वर्य भी अपरिमित लिखे हैं, उसी प्रकार का वैभव लोक में धनी समाज, ऊँची श्रेणीवालों का माना गया है, उन के लिए आराम के सभी सुभीते एकत्र किये गये हैं। भला ऐसी विषमावस्था में एक की दूसरे से लट्ठलट्ठा, केशाकेशी, मुष्टामुष्टी न हो तो और क्या हो ? एक को आकाश पर चढ़ा दिया जाय और दूसरे को पाताल में घुसा दिया जाय तो वहाँ मेल जोल का क्या काम है ?

इसी तरह यह भी कहा गया है कि मनुष्यों में भी दैवी संपत्तिसपन्न और आसुरी संपत्तियुक्त व्यक्तियों का संघर्ष सदा होता रहता है। संसार के मनुष्येतर अन्यान्य जीव अपने सहज स्वभाव के कारण एक दूसरे से शत्रुता रखा करते हैं, अतएव लड़ते रहते हैं। वे अपने स्वभाव में परिवर्तन नहीं कर सकते, क्योंकि ऐसा करने की उन में क्षमता नहीं है। किंतु मनुष्य के लिए अपने स्वभाव में परिवर्तन कर लेना संभव है, अभ्यास करने से वह सब कुछ करने में समर्थ है। यदि 'स्वभावो दुरतिक्रमः' स्वभाव मिटाया नहीं जा सकता, यह बात सच हो तो उस के प्रवाह की धारा एक ओर से दूसरी तरफ तो फेरी जा सकती है। जैसे कोई महा तामसी मनुष्य है, वह सब से सदा झगड़ा ही करता रहता है, उसे यह विचार नहीं

कि 'यह योग्य पुरुष है, इस से विवाद करना अशिष्टता है।' यदि ऐसा मनुष्य अपने खराब स्वभाव को मिटा नहीं सकता तो अभ्यास करने पर उस स्वभाव की उग्रता को दुराचारियों के विरुद्ध प्रयुक्त कर सकता है। यदि उस क्रोधी स्वभाव को पापों के विरुद्ध काम में लाया जाय तो बहुत से अत्याचार कम हो सकते हैं। कहने का प्रयोजन यह है कि मनुष्य चाहे तो संसार से सब झगड़े मिटा दे। यदि त्रिगुणात्मिका सृष्टि के वैषम्य से ऐसा करना संभव न हो तो कम से कम लड़ाई दंगे कम तो अवश्य हो जाँय। और जो हों भी तो उन की भयंकरता कम हो सकती है।

लड़ाई झगड़ों को सभी बुरा बताते हैं, पर इन्हें मिटा कोई नहीं सकता। विद्वान्, धनी, मानी, वीर, शूर, क्रूर, स्त्री, पुरुष सब लड़ते रहते हैं। जो लड़ते नहीं हैं वे लड़ाकुओं से सहयोग तथा संपर्क रखते हैं। ऋषि, मुनि, भक्त, संत ये सब शान्त कहाते हैं, ये किसी के चित्त को चोट नहीं पहुँचाना चाहते, ये सब के साथ आत्मवत् व्यवहार करते हैं। पर उपासना राम, कृष्ण, देवी आदि देवताओं की करते हैं, जिन के हाथ में सदा शस्त्रास्त्र रहे हैं और बराबर लड़ते रहे हैं। जगत् में उन्हीं देवताओं की पूजा होती है जो हमेशा मरने मारने, कटने काटने को तैयार रहते हैं। विष्णु लड़ाके हैं, इसी से भक्त लोग हँस हँसकर उन के लड़ाई के कारनामे पढ़ा करते हैं। जब देवी माता राक्षसों के मस्तक को छेदन करके उन का रुधिर पान करने के लिए अपना खप्पर भरा करती हैं, प्रतिमा के उस दृश्य को देखकर या तत्संबन्धी कथा को बाँच सुनकर भक्त लोग फूले अङ्ग नहीं समाते। 'आत्मवत् सर्वभूतेषु' का पाठ पढ़नेवाले वेदान्ती लोग गीता को बड़ा महत्त्व देते हैं, किंतु वह प्रारम्भ होती है लड़ाई के कथानक से। उस का संग्रह भी युद्धभण्डार महाभारत से किया गया है। रामायण में लड़ाई भरी पड़ी है। प्रतीत होता है, अतः राम की विजय हुई, अतः आज घर घर में उन की पूजा हो रही है। यदि रावण विजयी हो जाता तो जगत् में उसी की प्रशंसा के गीत गाये जाते। इस का अभिप्राय यह हुआ कि पूज्याऽपूज्य की योग्यता युद्ध के कारण हुई। भागवत, शिवपुराण आदि धार्मिक ग्रन्थों में युद्ध की वार्ता बड़े विस्तार से अच्छे रोचक ढंग से वर्णन की गई है। यहाँ तक लिखा गया है कि लड़ाई में आगे बढ़कर कट मरनेवाले की वही गति होती है जो योगी संन्यासी को प्राप्त होती है।

आज जो सुखी देखने में आते हैं, पहले उन के पूर्वजों ने लड़ाइयों में रणचण्डी देवी को अपने ऊष्ण रक्त से स्नान कराकर उन के चरणों में अपने नरमुण्डों के श्रीफलों को उपहाररूप से समर्पण किया था। उस त्याग के पुण्य प्रताप से आज भाग्यशाली कहे जानेवाले कुछ मुट्ठी भर लोग महलों की सातवीं मंजिल पर बैठे, सोने की थाली में हलुवा खा रहे हैं। यदि उन के प्रचण्ड भुजदण्डों में खड्ग धारण करके रणाङ्गण में आने की सामर्थ्य होगी और अपना सिर देने तथा दूसरों का मस्तक लेने का साहस होगा तो वे धरातल के सब भोगों के निःसंदेह फिर से एकमात्र मुख्य अधिकारी होंगे। यह काम युद्ध से होता है, जिन लोगों को पहले जो सफलता प्राप्त हुई है वह युद्ध से हुई है।

शंकरजी जंगल में निवास करते हैं। कैलाश जो उन का प्रधान निवासस्थान था, उस को उन्होंने कुबेर को दे दिया। खुद दिगम्बर या व्याघ्राम्बर हैं, शरीर में भस्म लेपन कर रखा है, हाथ में कपाल है, पर एक हाथ में त्रिशूल है, इस का युद्ध के लिए उपयोग भी किया करते हैं। विष्णुजी के चार हाथों में

# કરૂણા લહરી

[ પંડિતરાજ શ્રી જગન્નાથ વિરચિતા ]

( અનુવાદક.—લાલજી વીરેશ્વર જાનિ )

[ અનુસંધાન ગતાંક પૃ૦ ૯૯૯ થી આગળ ]

દુઃખિયાં જનનાં દુઃખો હરે,
  ભગવન્, એમજ જાણી મેં ખરે;
સુકૃતે [1]અવહેલના કરી,
  ત્યજ કાં તુ મુજને હવે હરિ ? ૨૨.

વરદ પ્રભુ વેદથી સુણ્યું,
  પતિતોદ્ધારક નામ તાહરૂં;
બહુ પાપ કર્યું સદૈવ મેં,
  ધરી વિશ્વાસ અમાપ તું વિષે. ૨૩.

સુકૃતો ન કર્યા જરા કદી,
  અપકૃત્યો બહુએ કર્યાં વળી;
અતિ શર્મ વિહીન હું હવે,
  ભગવન્ શું કહી રે શકું તને ? ૨૪.

મદ—કામ—વિમોહ મત્સર,
  કરતા શત્રુ મને સુવિહ્વલ;
દમતા તવ દેખતાં મને,
  હરિ, શું લાજ ન આવતી તને ? ૨૫.અ

ધરિયાં હરિ શાસ્ત્ર, અસ્ત્ર તેં,
  વળી છે ચક્ર ગદા જ હાથ મેં;
તદપિ તુજ દેખતાં મને,
  દમતા આ રિપુ, શર્મ તે તને. ૨૫.બ

[2]હરિ, કૂપ વિષે પડંત કો,
  શિશુને સદ્ય બચાવતા જનો;
પડતાં ભવ—અર્ણવે પ્રભુ,
  મુજને કાં ન બચાવતા પિતુ ? ૨૬.

"સુકૃતો કરનારને સદા,
  સુખ દેવું" પ્રભુ તારી એ પ્રથા;
પણ પાપ ન હું જ સેવતો,
  તદપિ કાં સુખ તું ન આપતો ?
મુજને નથી સૌખ્ય આપતો,
  તુજ વિશ્વંભર નામ કેમ તો ? ૨૭.

કડવાં વચને કદિ પ્રભો,
  ઉપજ્યો ક્રોધ જ હોય જો વિભો;
બકવાદ વૃથા ગણી બધો,
  ભગવન્ એ મુજ મહાન પાપીનો;
કરૂણાકર હે દયાનિધિ,
  જગથી તું ઝટ ખેંચી લે મને. ૨૮.

મુજની કૃતિ જોઇ જો પ્રભો,
  મુજને દે, ન સ્વીકારૂં તે વિભો;
પણ જો શુભ આશયે હરિ,
  ધરીને પ્રેમ પ્રસન્નતા ખરી;
મુજને કંઇ આપશો વિભો,
  શિરપે તે ધરી લેઉં હું પ્રભો. ૨૯.

પતિત પ્રભુ હું જ નીચ હું,
  અપરાધી અતિ હું કૃતઘ્ની છું;
તદપિ તુજનો જ જાણીને,
  કરૂણાથી જ વિભો ઉગારી લે. ૩૦.

---

૧ અવગણના—બેદરકારી. ૨ અતીવ કરુણાજનક હોવાથી આ શ્લોક નિત્ય પ્રાર્થનામાં ગાવા યોગ્ય હોવાથી તેનો મૂળ સંસ્કૃત પાઠ પણ અત્રે આપ્યો છે

अयि गर्तमुखं गतं शिशुं पथिकेनापि निवार्यते जवात्।
जनकेन पतन्भवार्णवे न निवार्यो भवता कथं विभो ॥

[1]સુકૃતિ કરતા જનો પ્રત,
કરૂણાલુ તુજની કૃપા થતી;
યદિ હું પ્રતિ તેમ થાય જો,
તવ કીર્તિ વદ કેવી થાય તો ? ૩૧.

શિશુનાં પિતુ [2]લાલનો કરે,
પ્રણયે બાલવયે જ એ ખરે;
કરતાં કંઇ ભુલ યૌવને,
ફરી તે તાત [3]સુતાડનો કરે;
પણ તેં નથી લાલનો કર્યા,
તદપિ તાડન કેમ આચર્યાં ? ૩૨.

*હરિ, હું જ છું દોષ—દુષિત,
તદપિ દોષ હું કાઢતો તવ;
[4]રમણી—વિરહે બળ્યો નર,
[5]કુમતિ, ચંદ્ર જ નિંદતો જયમ. ૩૩.

કરુણાલુ હું દુર્દશાકુલ,
[6]પતિતાલંબન પાપી હું ખલ;
[7]અમૃતામ્બુનિધે ત્યજે ન તું,
મુજને મહા જ્વર તુલ્યને પ્રભુ. ૩૪.

ગણશો નહિ ક્રોધરૂપની,
કટુવાણી મુજ અલ્પ પ્રાણીની;
[1]કુપિતાતુર—બાલ—બોલને,
જન મોટાં મન શું મહત્વ દે ? ૩૫.

[2]ભુજગાહિત—અંકિત—ધ્વજ,
પ્રભુ હું [3]આશ—ભુજંગ—દંશિત;
[4]પ્રબલ જ્વર—કુંજરાંકુશ,
તજશો ના જ્વર તપ્ત હું શિવ[5]. ૩૬.

"નથી મેં કંઈ દુષ્કૃતો કર્યાં,"
પ્રભુ એવું કહીં હું શકુંજ ના;
તદપિ મુજ ભીતિ છે ટળી,
પતિતોદ્ધારક નામને સ્મરી. ૩૭.

જગમાં પુરૂષોત્તમ પ્રભુ,
ભજવા યોગ્ય શિવાદિથી જ તું;
ઠપકો તદપિ તને વિભુ,
દઇને ઉદ્ધત હું જ રે બનું;
ધિક આ અવિવેકી [6]ધીટને,
મુજને છે ધિક મારી બુદ્ધિને. ૩૮.

હરિ સર્વ જણાવિયું તને,
નવ માગું કંઈ અન્ય તું કને;
વસજો મમ માનસે વિભુ,
વપુ અદ્‌ભુત સદૈવ તાહરૂં. ૩૯.

હવે ચાલીસમા શ્લોકથી ભગવાન્ વિષ્ણુના સુંદર મનોહર દેહનું વર્ણન શરૂ થાય છે તેને માટે હવે પછીના અંકની રાહ જુઓ.

અપૂર્ણ.

---

૧ સારા કૃત્ય કરનારા માણસો પ્રત્યે. ૨ લાડ; લાડ પૂર્વક પાલન પોષણ ૩ સારી રીતે શિક્ષા કરવી શારીરિક શિક્ષા. ૪ સ્ત્રીના વિયોગથી. ૫ કુબુદ્ધિવાળો પુરૂષ

* અત્યાર સુધી પ્રભુને દોષિત ગણતો કવિ, હવે પોતાની ભૂલ સમજવા માંડે છે. જુઓ મૂળ પાઠ —
अहमेव हि दोषदूषितो, भगवस्त्वा समुपालभे मुधा।
रमणी विरहज्वरज्वलन्नमृतांशु कुमतिर्विनिन्दति ।।३३।।

૬ પતિત+આલંબન=પતિતના આધારરૂપ, હે પ્રભો. ૭ અમૃતના મહાસાગર હે વિભો.

૧ ગુસ્સે થયેલા અને દુઃખથી પીડાતા બાલકના બોલને. ૨ ભુજગ + અહિત=સર્પનો દુશ્મન ( ગરૂડ ) ગરૂડનું ચિન્હ છે જેમની ધ્વજામાં તે. ૩ આશારૂપી નાગથી ડંખાયેલો. ૪ ભયંકર તાવરૂપ હાથીને તાબે રાખનાર અંકુશ સમાન. ૫ હે પ્રભો. ૬ ધીટ=બેહૂ બોલકણો વાળો.

# અર્જુને યુદ્ધ શા માટે કર્યું ?

( લે૦ વકીલ બાપાભાઈ નારણજી બી૦ એ૦ )

[ અનુસંધાન પૃ૦ ૯૮૪ થી આગળ ]

सर्वभूतहिते रताः ।

—ગી૦ ૫।૨૫ ૧૨।૪

એમાં જે વર્ણન છે તે ઉપર જણાવ્યા પ્રમાણે-ના તત્વવેત્તાના સ્વભાવની વસ્તુ સ્થીતિનું વર્ણન છે. ત્યારે હવે આ ઉપરથીજ—

वर्त एव च कर्मणि । —ગી૦ ૩।૨૨

એ વાક્ય ભગવાને પોતાને માટે ઉચ્ચારેલું છે તે ભગવાનની સ્વાભાવીક વાસ્તુ સ્થીતિનું દર્શક જ છે પણ ભગવાનને આજ્ઞા કરનારૂ તે વાક્ય નથી, તેમજ—

कुर्याद्विद्वांस्तथा० । जोषयेत्सर्वकर्माणि ।

—ગી૦ ૩।૨૫,૨૬

માં જણાવેલા વાક્યો પણ તત્વવેત્તાને આજ્ઞા કારક નથી પરંતુ તે વાક્યો તત્વવેત્તાની સ્વાભાવીક વસ્તુ સ્થીતિને દર્શાવનાર કીંવા અનુવાદક વાક્યો છે તેમ વળી એજ વાક્યો અજ્ઞાનીઓને પોતાની સાધના કરવા તરફ પ્રેરનાર અને પ્રેરણાત્મક કિંવા ઉત્તેજક કોઈ અર્થવાદરૂપજ છે.

જો ઉપર પ્રમાણે તે વાક્યોનો અર્થ ન કરીએ અને તત્વવેત્તાને પણ ઉપદેશ કરવા માટે તે વાક્યો લખાયલા છે એવો અર્થ કરીએ તો પછી તે ઉપદેશ કરનાર શાસ્ત્રનેજ વ્યર્થતા આવશે. કારણ પોતાના ઉપદેશનો અધીકારી મળ્યા વીનાજ શાસ્ત્ર ઉપદેશ કરવા બેઠી જાય તો પછી શાસ્ત્રે અરણ્યમાંજ રૂદન કર્યું ગણાશે અને એસ આગળ આગળ ચાલી કહેવાય.

કારણ તત્વવેત્તા તો તેવા ઉપદેશો સાંભળીને તેમાં પારંગત બની ગયો છે એટલે જે છોકરાએ સાતમી ચોપડી પાસ કરી હોય, મેટ્રીક પાસ કરી હોય, તેને કોઈ પહેલી ચોપડી બાળપોથી કે પ્રાઈમર નો ઉપદેશ કરવા બેસે—તેનું શીક્ષણ આપવા બેસે તો તેને માટે તેવો સાતમી ચોપડી પાસ થએલ અગર મેટ્રીક પાસ થએલ તે અધીકારી ગણાયજ નહીં, છતાં તેની પાસે તેવો ઉપદેશ કરવો તે ઉપદેશ કરનારનીજ અપૂર્ણતા સૂચવે, પરીણામે તેવો ઉપદેશ કરનારજ અજ્ઞાની ઠરે. ને તેવોજ દોષ તેવા શાસ્ત્ર પર પણ આવે તેટલા માટેજ શાસ્ત્રોમાં વીધી નીષેધના વાક્યો એ તત્વવેત્તાને માટે નથી જ પણ અજ્ઞાનીને માટે છે

મતલબ શાસ્ત્રને પોતાને કોઈ દોષ કે આરોપ ન આવે તે માટે શાસ્ત્ર લખનાર વિદ્વાનો બરાબર આગળ પાછળનો એક રંગ વીચાર કરીનેજ શાસ્ત્ર નો અર્થ કરે છે કારણ તેમ ન થાય તો ઉપર દર્શાવ્યું તેમ એક લાકડીએ બધાને હાંકવાનો પ્રસંગ આવે અને તેમ થાય તો વીધી નીષેધના વાક્યો તત્વવેત્તાને પણ કેટલાક વીદ્વાનો લગાડે પણ તે યોગ્ય નથી

ગીતા શાસ્ત્ર માટે તો શ્રીમત્ જગદ્ગુરૂ શ્રી આદ્ય શંકરાચાર્યે આ કામ આજથી ૨૩૬૧ વર્ષ પહેલા જ પર્યંત પેઠે કરેલ અને આજ કરેલું છે અને તે એ કે ગીતાની અંદરના વીધી નીષેધના વાક્યો એ કેવળ અજ્ઞાની અને મુમુક્ષુઓ માટેજ

છે પણ તત્ત્વવેત્તાને માટે તેવાં વાક્યો નથી. કારણ તત્ત્વવેત્તાને તો તેવી બાબતોમાં સ્વભાવજ બંધાઈ ગયો હોય છે. હવે આપણે આજ બાબતને જરા આગળ વધીને તપાસીએ તો જણાશે કે પ્રત્યેક તત્ત્વવેત્તા સ્વભાવથીજ લોકસંગ્રહ કરનારોજ હોય છે.

તત્વવેત્તાએ પોતાનું મોક્ષનું પરમ ધ્યેય સિદ્ધ કરી લીધું હોય છે. અને તે સિદ્ધ પદે પહોંચવા તેણે પોતાની અજ્ઞાન અવસ્થામાં જ પ્રથમ કર્મ યોગનો આરંભ કરેલો હોવોજ જોઇએ, ત્યાર પછી યોગાભ્યાસ, ઉપાસના, આત્મ અનાત્મ વિવેક, શ્રવણ, મનન, આદીક જ્ઞાનાભ્યાસ, એવા ક્રમથી મોક્ષ સુધીના અંતીમ ધ્યેયની પ્રાપ્તિ સુધી તે આવી પહોંચ્યો. હવે ત્યાર પછી લોક કલ્યાણ માટે તેવા તત્વવેત્તાએ જે કંઈ કરવાનું હોય છે, તેનો પણ અંતીમ ધ્યેય મોક્ષજ હોવો જોઇએ. અર્થાત્ કર્મ યોગના મૂળ આરંભથી તે બ્રહ્મ સાક્ષાત્કાર થતાં સુધીનાં તમામ સાધનો પૈકી જે જે સામાન્ય બુદ્ધીના માણસોને જોઇતાં હોય, છતાં મળતાં ન હોય અગર તેવાં સાધનોને સામાન્ય માણસ ઓળખી શકતો ન હોય, અને તેથી તેવાં સાધનને અભાવે સામાન્ય માણસ જ્યાં અટકી જતો હોય, તે તે સર્વ સાધનો તેને બતાવવાં, ઓળખાવવાં, પરીચય કરાવવો, અને તે રીતે સામાન્ય મનુષ્યને મોક્ષના માર્ગમાં આગળ વધારવો એજ લોક કલ્યાણ અને તેજ તત્વવેત્તાએ મોક્ષનું ધ્યેય સંપાદન કર્યાં પછી પણ કરવાનું હોય છે. તેમ છતાં બધાય તત્વવેત્તાઓને, સર્વકાલ, લોક કલ્યાણનું એક સરખું જ કાર્ય કરવાનું પણ હોતું નથી, પણ પ્રસંગ અને સંજોગો પ્રમાણે કરવાનું હોય છે.

પરિક્ષીત રાજાએ જાણ્યું કે પોતાને સાતમે દીવસે મૃત્યુ આવશે ત્યારેજ તે વીરક્ત થયો. અને કોનું રાજ્ય ? અને કોનું કોણ ? એવી સ્થતિમાં તે રાજ્ય છોડીને મરણ ભયથી મુક્ત થવાનો માર્ગ ન પકડે તો બીજું કરે પણ શું ? । તે ક્ષત્રી તો હતો છતાં રાજ્યની પરવા ન કરતાં ગંગા તીર પકડવું પડયું.

આવે સમયે પરીક્ષીતને ભગવાન કદાચ એમ કહે કે હે રાજા, તારૂં મરણ તો હજુ સાતમે દીવસે આવવાનું છે, તો પછી તું છ દીવસ સુધી તો મરવાનો નથી એ વાત તો નક્કી છે. તો પછી ક્ષત્રીય ધર્મ પ્રમાણે તારે તો રાજ્યનું રક્ષણ કરવું જોઇએ કે રાજ્ય છોડીને પોતાના એકલાના જન્મનું સાર્થક કરવા—મોક્ષ માર્ગ પકડવો ? ભગવાન ગમે તેમ કહે પણ પરીક્ષીત રાજાએ તો રાજ્યને તણખલાની સમાન ગણીને છોડી દીધું અને ગંગા કીનારે આવી અનશન વ્રત ધારણ કરીને ભાગવત 'શ્રવણ કર્યું', આવા પ્રસંગે શ્રી શુકદેવજીએ આવીને રાજા પરીક્ષીતને ૭ દીવસ સુધી શ્રી ભાગવત સંભળાવીને મરણના ભયથી મુક્ત કર્યો—એ મોટામાં મોટું લોક કલ્યાણ શ્રી શુકદેવજીએ કર્યું છે એમ કોણ નહી કહે ?

તત્ત્વવેત્તાએ લોકસંગ્રહ કરવો એવો જો કે શાસ્ત્રનો ઘોષ અને ઉદ્દેશ છે તો પણ સારાસાર વીચાર કરીનેજ તેવા લોકસંગ્રહનો અમલ બજાવણી કરવી એ તત્વવેત્તાના હાથની વાત છે અને તેવે પ્રસંગે સંજોગવશાત્ તત્વવેત્તાએ તારતમ્ય દૃષ્ટિ રાખ્યા વીના છુટકો નથી.

પ્રાચીનબર્હિ રાજાએ યજ્ઞ આરંભ્યા, હજારો પશુ માર્યાં, સર્વ પૃથ્વી પર દર્ભજ દર્ભ પાથર્યા, એવો પ્રકાર જોઇ નારદજીએ તે કર્માસક્ત રાજાનો બુદ્ધીભેદ કર્યો એટલે એવા કર્મયોગના અતીર-

કર્યો તેની મતી ચલીત કરી અને નારદે તે પ્રાચીન બર્હિ રાજાના કર્મયોગની મહત્તાને મુળમાંથી ઉખેડી કહાડી. નારદનું આવું વર્ત્તન કેવું દેખાય છે? અમોને તો તે યોગ્યજ દેખાય છે કારણ સામાન્ય રીતે પણ अति सवत्र वर्जयेत् । એ ન્યાય માન્ય કરવોજ જોઈએ બૌદ્ધોના વખતોગીઘામાં વેદીક કર્મયોગ આથમવા લાગ્યો, ત્યારે શ્રી કુમારીલ ભટ્ટાચાર્ય વીગેરેએ તેને ફરીથી ઉજ્જવલીત કર્યો પરંતુ તેજ પાછળથી એટલો બધો પ્રબળ થઈ પડ્યો કે તેના આડંબરમાં બીચારો શાંત વેદોક્ત નિવૃત્તિ માર્ગ સંન્યાસ બ્રહ્મજ્ઞાન—ઇત્યાદી—લુપ્તપ્રાય થઈ ગયા ત્યારે શ્રી શંકરાચાર્યે તેને પ્રકાશમાં આણીને સર્વ યથાયુક્તપણે વ્યવસ્થીત કરીને લોકોદ્ધાર કર્યો—

ઉપરની તમામ વાતો લોકસંગ્રહનીજ છે અને તેઓ પ્રસંગ પ્રમાણે તારતમ્ય લક્ષમાં રાખીને યોગ્ય રીતે થાય તેજ ઇષ્ટ છે પરંતુ જુના નાણાં જેવું સાચું નાણું ફેંકી દઇને ખોટા જેવું નવું નાણું લેવું તે તો ઇષ્ટ નથી અસ્તુ

ગીતાને જે નીત્ય અવીનાશી જોઇએ છીએ તેજ નીત્ય અને તેજ અવીનાશી શંકરાચાર્ય વીગેરેને પણ સર્વકાલમાં જોઇએ છે તેમ દરેકને પણ યોગ્ય પ્રમાણમાં યોગ્ય રીતે તેજ વસ્તુ જોઇએ છે અને આ સર્વ બાબત, જરૂર પ્રમાણે ભગવદ્ગીતામાં રહેલી છે જ અને ગીતાની ઈચ્છા એટલીજ છે કે સર્વે લોકો ગીતાની અંદર સમસ્ત વેદાંતનો સંગ્રહ છે એમ માની લઈ એમ સમજી લઈને તેનું અધ્યયન કરીને તે પ્રમાણે વર્તે

મુદ્દો એજ કે સર્વ તત્ત્વવેત્તાઓ લોક કલ્યાણનું કાર્ય કુદરતી રીતેજ સ્વભાવવશથીજ કરતા હોય છે તે દરેકની કરણીમાં—કરવામાં ફેર આપણને લાગતો હશે અને તેમની વર્તન પદ્ધતીમાં અને સ્વભાવમાં વીચીત્રતા પણ ભાસશે છતા તેઓમાં ઉત્તમ મધ્યમ કનીષ્ટનો ભેદ નથી અને પાડી શકાયજ નહી

ગીતાએ જે વ્યક્તીને, જે તત્ત્વવેત્તાને ઉત્તમ માન્યો છે તે તો આ રહ્યો—

सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबन्धुषु ।
साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥

—અ० ૬ શ્લો० ૯

वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ।

—અ० ૭ શ્લો० ૧૯

ज्ञानी त्वात्मैव मे मतम् ।

—અ० ૭ શ્લો० ૧૮

ઉપરનાં વાક્યોમાં વર્ણવાએલી વ્યક્તીઓ—મનુષ્યો—તત્ત્વવેત્તાઓ એજ ગીતાના ધોરણ અનુસાર ઉતમમાં ઉતમ છે

સાધારણ જન સમાજને ઉપર જણાવેલા છે તેવી વ્યક્તી—તેવા મનુષ્યો—તેવા તત્ત્વવેત્તા હોવા સંબંધે શ્રદ્ધા ન બેસે વીશ્વાસ ન આવે તો અમે નીરૂપાય છીએ

પરંતુ શાસ્ત્રને તો તેવી પરીપૂર્ણ વ્યક્તીના અસ્તીત્વમાં પૂર્ણ શ્રદ્ધા છે શાસ્ત્ર તો કોઈપણ તત્વવેત્તાના લોકસંગ્રહના કાર્યો પરથી તેના વર્ગ કરાવતું નથી તેમ કોઇને ઉંચ-નીચ મધ્યમ તત્વવેતા છે એમ વર્ણવતું નથી

સાધક અવસ્થાની દ્રષ્ટિએ તેવા ભેદ દેખાય એ સ્વાભાવીક છે સારાંશ એજ કે વ્યાસ જનક વીગેરે તેમજ શુકદેવજી-યાજ્ઞવલ્ક્ય વીગેરે શાસ્ત્રની દ્રષ્ટીમાં તો સરખાજ છે ઉંચ નીચ નથી ઉપર જણાવેલા તત્વવેત્તાઓમાં કોઇએ લોકસંગ્રહ કર્યો હશે ને કોઇએ નહી કર્યો હોય તો પણ તેજ કારણથી કોઈ ઉત્તમ-મધ્યમ કનીષ્ટ ઠરી જતા નથી

નોની ખાત્રી થશે કે જનક રાજા કરતા શુકદેવજીની કીંમત ઓછી આંકવામા તે વીદ્વાનોની મોટી ભૂલ થાય છે

બૃહદારણ્યક શાનોત્તર ક્ષણે પ્રત્યક્ષ જનક રાજા શુરૂ યાજ્ઞવલ્કયને શું કહે છે તે આપણે જોઇએ—

याज्ञवल्क्य यो नो भगवन् अभयं वेदसे
नमस्तेऽस्तु इमे विदेहा अयमहमस्मि ।
— ४।२।४

सोऽहं भगवते विदेहान् ददामि मा चापि सह दास्यायेति
४।४।२३

ઉપરના શ્લોકોનો ભાવાર્થ જોઇએ તો જ્ઞાન સપન્ન થએલો જનક રાજા કૃતકૃત્ય થઇને શ્રીગુરૂ રૂપ યાજ્ઞવલ્કયને એવી પ્રાર્થના કરે છે કે 'હે ભગવન્, આપે મને આપની જે વીદ્યાથી સાક્ષાત્ અભય દાન—સાક્ષાત્ આત્મદાન આપ્યું તેને માટે આપને હું શું આપું ? આપવા જેવું મારી પાસે તો કાઇ પણ છે નહીં માટે બે હાથને ત્રીજુ માથુ નમાવી નમસ્કાર કરૂં છું મારો આ વીદેહ દેશ અને હું એ સર્વે આપનાજ છે હું મારા પોતાના સહ આ સર્વે આપની સેવામા અર્પણ કરૂ છઉં અસ્તુ

ઉપરની સ્થીતિમા જનક રાજા જો કે જન સમાજમા રહીને લોકકલ્યાણ કરે છે અને યજ્ઞ વલ્કય ત્યાગી થઇને જનક-યાણ કરે છે તેથી જનક ની રહેણી કરણી સારી અને યાજ્ઞવલ્કયની ખરાબ એમ જો આપણે કહેવા ધૃષ્ટતા કરીએ તો તુરતજ જનક રાજા એવો જવાબ આપશે કે—

एवनित्यो महिमा ब्राह्मणस्य,नवर्धते कर्मणा नो कनीयान्
( ४।४।२३ )

स न साधुना कर्मणा भूयान् नो हव असाधुना कनीयान्
एष सर्वेश्वर ।　　( ४।४।२२ )

એનો અર્થ એવો કે—બ્રહ્મ આત્મજ્ઞાન પ્રાપ્ત કરેલ એવા આત્મભૂત તત્વવેત્તાને જે મહીમા પ્રાપ્ત થાય છે, તે મહીમા નીત્ય અને અવીનાશી હોય છે. જ્ઞાનોતર દશામા કર્મયોગનું આચરણ કરવાથી તેનો મહીમા કંઇ વધતો નથી, તેમ તેનું આચરણ ન કરવાથી તેનો મહીમા ઓછો થતો નથી મતલબ, જ્ઞાનોત્તર દશામા સત્કર્મથી મહીમા વધતો નથી અને અસત્કર્મથી ઘટતો નથી.

તાત્પર્ય એ જ કે સર્વ તત્વવેત્તામા પણ વિરાગી—લોગત્યાગી એવો એકજ શુકદેવજી સાધુ તો લોકસગ્રહનું કૃત્ય એટલું બધું અધીક મહત્વનું કરે છે કે તેટલું તો જનક રાજાથી પણ થતું નથી અને થવાનું પણ નથી

વગી લોકોમા જન સમાજમા ભળીને રહેનારા તત્વવેત્તાના ખરા સન્માર્ગ માટે લોકોને એટલી ભાવના પણ ઉત્પન્ન થવા જેવી હોતી નથી કારણ કે તેવો તત્વવેત્તા જન સમાજને પોતાની કોટીનોજ લાગવાનો અધીક સભવ છે, તેના કરતા તો ત્યાગી વીરાગી—એવા તત્વવેત્તાઓ જ ખરા તારણહાર મનાય છે. અને તેવાઓને લીધેજ જગત તેમને ભજે છે. આ બાબત તો આપણે પ્રત્યક્ષ દરરોજ જોઇએ છીએ

ગમે તે હો પણ સર્વથા ત્યાગી હોનારા શુકદેવજી ભરતમુની-યાજ્ઞવલ્કયાદીક મહાસાધુ તત્વવેત્તાઓજ અધીક લોકકલ્યાણ કરનારા ઠરે છે જ્યારે જનકાદીક તેવા ઠરતા નથી સારાશ એજ કે જ્ઞાનની દીવા મુક્તીની બાબતમાં જે પ્રમાણે તત્વવેતાઓમાં ઉત્તમ અધમ ભેદ ગણવો યોગ્ય નથી તેજ પ્રમાણે તેમના લોક કલ્યાણ સબધે પણ ઉત્તમ અધમ ભેદ ઠોકી બેસાડવો યોગ્ય નથી કારણ સર્વ તત્વવેત્તાનું જ્ઞાન એકજ, મોક્ષ પણ એકજ. અસ્તુ

પાંચમા અધ્યાયને આરંભે અર્જુનને જે પ્રશ્ન હતો તેને ભગવાને ઉત્તર આપ્યો છે કે પ્રથમ કર્મ-યોગનું આચરણ કર્યા સીવાય—કર્મ સંન્યાસની સ્થીતિ પ્રાપ્ત થવી ઘણીજ કઠીન છે. જ્યારે કર્મ-યોગ સંપન્ન થએલા મુનીને કર્મ સંન્યાસની સ્થતિ જલદી પ્રાપ્ત થાય છે. તેથી આત્મશુદ્ધી માટે કર્મ યોગજ મુમુક્ષુસાધક પ્રથમ કરે છે. ઉપર ટપકે જોતાં તત્ત્વવેત્તાઓ પણ કર્મ યોગજ કરેજ છે. પરંતુ એ તેવાઓને પ્રકુતિસીદ્ધ સ્વભાવજ છે.

અહીં પણ અર્જુન અગાઉની પેઠે પાપ પુણ્યની કથા કાઢે તો તે માટે અગાઉ નીર્ણય થઈ ગયો છે. તે એવો કે પાપપૂણ્ય કથા કંઇ દુર્બોધ નથી. કારણ કે પાપ અને પૂણ્ય એ બન્ને અજ્ઞાનમુલક છે એટલે અજ્ઞાનને લઇને ઉત્પન્ન થયાં છે, ખરી રીતે પાપ અને પૂણ્ય જ્ઞાન પ્રાપ્તિ થયામાં છેજ નહી. માટે આત્મતત્વ જ્ઞાનનો આશ્રય દરેક મનુષ્યે કરવો જોઇએ. આ પ્રમાણેનું ભગવાનનું વ્યાખ્યાન અધ્યાય ૫ માના શ્લોક ૧૩ થી ૨૬ સુધી આશરે ૧૫ શ્લોકોથી ચાલેલું છે. તેથી પણ સ્પષ્ટજ થાય છે કે અર્જુનનું મુખ્ય ખરૂં કલ્યાણ કીંવા રક્ષણ આત્મજ્ઞાનમાં જ છે. માટે આત્મજ્ઞાનનુંજ નીરૂપણ થવું જોઇએ.

ખરી રીતે કર્મ તો કોઇને છુટતુંજ નથી અને એ તો એમજ થયા પણ કરશે. તેના માટે કંઈ વિશેષ ચિંતાની જરૂર નથી. ચિંતા ફક્ત એટલી જ છે કે તેવાં કર્મ કરવાથી મનમાં જે શોક ગ્લાની થાય છે તે ન થવા જોઇએ અગર નીકળી જવા જોઇએ અને તે માટે અર્જુનને આત્મ—સાક્ષાત્કાર પર્યંત નીરૂપણની સવેગ ગતીથી પહોચતો કરવો જોઇએ.

આ પ્રમાણે મનમાં વીચાર કરીને ભગવાને ૫ માના ૨૭-૨૮ અને ૨૯ એ છેલ્લા ત્રણ શ્લોકોથી સમાધીયોગ અભ્યાસ વીષે સુત્રરૂપે ઉપોદ્ઘાત કરીને પાંચમો અધ્યાય પુરો કર્યો. મુદ્દા એજ કે આત્મ વીષયક સમાધીથી તત્વ સાક્ષાત્કાર થતાં એ સાધક સીદ્ધ થઇને શાંતી બ્રહ્મને પામે છે.

( ક્રમશઃ )

# વર્ણ વિજ્ઞાન

( લે૦—શ્રીમત્ સ્વામી જ્ઞાનાનન્દજી સરસ્વતીના ઉપદેશ )

( અનુવાદક અને પ્રેષકઃ—જયકૃષ્ણ શાસ્ત્રી કાવ્યતીર્થ )

तेजःस्वरूपा परमा भक्तानुग्रहविग्रहा ।
सर्वस्वरूपा सर्वेशा सर्वाधारा परात्परा ॥

ब्र० वै० पुराणम् ।

પ્રકાશ સ્વરૂપ, શ્રેષ્ઠ, ભક્ત ઉપર અનુગ્રહ કરવા માટે સાકાર, નિરવરૂપા, જગદીશ્વરી, જગતનો આધાર, એવી પણ થઇ તમે છો.

ઇન્દ્રિય દ્વારા વિષય ગ્રહણ કરીને જ્યારે તમો આત્મઅસ્તિત્વનો અનુભવ કરો છો, અર્થાત્ ઇન્દ્રિયને વિષય શબ્દમાંથી રોકવાથી "તમે છો" એ જ્ઞાન પણ રહેતું નથી, ત્યારે રૂપાતીત, ગુણાતીત, અરૂપ, નિર્ગુણ, સત્તામાત્ર પરમાત્માની ઉપાસના કરવી અસંભવ છે, તેથી આત્માનું સૂર્ય સ્થિત શુભ્ર જ્યોતિનું ધ્યાન કરવાનું ગાયત્રી મન્ત્રમાં કહેલ છે. શુભ્ર જ્યોતિનું ધ્યાન કરવાથી શું કલ્યાણ

પ્રાપ્ત કરશો ? ઋષિ બોલે છે ધ્યાન દઈ સાંભળો—

अन्तःशरीरे ज्योतिर्मयो हि शुभ्रो
य पश्यन्ति यतय क्षीणदोषा । —मु० ३

હૃદયસ્થિત જ્યોતિર્મય શુભ્ર વર્ણનું દોષ રહિત યતિગણ અર્થાત્ સંન્યાસીગણ દર્શન કરે છે શુભ્ર વર્ણમાં બધા વર્ણ વિલીન થઈ જાય છે અથવા શુભ્ર વર્ણ બધા વર્ણને આવૃત—આચ્છાદન કરી પોતે જ્યોતિ રૂપમા પ્રકાશે છે શુભ્ર જ્યોતિનુ ધ્યાન કરવાથી શુ મળશે, સાંભળશો ? તમારા શુભ્ર જ્યોતિના ધ્યાનની સ્થિતિ અનુસાર અર્થાત્ ઉક્ત ધ્યાનની દીર્ઘ સ્થિતિ થવાથી અનન્તવર્ણ વ્યંજનામય વિશ્વ અને તમે શુભ્ર જ્યોતિર્મય થઈ જશો ત્યારે તમોને અનન્ત વિસ્તૃત એકમાત્ર શુભ્ર જ્યોતિનોજ અનુભવ થતો રહેશે ઉક્ત જ્યોતિ સમુદ્રમાં ગળી જઈ ભૂમા, જ્યોતિર્મય, શિવ હુંજ છું એ પ્રકારનો બોધ થતો રહેશે તે જ્યોતિનુ નામ ચિત્તાકાશ છે પાતંજલ યોગદર્શનમા તેને विशोका वा ज्योतिष्मती કહે છે આ જ્યોતિસ્વરૂપને પ્રાપ્ત કરવાથી શોક દુ:ખાદિનો નાશ થાય છે અને બહુ સુખ વા આનન્દનો અનુભવ થતો રહે છે. ઉક્ત સ્થાનમા અર્થાત્ તે જ્યોતિ સમુદ્રમા અધિક દીર્ઘ સ્થિતિ થવાથી ઉક્ત શુભ્ર અંશમાં નીલ અંશ મળી જઈ અવર્ણ, અરૂપ, જ્ઞાનમય, સુખ સ્વરૂપ, ચિદાકાશનો પ્રકાશ થાય છે, તે ચિદાકાશ એજ ઈશ્વર—ભગવાન્ છે. અથવા આ ચિદાકાશને પ્રાપ્ત કરવુ એજ સમ્પ્રજ્ઞાત યોગ કે સવિકલ્પ સમાધિ છે. આ વિશ્વ બ્રહ્માંડમાં જે કાંઈ છે અને નથી તે બધુંજ તેમા છે. તન્ત્ર શાસ્ત્રમા ઉક્ત ચિત્તાકાશને ગુરુ અને ચિદાકાશને ઈશ્વર કહે છે ચિત્તાકાશ અને ચિદાકાશમાં ભેદ નથી ચિત્તાકાશની નિર્મલ અવસ્થા એજ ચિદાકાશ છે.

કાંઈક સ્થૂલ મૂર્તિમાં પહેલા ગુરુ આવે છે. તે ગુરુમા ઈશ્વર બુદ્ધિનો આરોપ કરી વિક્ષેપ રહિત થઈ દર્શન કરવું પડે છે કારણ કે પહેલા મનુષ્ય અવર્ણ, અરૂપ, જ્ઞાનમય, સુખસ્વરૂપ આત્મા વા માનુ દર્શન કરી શકતો નથી તેથીજ પરમ કરુણામયી મા ગ્રહણ વા દર્શન યોગ્ય થઈને આવે છે મે પહેલા કહ્યું છે કે શુભ્ર વર્ણમા નીલ વર્ણ મળી જવાથી તે અવર્ણ, પ્રતિબિમ્બ ગ્રહણ યોગ્ય, શુદ્ધ સ્ફટિકવત્ થાય છે તેથી શિવ શુભ્ર વર્ણ અને કંઠ દેશ નીલ વર્ણ છે શુભ્ર બલરામની પાસે નીલ વર્ણ શ્રી કૃષ્ણ છે અને મહાદેવની છાતી ઉપર મહાકાલીનું લીલા નૃત્ય છે.

વર્ણાનુક્રમે જાતિભેદ:—

સત્વગુણ સિદ્ધ શુક્લ-શુભ્ર સર્વોત્તમ વર્ણ વા જાતિ બ્રાહ્મણ છે ધી અર્થાત બુદ્ધિ વા જ્ઞાન તેનુ સ્વરૂપ છે રજોગુણાધિક રક્ત વર્ણ જાતિ ક્ષત્રિય છે જ્ઞાનલક્ષ કર્મ તેનો ધર્મ વા સ્વરૂપ છે રજસ્તમોગુણાધિક પીત વર્ણ જાતિ વૈશ્ય છે. વિષય વા પદાર્થ લક્ષકર્મ તેનુ સ્વરૂપ છે તમોગુણાધિક કૃષ્ણ વર્ણ જાતિ શૂદ્ર છે અને અજ્ઞાન તેનું સ્વરૂપ છે.

સાધક ! તમારામાં જેમ ધી વા બુદ્ધિ એક છે, તે બુદ્ધિની ઉપર પરમેશ્વર રહે છે અને શુદ્ધ બુદ્ધિ દ્વારા તેજ પરમેશ્વરને જેમ જાણી શકાય છે, તેમ બ્રાહ્મણના હૃદયમાં ભગવાન સર્વદા વાસ કરે છે બ્રાહ્મણજ સત્ય ભગવાનને જાણી શકે છે શાસ્ત્રે પણ બુદ્ધિ જ્યોતિનો શુભ્ર વર્ણ કહ્યો છે તમે પણ જો મિથ્યા, મલિનતા, આલસ્ય અને પ્રીકરનો ત્યાગ કરી શુભ્ર, નિર્મલ, દોષ રહિત, સત્યપરાયણ બ્રાહ્મણ જેવા થઈ શકશો તો તમારા હૃદયમા ભગવાનને પ્રાપ્ત કરીને ધન્ય થશો, તમારો મનુષ્ય જન્મ સાર્થક થશે.

હે બ્રાહ્મણ વંશમાં ઉત્પન્ન થયેલ દ્વિજગણ ? उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत મોહ નિદ્રામાં પડી પોતાના અધિકારથી વધારે કેટલો વખત વંચિત રહેશો ! ઊઠો ! જાગો ! કયા દોષથી આજ તમે લોકો સ્થાન ભ્રષ્ટ, અધિકારથી વંચિત થયા છો ? તે જાણવા યત્નશીલ થાઓ. ભગવાન મનુ વા બધા મનુષ્યો શું બોલે છે, સાંભળો :—

अनभ्यासेन वेदानामाचारस्य च वर्जनात् ।
आलस्यादन्नदोषाच्च मृत्युर्विप्राञ्जिघांसति ॥

વેદાધ્યયન ન કરવાથી, આચાર રહિત થવાથી, આલસ્ય અને અન્નદોષને કારણે અર્થાત્ શાસ્ત્રનિષિદ્ધ અન્ન ગ્રહણ કરવાથી મૃત્યુ વિપ્રનો નાશ કરે છે. અર્થાત્ વારંવાર જન્મમૃત્યુના પેષણમાં ત્રાહિ ત્રાહિ ‍ારે છે. કિન્તુ તારે કોણ ? અવિદ્યા, મિથ્યા, ‍અનાત્મબોધ, ચાલાકી, ફીકર, પરિગ્રહ, અને ‍ાભ એ બધાં ત્રાણ કરશે કે બંધન કરશે ? જો ‍ાચવા ઇચ્છતા હો, જો પોતાના વર્ણમાં રહેલ, ‍ામાં રહેલ મર્યાદાની રક્ષા કરવા ઇચ્છા હોય ‍ાે સાંભળો:—

શુભ્ર, નિર્મલ, સત્વગુણ પ્રધાન, સત્યપરાયણ ‍ઈ શકતા ન હો તો સત્યાશ્રય કરી, મિથ્યા વગેરે‍ ‍ા ત્યાગ કરી, સાધન તત્પર થાઓ. ત્યારે તમે ‍ાધા શક્તિ બ્રહ્મવિદ્યાથી શક્તિ મેળવશો. અને ‍મારી આત્મમુખી ગતિ વેગવાળી થશે તેમજ ‍ાડા સમયમાં તમે દોષ રહિત, શુભ્ર, નિર્મલ, ‍ુદ્ધ સ્ફટિકવત્ થઈને આત્મલાભ—માતૃલાભ ‍રીને તમારા મનુષ્ય જન્મની સાર્થકતાનો અનુભવ ‍રી કૃતકૃત્ય થઈ જશો.

કોઈ બ્રાહ્મણેતર વર્ણ બ્રાહ્મણ ન હોવાથી ‍સંકુચિત ન થાઓ. જો સત્યાશ્રથી થઈ શુદ્ધ ‍નિર્મલ થઈ શકશો તો આવતે જન્મે બ્રાહ્મણ કુલમાં જન્મ લઈ સત્ય બ્રાહ્મણ થશો. કારણ કે પરમેશ્વર ન્યાયકારી છે. ત્યારે તમે બ્રાહ્મણ ધર્મનું પાલન કરી ચતુર્થાશ્રમમાં સંન્યાસ લઈ મોક્ષ-પરમશાન્તિ પ્રાપ્ત કરશો. ત્યારે આ યાદ રાખજો કે જે સત્ય બ્રાહ્મણ છે, તેને ચોથો આશ્રમ સંન્યાસ નક્કી છે. મિથ્યાશ્રયી, લોભી, સંસાર પાશમાં બંધાએલો બ્રાહ્મણ નામધારી વ્યક્તિ માત્ર બ્રાહ્મણ કુલને મલિન કરે છે. તેનાથી જગતનું કોઈ પ્રકારનું કલ્યાણ થઈ શકતું નથી. બ્રાહ્મણ તો પરિગ્રહ રહિત, પરમ કલ્યાણ સ્વરૂપ છે. અને જગતના હિત માટે જન્મ ગ્રહણ કરે છે. ભગવાન વિષ્ણુએ પોતાના હૃદયમાં બ્રાહ્મણના પદનું ચિન્હ ધારણ કર્યું છે. તેમજ બધા દેવતાઓએ બ્રાહ્મણની પાસે શિર નમાવી બ્રાહ્મણોને બધાથી ઊંચું સ્થાન આપ્યું છે.

બ્રાહ્મણ ગણ ? તમારા અધિકારને કોઈ લૂંટી ગયું નથી. જે દિવસ ઇચ્છશો, તેજ દિવસ પોતાનો અધિકાર મેળવશો. આલસ્ય કરી મોહ નિદ્રામાં વધારે પડી ન રહો. શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ ગુરુના ચરણ પાસે પોતાનો અધિકાર જાણવા માટે સમિધ પાણિ થઈ જાઓ.

तद्विज्ञानार्थं गुरुमेवाभिगच्छेत्
समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ॥ मु॰

તે આત્માને જાણવા માટે પ્રણિપાત અને સેવા કરી પ્રશ્ન કરશો તો તત્વદર્શી જ્ઞાની ગુરુ તમારા અધિકાર પ્રમાણે જ્ઞાનનો ઉપદેશ કરશે.

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥ -गीता

આવો પતિત બ્રાહ્મણ ગણ ? ગળે વસ્ત્ર લગાડી હાથ જોડી, ભક્તિ વિનમ્ર થઈ ઇષ્ટ દેવી બ્રહ્મવિદ્યા માતા ગાયત્રીના ચરણમાં પોતપોતાના પ્રાણની પુષ્પાંજલી અર્પણ કરીએ,

गायत्री छन्दसां मातर्ब्रह्मयोनि नमोऽस्तु ते ॥
ॐ તત્ સત

# પછી તો કાંઇજ નથી.

( લે૦—સ્વામી શ્રી રામાનંદજી સન્યાસી, દર્શનશાસ્ત્રી, વ્યાકરણાચાર્ય )

ગંગાદ્વારના 'સિદ્ધાશ્રમ' ની વાત છે, એક વાર ત્યા એક સન્યાસી 'વિવેક' અને 'ચિત્તશ્રિ'ના સંવાદરૂપે બ્રહ્મવિદ્યાનું પ્રતિપાદન કરી રહ્યા હતા, તેમણે પ્રવચન ચાલુ રાખતા કહ્યુ—

અનેક જન્મોમા કરેલા પુણ્ય કર્મોથી નિત્ય અનિત્ય વસ્તુ વિવેક દ્વારા વૈરાગ્ય ઉત્પન્ન થાય છે તે પછી શમ દમ આદિ ષટ્ સંપત્તિના અનુષ્ઠાનથી મુમુક્ષુતા પ્રગટ થાય છે તે પછી વેદાન્ત વિચાર દ્વારા જ્ઞાન તથા મુક્તિની પ્રાપ્તિ થાય છે આ પ્રક્રિયાને સમજાવવા માટે રૂપક દ્વારા પણ કહી શકાય છે, જે આ પ્રમાણે છે—

'વિવેકાશ્રમ' 'વૈરાગ્ય તીર્થ' 'શમારણ્ય' 'દમ સરસ્વતી' 'ઉપરમ સાગર' એ પાંચ સન્યાસી તથા 'મુમુક્ષા' અને 'ચિત્તવૃત્તિ' એ બે તપસ્વિનિયો છે આ મનુષ્ય શરીરજ 'પાંચજન્ય મઠ' મણવામા આવ્યું છે કે જ્યાં વિવેકાશ્રમ આદિ સન્યાસી નિવાસ કરે છે

૧—નિત્ય તથા અનિત્ય વસ્તુનો વિવેક, ૨—ઇહામુત્ર ફળ ભોગ વિરાગ, ૩—શમ દમાદિ ષટ સંપત્તિ, અને ૪—મુમુક્ષા, એ ચારેયના હોવાથીજ વેદાન્તનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન દ્વારા બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થાય છે, તે સિવાય નહીં એમા પૂર્વ પૂર્વ ઉત્તરોત્તરના પ્રતિ હેતુ છે, અર્થાત સૌથી પ્રથમ નિત્ય વસ્તુ તથા અનિત્ય વસ્તુનો વિવેક હોવો જોઇએ તે સિવાય 'ઇહામુત્ર ફલભોગ વિરાગ અર્થાત્ આલોક તથા પરલોકના ભોગોની અનિચ્છા થઈ શકતી નથી વૈરાગ્ય વિના શમ દમ આદિ સંપત્તિની પ્રાપ્તિ થઈ શકતી નથી અને તેના સિવાય મુમુક્ષુતા તથા મુમુક્ષુતા સિવાય બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થઈ શકતું નથી એટલા માટે સૌથી પ્રથમ નિત્ય વસ્તુ તથા અનિત્ય વસ્તુનો વિવેક હોવો જરૂરી છે જ્યારે મનુષ્યને નિત્યત્વ અનિત્યત્વનો વિવેક થઈ જાય છે ત્યારે તે સંસારને અનિત્ય અને દુઃખરૂપ સમજીને તેમા વિરાગપૂર્વક નિત્ય આનંદરૂપ પદાર્થ ( પરમાત્મા ) ને માટે પ્રયત્ન કરે છે આ વિષયને સ્પષ્ટ સમજાવવા માટે અહિ વિવેકાદિ સાધનોને સન્યાસીના રૂપમા દર્શાવવામા આવ્યા છે. હવે અહિ પ્રથમ 'વિવેકાશ્રમ' સન્યાસી ઉપસ્થિત થાય છે

તે સન્યાસીએ ઘણીએ શોધ ખોળ કરવા છતા પણ કંઇ પણ પોતાને રહેવા યોગ્ય મઠ અર્થાત્ સ્થાન મળી શક્યું નહિ, કે જ્યાં રહીને તેનું મન પ્રસન્ન થાય તેણે આ જગતમા ૮૩૯૯૯૯૯ અર્થાત એક કમ ચોરાસી લાખ મઠ જોઇ નાખ્યા પણ તેમનામાં ક્યાય તેની સ્થિતિ બની નહીં એ રીતે ઉત્તમમા ઉત્તમ પર્વત, નદી, સાગર અને વન આદિ અનેક સ્થાનોમા જોતા જોતા તેણે 'પાંચજન્ય' નામે મઠ જોયો તે મઠમા બે પાલખા છે તે કામગ છે એટલે કે તેમાં દરેક પ્રકારની કામનાઓ પૂર્ણ થઈ શકે છે, અથવા તેમા રાત દિવસ કામનાઓના જ ગીત ગવાયા કરે છે. તે વિષય સ્થાનમા ચાલ્યો જાય છે, સુંદર છે, નવ દરવાજાથી સુશોભિત છે સિદ્ધિને યોગ્ય છે અર્થાત્ જીવાત્માના નિષ્કામ કર્મ આદિ ઉચિત આચારોની સાધનાને લાયક છે અને તીર્થપદ છે એટલે કે બ્રહ્મના સાક્ષાત્કારનું સ્થાન

છે. આ મઠ સમસ્ત પૃથ્વિ લોકની ઉપભોગ પ્રાપ્તિનાં ઉત્કૃષ્ટ સાધનોથી સંપન્ન છે તથા ઘણા જન્મોમાં કરેલાં પુણ્યોથી પ્રાપ્ત થાય છે. જે પરમાત્માની ઉપાસનાથી વિદ્વાનોનાં ચિત્ત શુદ્ધ થાય છે, તે મંગલ મૂર્તિના ( આત્મદેવની ) આરાધનાને યોગ્ય આ પાંચજન્ય મઠ છે.

સજ્જનો, ઇશ્વરની કૃપાથીજ પુરૂષોને અદ્વૈત વાસના ઉત્પન્ન થાય છે. ભક્તિ વિના ઇશ્વર કૃપા પ્રાપ્ત થઇ શકતી નથી, ભક્તિથી ભક્તોનાં મન નિર્મલ થાય છે, અવિદ્યાની ગ્રંથી તુટી જાય છે અને આત્મસાક્ષાત્કાર થઈ જાય છે, તેજ ઇશ્વરની ભક્તિને યોગ્ય આ મનુષ્ય દેહ છે, જેને 'પાંચજન્ય મઠ' કહેવામાં આવ્યો છે. ભકિત શું છે ?

द्रुतस्य भगवद्धर्माद्धारावाहिकतां गता।
सर्वेशे मनसो वृत्तिर्भक्तिरित्यभिधीयते॥

'ભગવાનના ગુણોને સાંભળીને દ્રવિત થએલા મનની ગંગાના પ્રવાહ જેવી નિરન્તર ભગવદાકાર વૃત્તિને ભકિત કહે છે' ભગવાનના ગુણોનું શ્રવણ કરીને જ્યારે એકવાર પણ ભકત, જીજ્ઞાસુ, મુમુક્ષુનું મન હર્ષથી દ્રવિભૂત થઇ જાય છે, પ્રેમ તથા આનંદથી ગદ્‌ગદ્ થઈ જાય છે અને ભકિત રસમાં ડુબી જાય છે, તે સમયે ભગવાનની જે મૂર્તિ તે મનમાં અંકિત થઇ જાય છે તે ચિત્ર પટ ઉપરથી ફરીથી કદિ પણ મટતી નથી હઠતી નથી. તેવા મનમાં બાહ્ય વિષય પણ પ્રવેશ કરી શકતા નથી, કેમ કે જે મનોમંદિરમાં રામચંદ્ર ( પરબ્રહ્મ ) નો નિવાસ થઈ ગયો, ત્યાં ( સૂર્યની હાજરીમાં જેમ અંધકાર રહી શકતો નથી તેમજ ) તુચ્છ વિષય વાસનાઓ પણ પ્રવેશ કરી શકતી નથી. એટલા માટે મન શુદ્ધ થઇને આત્મસાક્ષાત્કારનું અધિકારી થઇ જાય છે. એ સર્વ કાંઇ આજ મનુષ્ય શરીરમાં થઈ શકે છે. ઘણું કહેવાથી શું, શ્રેષ્ઠ સન્યાસીઓના નિવાસને યોગ્ય, પાતાલ, પૃથ્વી અને દ્યુલોકમાં પાંચજન્ય સિવાય બીજો કોઈ મઠ ( સ્થાન ) નથી.

અગર કહો કે સ્વર્ગાદિ લોકોમાં જે દેવતાઓના દિવ્ય દેહ છે તે તો મનુષ્ય શરીરની અપેક્ષા ઘણા ઉત્તમ છે, સ્વામિ વિવેકાશ્રમ સન્યાસીએ ત્યાં નિવાસ કરવાનું કેમ ઠીક ન ધાર્યું ? તો એ વિષયમાં કહેવાનું એ છે કે દિવ્ય શરીરોમાં યથા રૂચી ભોગ્ય પદાર્થો નિરંતર પ્રાપ્ત થતા રહેતા હોવાથી તેમાં વૈરાગ્ય ઉત્પન્ન થઈ શકતો નથી. અર્થાત્ દેવતાઓને નિત્ય નવા ભોગ અનાયાસ, ઇચ્છા માત્ર થતાં જ પ્રાપ્ત થતા રહે છે પછી તે તેમને ત્યાગવાની ઇચ્છા શા માટે કરે ? ઉલટ તેમનો રાગજ વધતો જાય છે, એટલે તેઓ સદા વિષયોન્મુખજ રહે છે. પરંતુ મનુષ્ય દેહમાં તો અલ્પયોગોને કારણે ઇચ્છાનુસાર ભોગ્ય વસ્તુ નહિં મલવાથી કલેશ થાય છે તથા ભોગો પ્રાપ્ત કરવામાં પણ અનેક કષ્ટ ઉઠાવવાં પડે છે. અતઃ ભોગોમાં દોષ દ્રષ્ટિ થઈ જવાનો સંભવ છે, તેથી પુરૂષ આત્મજ્ઞાનને માટે યત્ન કરે છે અને તેથી મનુષ્ય દેહ સૌથી શ્રેષ્ટ માનવામાં આવ્યો છે. એવો નિશ્ચય કરી લીધા પછી લોક લોકાન્તરોમાં નિરંતર આવાગમનથી પિડિત થઇને તે વિવેકાશ્રમ સન્યાસી પાંચજન્ય મઠને પોતા માટે યોગ્ય સમજીને તેમાં નિવાસ કરવા લાગ્યો. શ્રોતૃગણ ! એમ સમજો કે મનુષ્ય જન્મમાંજ વિવેક વૈરાગ્ય થઈ શકે છે, પરંતુ તેમાં વિઘ્નો અને બાધાઓ પણ કંઈ ઓછી નથી. તેમાં સૌથી મોટું વિઘ્ન જે ભક્તિ, જ્ઞાનને તહસ નહસ કરી નાખે છે તે આ છે. ( તેમજ આને માટે પુરૂ છે ) ઇતિ-

હાસ પુરાણાદિકમાં એના સબંધમાં ફસાઇને છેતેદી બાજી હારી બયેલાઓનાં અનેક ઉદાહરણ ભર્યાં પડ્યાં છે. આજ પણ એજ દશા છે અગર જો અમારૂં કથન બરાબર ન લાગતું હોય તો અમે પૂછીએ છીએ કે સ્ત્રીઓ બનાવટી શોભા શરણગારમાં એટલો સમય અને દ્રવ્ય શા માટે વ્યર્થ ખર્ચી નાખે છે ? શું પ્રાકૃતિક અર્થાત સ્વાભાવિક ગુણો-થી પતિ આદિ સજ્જનોને પ્રસન્ન નથી કરી શકાતા ? એથી માલુમ પડે છે કે સ્ત્રીઓને ઈશ્વર તરફથી બક્ષિસ થએલા પોતાના સ્વાભાવિક ગુણો તથા યોગ્યતાઓ ઉપર વિશ્વાસ નથી અન્યથા તેઓ નિતલી બનીને પોતાના લાઘવનો પરિચય કેમ આપે છે ? એથી તો એમજ માલમ પડે છે કે તેઓ પણ બનાવટના ફંદામાં મનુષ્યોના શિકાર ફેલાવવા માગે છે. અસ્તુ ;

મઠમાં તપશ્ચર્યાથી કૃશ સ્વામી વિવેકાશ્રમ યતિને કોઈ પણ પ્રકારે (પૂર્વજન્મનાં પુણ્યોનો ઉદય થવાને કારણે) પાંચજન્ય મઠની પ્રાપ્તિ થતાંજ કામને જાગૃત કરનારી ચેષ્ટાઓથી યુક્ત રતિ સરખી કોઈ એક અપૂર્વ સ્ત્રી મંદ મંદ હસતી હસતી ત્યાં આવી પહોંચી—

> सा पञ्चमालापमुपात्तगाना,
> स्रक्चन्दनालिप्तमनोरयष्टि ।
> प्रतप्तजाम्बूनदरम्यवर्णा,
> पीतासवा घूर्णितपङ्कजनेत्रा ॥

અર્થાત્—તે સ્ત્રી પંચમ સ્વરમાં ગાઈ રહી હતી, પુષ્પમાળા અને ચંદનથી તેનું સુંદર શરીર વિભુષિત હતું, અત્યંત તપેલા સોનાના જેવું ગૌર એનું રૂપ હતું, મદિરા પીધેલી હતી, જેના પાનથી તેનાં કમલ સરખાં નેત્ર ઘુમી રહ્યાં હતાં અને દિવ્ય પુષ્પોથી ગુંથેલા સુંદર વાળના ભારથી તેનો વિલાસ વધી રહ્યો હતો, જેના પ્રભાવથી તે વિષ્ણુના પરમ પદને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા મુમુક્ષુઓને પણ મોહિત કરી રહી હતી, પછી સામાન્ય મનુષ્ય તો તેનું શું નિવારણ કરી શકવાના હતા ?

તે સ્ત્રીને આવી સ્થિતિમાં જોઇને 'સ્વામી વિવેકાશ્રમ' નું મુખ કમલ કરમાઈ ગયું અને અત્યંત આશ્ચર્ય પામીને તે મનમાં ને મનમાં આ પ્રમાણેનો વિચાર કરવા લાગ્યો કે—

મેં ઘણા લાંબા વખત પછી અનેક કષ્ટ સહન કરીને આ સ્થાનને પ્રાપ્ત કર્યું છે, અહિં પણ આ વિઘ્ન ક્યાંથી આવી પહોંચ્યું ! 'વૈરાગ્ય તિર્થ' સંન્યાસી જે મને પ્રાણથી પણ પ્રિય છે, તે ઘણા બીકણ છે, તે આ સ્ત્રીની હાજરીમાં અહિં શી રીતે રહી શકશે ! તેના વિના શમ, દમ અને ઉપશમ આદિ સંન્યાસી પણ અહિં રહી શકશે નહીં એવી દશામાં અહિં 'મુમુક્ષા' તપસ્વીનિ શા માટે આવશે ! તેના નહિં આવવાથી 'મુક્તિ' ને પણ ગઈજ સમજો ! હાય ! તેના વિના અમે સર્વ આશ્રમ વગરના રહી જઈશું, આ મઠ તો અમારા જેવા વિરક્ત જનોને નિવાસ કરવાનું સ્થાન છે અહિં આ કોણ હરામખોર પિશાચિની જેવી આવી પહોંચી ?

> कदापि युवतिं भिक्षुर्न स्पृशेत् दारवीमपि ।
> इति वृद्धोक्तय सन्ति तद्युत स्यात् सहस्थिति ॥

અર્થાત્—સન્યાસીને સ્ત્રીઓનો સ્પર્શ કરવો એ યોગ્ય નથી, તો પછી તેની સાથે રહેવાની તો વાતજ ક્યાં રહી ! એવું મહા પુરૂષો કહી ગયા છે.

> मिताहारोऽथवा वृद्धो, विरक्तो व्याधितोऽथवा ।
> यतिर्न गच्छेत्त देश, यत्र स्यात् प्रतिमा स्त्रिय ॥

અર્થાત્—મિતાહાર, વૃદ્ધ, વિરક્ત અને રોગી

ગમે તેવી સ્થિતિના સન્યાસીને પણ સ્ત્રીના ચિત્ર-વાળા સ્થાનમાં પણ નહિં જવું જોઇએ. જે પ્રમાણે વિન્ધ્યાચલ ઉપર પ્રસરેલી ઝેરી વેલ સર્વ પ્રાણી-ઓને દુઃખીત કરે છે, તેજ પ્રમાણે સ્ત્રીના સ્પર્શથી દૂષિત જલ વાયુ પણ સન્યાસીને પતિત કરે છે. સ્ત્રીઓની સાથે વાર્તાલાપ અને તેમને જોવી આદિ તો દૂર રહ્યું તેમની સ્મૃતિ પણ સાપના ડંસ જેવી મૃત્યુને પમાડનારી છે. બ્રહ્મા, ઇન્દ્ર, ચન્દ્ર આદિ દિવ્ય શરીરધારિયોના પણ સર્વ અનર્થ સ્ત્રીઓને કારણે થયા છે. તો પછી તુચ્છ મનુષ્યોની તો ગણતરીજ શી છે ? એવો સન્યાસી દુર્લભ છે— જે રાજ્યને નરક સમાન, સુવર્ણને માટીના ઢેફા સરખું અને સ્ત્રીઓને મૃતક મડદાના જેવી સમજે. અસ્તુ,

આ સ્ત્રી અમારા યતિયોનો મઠ છીનવી લેવા ચાહે છે. એ ઘણા દોષોવાળી હોવાને કારણે સંભાષણ કરવાને યોગ્ય નથી. બીજો કોઈ મનુષ્ય પણ અહિં નથી કે જે એને પૂછે કે તે અહિ શું કરવા ચાહે છે ? શું તે અહિંથી ચાલી જશે ? કે પછી સદાને માટે અહિંજ રહેવા ચાહે છે ? અથવા હું જ તેને તેનો મનોરથ પૂછું ? જેનું મન પ્રત્યક્ષ આત્મામાં લાગેલું છે તેનું એ બિચારી શું કરી શકવાની છે ? આત્મદ્રષ્ટને સ્ત્રી આદિ વિષય બાધા પહોંચાડી શકતા નથી. જેવી રીતે સ્ત્રીમાં પ્રેમ ઉત્પન્ન થવાથી કામિ જનોનો માતૃપ્રેમ નાશ પામે છે તેવીજ રીતે આત્મ પ્રેમિયોનો વિષય સ્નેહ જતો રહે છે જેવી રીતે પ્રકાશ થતાં દોરડીમાંનો સાપ-નો ભ્રમ દૂર થઈ જાય છે તેવીજ રીતે સ્ત્રી આદિના કલ્પિત શરીરથી જ્ઞાનિયોને કોઈ ભ્રમ રહેતો નથી. જેવી રીતે પેટાં બકરાંનું વાઘ ઉપર કંઇજ જોર ચાલતું નથી તેવીજ રીતે વૈરાગ્ય નિષ્ઠ જેવા સાધી-ના સહાયક હોવાથી હું વિવેકાશ્રમ ઉપર સ્ત્રીઓ શું જોર અજમાવવાની હતી ? એ રીતે તે વેદજ્ઞ સંન્યાસી તે સ્ત્રીને દાસી જેવી અલ્પ સમજીને બોલ્યા—

> काऽसि ? कस्याऽसि ? ललने !
> कुत्रत्या ? किञ्च वाञ्छसि ?
> नोचिताऽस्मिन्मठे भाति
> स्थितिस्तव वरानने ॥

અર્થાત્—હે લલના ! તું કોણ છે ? કોની સ્ત્રી છે ? ક્યાંની રહેવાસી છે ? અને શું ચાહે છે ? હે વરાનને ! આ મઠમાં તારે રહેવાનું વ્યાજબી જણાતું નથી. જ્યાં શાન્ત, દાન્ત, ઉપરત, તિતિક્ષુ અને સમાધિસ્થ સન્યાસી, પોતાના આત્મા (સંસ્કૃત મન ) થી આત્માનો સાક્ષાત્કાર કરી રહ્યા છે, જ્યાં મુમુક્ષુ શ્રેષ્ઠ યતિ લોકો પ્રત્યગાત્માને દેહ, ઇન્દ્રિય, પ્રાણ, મન અને બુદ્ધિથી પ્રથક જાણીને તેનું દર્શન કરી રહ્યા છે, જ્યાં વિદ્વાન લોકો, વેદાધ્યયન, યજ્ઞ, દાન અનેક પ્રકારનાં તપ અને ઉપવાસ આદિથી આત્મ જ્ઞાનાનુસંધાન કરી રહ્યા છે, અને પંડિત જન આ લોક તથા પરલોકના ભોગોથી વિરક્ત થઇને જે મઠમાં નિવાસ કરીને અસંગ બ્રહ્મના વિષ-યમાં શ્રુતિનાં તાત્પર્યોનો નિર્ણય કરવામાં ત્રસ્ત છે, એવા સજ્જનોને નિવાસ કરવા યોગ્ય આ પાંચ જન્ય મઠમાં તારે રહેવું ઉચિત નથી. પરંતુ તું આ મઠને છોડીને અન્ય સંસારનાં મંદિરો ( શરીરો ) માં જ રહેવાને યોગ્ય છે, કેમકે તેજ તારે ઉપયોગી નિવડશે.

સુવિશાલ નેત્રોવાળી તે સ્ત્રી વિવેકાશ્રમનાં ઉપરનાં વાક્યો સાંભળીને ક્રમવાર ઉત્તર આપવા લાગી—

હે ભદ્ર ! હું તારી મોટી બ્હેન 'ચિત્તવૃત્તિ' છું, તું મને નથી ઓળખતો, કેમ કે—તું હમણા ઉત્પન્ન થયો છે હે વત્સ ! જે જે મઠ તે ત્યાગી દીધા છે અને હાલ જે મઠમા તું વસી રહ્યો છે તે સર્વનું પાલન કરનારી અધિષ્ઠાત્રી દેવતા મનેજ જાણ હું મનને હરણ કરે એવા શબ્દ, રૂપ, રસ આદિ સમસ્ત વિષયોને ચાહુ છું, અને તે શબ્દ આદિનુ સંપાદન કરનારા શુભ કર્મોને પણ ચાહુ છું હું કર્મોના ત્યાગની ઇચ્છા રાખતી નથી અને તેમના ફળનો પણ ત્યાગ કરવા ચાહતી નથી જેવી રીતે તું કર્મ સન્યાસી બનીને કર્મ અને તેના ફળોને છોડવા ચાહે છે "અરે ! પુત્રૈષણા, તથા લોકૈષણાનો ત્યાગ કરી ઘેર ઘેર ભીખ માગવી જોઇએ" એવી મતિ સર્વથા વિચાર શુન્ય છે આરંભમા થનારા જાત કર્મ આદિ સંસ્કારોનુ જે વેદમા વિધાન છે તથા જે વેદનુ અધ્યયન પણ પ્રથમાવસ્થામાંજ થાય છે અને રમણીય ઘરોમા અનેક પ્રકારના ધન ધાન્યાદિકોથી યજ્ઞનુ અનુષ્ઠાન કરવું જે વેદમાં લખેલું છે, તે 'કર્મોપાસના કાન્ડરૂપ ૨ વેદ' તો ત્યાજ્ય છે ? અને વૃદ્ધાવસ્થામા ( હાથા રીમાં ) કરવા યોગ્ય સન્યાસનું જેમા વિધાન છે, તથા જંગલમા જેનું અધ્યયન કરવામા આવે છે અને ભિક્ષારૂપ અર્થનુંજ જેમા વિધાન કરવામા આવેલું છે તે "જ્ઞાનકાન્ડનું" રૂપ શ્રુતિ સમુહ ગ્રાહ્ય છે' ઇત્યાદિ મુર્ખાઓની વિપરિત મતિ છે "જ્યોતિષ્ટોમ યાગ દ્વારા સ્વર્ગ મળે છે" એ વેદ તો "ગુરુજિહ્વિકા" કહીને ઉપેક્ષણીય છે ? અને "માથુ મુંડાવીને નઙગ ધડંગ થઇને ભીખ માગતા ફરવું" એ વે૦ વચન તત્વર્થ ( મુક્તિ ) આપનાર છે, એવા પ્રકારની એટલે કે ભીખ માગવાની કલ્પના તે નિર્માલ્ય, દરિદ્ર, અનાથ અને મુર્ખ લોકોજ કર્યા કરે છે કે જેઓએ પૂર્વ જન્મ મા સત્કર્મ કરેલા હોતાં નથી અહો ! આ મરૂતીયા ઓને ભિક્ષા આદિથી આટલું મોટુ સૌભાગ્ય પ્રાપ્ત થયું છે કે એમના કહેવાથી બહેકાઈ જઇને રાજા લોકો રાજપાટ છોડીને જંગલમાં ચાલ્યા જાય છે અગર સન્યાસી લોકો એમ કહે કે—'अथ भिक्षाचर्यं चरन्ति' ઇત્યાદિ શ્રુતિયોથી ભિક્ષાવૃત્તિનુ વિધાન થયેલું હોવાને કારણે તે અવશ્યમેવ ઇષ્ટનુ સાધન છે તો 'स्वर्गे संदेश" આદિ યોગોએ શો ગુન્હો કર્યો છે ? તેઓના પણ તો શ્રુતિ દ્વારા વિધાન કરેલા છે તેમને ઇષ્ટના સાધન કેમ નથી માનવામાં આવતા તેમનુ પણ અનુષ્ઠાન કેમ નથી કરતા ? વળી વ્યવહારથી પણ ભીખ માગવી એ કંઈ સારૂ થોડુ જ છે ? તેનાથી પુરૂષનુ તેજ નષ્ટ થઇ જાય છે જ્યારે કે મનુષ્યમા બુદ્ધિ છે અને તે સર્વાંગ છે, પછી કોઇની પાસે ભિક્ષા શા માટે માગે ?

'आत्मा वा अरे द्रष्टव्य" ઇત્યાદિ વેદાન્ત, જે આત્માને દ્રષ્ટવ્ય કહે છે શું અમે તેને પ્રસક્ષ નથી જોઇ રહ્યા ? આ શરીર રૂપ આત્મા તો સ્પષ્ટ નજર સામેજ છે જે હાથ પગ આદિ અવયવોની ખાસ રચનાવાળો છે તો પછી વેદનુ એમ કહેવું અર્થ વગરનુંજ છે કે—'આત્માનો સાક્ષાત્કાર કરવો જોઇએ' અગર ઉપનિષદ પ્રતિપાદ્ય આત્મા દેહ ઇન્દ્રિયાદિકથી ભિન્ન કોઇ વસ્તુ છે અને તે સૌને પ્યારી છે તો એવો આત્મા સ્ત્રી પુત્ર આદિ પ્રિય પદાર્થજ હોઈ શકે છે કહેવાની મતલબ એ છે કે દેહથી ભિન્ન અગર જો કોઈ આત્મા માનશો તો પુત્ર સ્ત્રી આદિ રૂપજ હશે અને તેજ પુત્રાદિ રૂપ આત્માને માટે શરીર ઇન્દ્રિયો આદિ જગત પણ પ્યારૂ હશે પછી તેના ત્યાગનુ વિધાન શા માટે કરો છો ? પુત્ર સ્ત્રી આદિ રૂપ આત્માને

ઇન્દ્રિયો દ્વારા અનુભવ કરવામાં આવેલા વિષયોથી તૃપ્ત કરો, સ્નાન માટીથી શૌચ, શિરમુંડન, ભૂમિશયન, વનમાં વાસ બ્રહ્મચર્ય અને શમ દમાદિ કઠોર સાધનોથી આત્માને શા માટે ક્લેશ આપો છો ? વીણા અને સ્ત્રીના મુખથી ગવાયેલા મનોહારી શબ્દો—ગીતોને સાંભળો, કોમલ કોમલ શૈયા, મૃદુ મૃદુ મૃગનયની સ્ત્રીઓનો સ્પર્શ કરો, સુવર્ણના જેવી કાન્તિવાળા સ્ત્રીઓના રૂપ લાવણ્યનું સદા અવલોકન કરો, ભક્ષ ભોજ્ય ચોષ્ય આદિ ઉત્તમોત્તમ સ્વાદિષ્ટ પદાર્થોનું રાત દિવસ સેવન કરો, માથા ઉપર કસ્તુરી લગાડો, ગળામાં પુષ્પોની માળા પહેરો અને સદા એજ ચિંતન કરો કે—

"યે મેરે સુખ બાર બાર હોવે"

કેટલું કહીએ, "ચિત્તવૃત્તિ" એ એવી ઘણીએ વાહીયાત વાતો કહીને ઘણી વાર સુધી બકવાદ કર્યો એ સર્વ વાતો સાંભળીને સ્વામી વિવેકાશ્રમે હસતાં હસતાં 'ચિત્તવૃત્તિને' કહ્યું—

તું વિપરિત બુદ્ધિવાળી છે, તારા અજ્ઞાનાંધકારને કરોડો સુર્ય પણ હઠાવી શકતા નથી, અજ્ઞાનમાં ડુબેલા વ્યક્તિને અવિદ્યાજ સારી લાગે છે, શું વિષ્ટાનો કીડો ખાંડની મીઠાશને પસંદ કરી શકે છે ? અગર વજ્રમુર્ખ તત્વાર્થને જાણી શકે છે, તો બહેરો પુરૂષ પણ વીણા તથા કંઠથી ઉચ્ચારેલા શબ્દોને સાંભળી શકે છે. અગર અત્યંત વિષયાસક્ત પુરૂષ બ્રહ્મના સ્વરૂપનો સાક્ષાત્કાર કરી શકે છે તો કાચબાનું બચ્ચું પણ પોતાની માતાના દુધના રસનો સ્વાદ લઈ શકે છે. અવિદ્યાના કાર્ય આ શરીરાદિકોમાં આત્મબુદ્ધિવાળા પુરૂષને તત્વની ગંધ પણ મળવી કઠણ છે. લસણ ખાનારા ભીલ કપૂરની સુગંધને શું મહત્વ આપવાના હતા ? આધ્યાત્મિક અધિદૈવિક અને આધિભૌતિક રૂપ તાપત્રયીના સંતાપથી તપી રહેલા પુરૂષને તત્વેચ્છાનું સુખ ક્યાંથી ?

હે ચિત્તવૃત્તિ ! તું વિષય સંબંધી આગ્રહનો પરિત્યાગ કરીને પ્રિય—ચિત્—સુખ રૂપ ઇશ્વરનું આલિંગન કર. જ્યાં જ્યાં તને આનંદ પ્રતીત થાય છે તે સર્વ આત્માનો છે. વિષયોમા સુખ નથી, એના પ્રેમીઓ રડતા ફરે છે. ક્ષીર સાગરની માછલી જેમ ક્ષીર સાગરના જલથી તૃપ્ત થતી નથી તેવી જ રીતે આત્માનંદ અનુભવ કર્યા પછી વિષય સુખ તુચ્છ અને હેય પ્રતિત થાય છે.

હે ચિત્તવૃત્તિ ! તું સમજ કે વાન્છિત વિષયોની પ્રાપ્તિથી સાન્ત થયેલા મનમાં આત્માના સુખાંશનો જે આભાસ પડે છે, તે જો કે આત્મ સુખજ છે, છતાં પણ અજ્ઞાનથી લોક તેને વિષયજન્ય માની લે છે; વસ્તુતઃ તે સુખ વિષયજન્ય નથી અગર જો કોઇ અલ્પ સુખ તજીને કોઈ મહા સુખ પ્રાપ્ત કરવાની તારી ઇચ્છા હોય અને જો તું વિનાશ રહિત સુખને ચાહનારી હોય તો દેહત્રયરૂપ ઉપાધિનો નાશ કરીને અક્ષય આત્મ સુખનો સ્વિકાર કર. જેવી રીતે પશુ ગોળ છોડીને ભુંસાનેજ આતુરતાપૂર્વક ચાહે છે તેવીજ રીતે તું આત્મસુખ તજીને વિષયોને શા માટે ચાહે છે ? વિષય સુખની નિરસતા અને અનિત્યતા જોઇને પણ જે ફરી તેનેજ ચાહે છે તે નર નહી પણ ખર છે. જેમ ઉંટ આંબાના સુંદર કુમળાં મધુર અને નવા પાન છોડી દઇને પીલુ, લીમડો, કરીર, શમી, અને કીકર આદિ કાંટાવાળાં તથા કડવાં પાનનીજ ઇચ્છા કરે છે, તેવીજ રીતે તું વિષયોની ઇચ્છાથી આત્માને તજી રહી છે. અને કુતરાની માફક વિષયોના ટુકડા પાછળ ભટકે છે.

હે ચિત્તવૃત્તે ! વધારે શું કહીએ, આત્મજ્ઞાન લ્યો પરિપૂર્ણ થઇને તું શાન્તિ પ્રાપ્ત કર વિષય નિયમ પૂર્વક સુખ આપનારા નથી, કેમકે પ્રાપ્તિ—કે અપ્રાપ્તિમાં એ ઘણું કરીને દુખજ આપે છે, વળી એ ટકાઉ પણ નથી અને એકરસ રહેતા પણ નથી અને આપાતત આજ જેને કંઇક સમયને માટે હસાવે છે, તેનેજ કંઇક સમય પછી સદાને માટે રડાવે છે. વિષયની આશામા નષ્ટ થનારા ભ્રમર, હરિણ હાથી પતંગ અને માછલીને શું તું નથી જોતી ? જ્યારે એ એક એક વિષયની આશામા નષ્ટ થતા દેખાય છે તો પછી તે પ્રમાદીનો સત્યાનાશ થવામા શું બાકી રહે કે જે પાંચેય વિષયોને પાંચેય ઇન્દ્રિયો દ્વારા ભોગવે છે કોયલના શબ્દ જેવો અગર જો શબ્દજ સુખનું કારણ હોય તો વિષયાસક્ત લોકો ગધેડાના ભુંકવાનો શબ્દ સાંભળી ને કેમ પ્રસન્ન થતા નથી ? સ્ત્રીઓના આલિંગનના જેવું અગર જો સ્પર્શમાંજ સુખ હોય તો વિષયી જન બળતા અંગારાના સ્પર્શને કેમ નથી પસંદ કરતા ? અગર જો સુવર્ણના રૂપ જેવું રૂપજ સુખ આપનારૂં હોય તો વિષયલંપટ મનુષ્યો કાગડાના રૂપ ઉપર કેમ નથી રાજી થઈ જતા ? અગર જો કેરીના રસનું સેવન કરવાથી થતો આનંદ જો રસમાજ હોય તો ઇન્દ્રવરણા નો રસ કેમ નથી સેવન કરવામા આવતો ? સુગંધિત ધુપના ધુમાડા જેવી મન્દ મન્દ વાયુથી વ્યાપેલી પુષ્પ આદિની ગંધ જો આનંદની આપનારી હોય તો ચિતાનો ધુમાડો પણ પ્રીતીકર હોવો જોઇએ ? સમજો, કે વિષયથી સુખ થાય છે તેનાથીજ દુઃખ પણ થાય છે જેવી રીતે નહિ પચેલી મધુર ખીર રોગ અને મૃત્યુનું કારણ બને છે

હે ચિત્તવૃત્તે ! એટલા માટે સંસાર દુઃખની દવા જે અનન્ત તથા સર્વોત્તમ આત્મ સુખ છે તેને પ્રાપ્ત કરીને તું સ્વસ્થ થઈ જા સંસારનો ત્યાગ અને કર્મોને છોડવા એ તો વિષયોના આક્રમણથી બચવાને માટે પરમ આવશ્યક છે અને ભિક્ષાચર્યા પોતાના અભિમાનનો નાશ કરીને યથા સંભવ આવશ્યકતાઓ ઓછી કરવા માટે છે એમ તો રાજ્ય અને લક્ષ્મીના ભંડાર મેળવીને પણ કોઇને સંતોષ થતો નથી, અને ભીખ માગવા છતાં પણ તે થઈ જાય છે વૈદિક કર્મકાન્ડ તો ઘણી પહેલાંની વાત થઈ જાય છે કર્મોપાસનામા સંતોષ નથી, સંતોષ નથી તો શાન્તિ નથી અને "પછી તો કાંઇજ નથી"



# શ્રી મુકુંદરાજકૃત પરમામૃત

( સં૦—વામનરાવ પ્રા૦ પરેલ, બી. એ. એલ. એલ. બી. ( મુંબઈ ) એલ. સી. પી. ( લંડન )
એમ. આર. એસ. ટી. ( લંડન ) સૉલીસીટર. )

[ અનુસંધાન ગતાંક પૃ૦ ૫૨૯ થી આગળ ]

## પ્રકરણ ૯મું.

### અભ્યાસ યોગ.

કથ્યું ગતાધ્યાયમાં જે,
સ્વરૂપ નિર્ધારી તે લેજે;
પછી એવો અભ્યાસ કરજે,
નિત્ય નિયમે. ૧.

જોઈએ સ્થાન એકાંત,
જ્યાં ન થાયે મન ભ્રાંત;
કરી સકળ વૃત્તિ શાંત,
બેસવું ત્યાં. ૨.

કરીને વિષયની નિવૃત્તિ,
ચિત્તની પ્રત્યગાવૃત્તિ[1];
દૃશ્યમાત્ર પર રાખો વિરક્તિ,
ત્યાગ બુદ્ધિ. ૩.

આસને સ્વસ્થ બેસજો,
અંતર માંહી પ્રવેશજો;
મનોવૃત્તિ એકત્ર કરજો,
ઇંદ્રિય [2]ચોકી કરીને. ૪.

અભિમાન સ્થૂળનું છોડજો,
ભાર [3]અંતરનો ધરજો;
અભાવ સર્વનો કરજો,
ગગન જોજો. ૫.

સ્થૂળ ઇંદ્રિયોમાંથી,
કહાડવું મન યુક્તિથી;
અંતરાકાશે કળાથી,
સ્થિર કરવું. ૬.

બાહ્ય સ્વભાવની જે જે વૃત્તિ,
અંદર ખેંચે થાય નિવૃત્તિ;
સ્થિર થાશે સર્વ વૃત્તિ,
અભ્યાસથી આપોઆપ. ૭.

અથવા વૃત્તિ વિહરવા દેવી,
ના પૂઠ તેની પકડવી;
અંતરમુખ દૃષ્ટિ કરવી,
સ્થાપવી પછી સ્વસ્વરૂપે. ૮.

પકડે મન વિષય જે જે,
સર્વ વિવેકે [1]વિદારજે;
તો તે અંતરે સ્થિર જાણજે,
કલ્પના—મુક્ત. ૯.

ત્યાં હૃદય—આકાશે,
હુંપણું જીવને સ્ફુરશે;
કેવળ વિવેકથી જે જોશે,
તેને માત્ર. ૧૦.

---

૧=અંતર મુખ વૃત્તિ.

૨=પહેરો ઇંદ્રિય ચોકી—ઇંદ્રિયોનો પહેરો દેખરેખ, નિયમન.

૩=સ્વસ્વરૂપનો.

૧=દોડજો.

ત્યારે તે સ્વયંભૂ સ્ફુરે,
તે ફરી સમાયે તેમાં ખરે;
જીવદશા ત્યારે ભાઇ રે,
નાશ પામે. ૧૧.

ઉગમે નહી રોકાવજો,
સિદ્ધત્વ પ્રાપ્ત નક્કી માનજો;
( તેમ ) આ સ્થિતિમાં સ્થિર થાવજો,
જીવ બ્રહ્મ ના થાય શું. ૧૨.

અંતરે પાછા તેથી ફરો,
અભ્યાસ એ રીતે કરો;
તો કલ્પનાનો ભારો,
થાય સમરસ [1]અભ્યંતરી. ૧૩.

છાડીને સ્થૂળ ગતિ,
રહે એવી અંતર સ્થિતિ;
તે કાળે અભ્યાસ પ્રવૃત્તિ,
પડે કરવી. ૧૪.

ત્યાં જે જે દશ્ય સ્ફુરે,
તે છાડી પાછો ફરે;
જ્ઞાન સ્વરૂપ નિર્ધારે,
બને પોતે. ૧૫.

દષ્ટિ, દશ્ય છાડ્યાં પછી,
જો ઉલટી ફરે પાછી;
તો દશ્ય આકાર પછી,
[2]ઉરે કેવો ? ૧૬.

[1]=અંતરમાં એટલે સ્વરૂપમાં સમરસ એટલે એક રસ સ્વરૂપમય થાય
[2]=બાકી રહે

સાકારાદિ સર્વે,
શૂન્ય બને સ્વભાવે;
ત્યાં જોવું ભાવે,
આત્મ સ્વરૂપ. ૧૭.

જેમ પ્રલય નીર [1]પૂરે,
આકાર એકે ના ઉરે;
અંત:કરણાદિ વ્યવહાર નાશે[2],
એક પણ. ૧૮.

કૂર્મ જેમ આકુંચન [3]કરે,
એથી હાથ પગ શિર ખરે;
પોતે એકલો પછી ઉરે,
અખંડિત. ૧૯.

જાણ પ્રવેશ એ રીતે,
અંતરમાં જો નિરાંતે;
તો ત્યાં એકલી એક પોતે,
ખચિત ઉરશે. ૨૦.

પોતે એક એકલો દેખ્યો,
અન્ય ત્યાં નથી પેખ્યો;
જ્ઞાન માત્રે ભર્યો પૂર્યો,
આત્મારામ. ૨૧.

ઇતિ શ્રી અભ્યાસ યોગો નામ નવમ
પ્રકરણં સંપૂર્ણમ્.

[1]=પ્રલયના પાણીની રેલમાં
[2]=રહે નહીં
[3]=કાચબો જેમ પોતાનાં હાથ પગ તેમજ માથું શરીરમાં ખેંચી લઇ એકલોજ રહે છે



# કૃષ્ણં વન્દે જગદ્ગુરુમ્

( લે૦—શ્રી સુદર્શન )

આનંદકંદ પૂર્ણતમ પુરૂષોત્તમ ભગવાન શ્રી કૃષ્ણના જેવો ધર્મમર્યાદા રક્ષક આજ સુધીમાં બીજો કોઇ થયો નથી, એમ કહેવામાં જરાય અતિશયોક્તિ થતી નથી. તેઓ સાક્ષાત્ પરમાત્માના પૂર્ણ રૂપથી લોકોના ઉદ્ધાર માટે અને સંગ્રહને માટે પ્રગટ થયા હતા! તેમનાં આદર્શ લીલા ચરિત્રો વાંચવાથી, સાંભળવાથી અને સ્મરણ કરવાથી હૃદયમા પવિત્ર ભાવનાઓની લહેરો ઉઠવા લાગે છે, મન જાગૃત અવસ્થામાં રહેતું હોવા છતાં પણ સમાધિ અવસ્થાના સુખ સાગરમાં નિમગ્ન થઈ જાય છે. તેમના અવતારનાં આ બે પ્રયોજન છે—એક તો લોકોનો ઉદ્ધાર અને બીજું લોકસંગ્રહ, જેમને ગીતાના શબ્દોમાં અધર્મ નિવૃત્તિપૂર્વક ધર્મ સંસ્થાપન અને તે માર્ગ ઉપર દુષ્કૃતોના વિનાશ-પૂર્વક સાધુઓનું પરિપાલન કહી શકાય છે. પણ એની સાથેજ, પોતાનાં આનંદમય ચરિત્રો દ્વારા તૃષિત લોકોને તૃપ્ત કરવા એ પણ તેમના અવતારનું મુખ્ય પ્રયોજન હતું.

એજ કારણ છે કે શ્રી ભગવાનની બાળલીલાઓ સૌથી વધારે હૃદયગ્રાહી થઇને માધુર્યની સીમા ઓળંગી ગઈ. તેથીજ જગતની સર્વશ્રેષ્ટ શક્તિ-શાળી વિભૂતિયો તેમના તરફ ખેંચાઈ આવી અને તેમના પ્રેમમાં વિભોર થઇને આત્મવિસ્મૃત થઈ ગઈ. એવાઓમાં સ્વર્ગીય દેવનાગ્ન્દ અને તે પછી પૂર્ણકામ અને મહાતપસ્વી ગર્ગાચાર્યજી સૌથી પ્રથમ આગળ આવ્યા. શ્રી ભગવાનના જન્મના થોડા દિવસો પછી જાણે પોતાની તપસ્યા તથા જ્ઞાનને સફલ કરવા માટે ગર્ગ ઋષિ નામકરણ કરવાને બહાને વ્રજમાં આવ્યા. નંદરાયજીએ સ્વાગત સત્કાર તથા માન સન્માનની, સાથે તેમને આવકાર્યા, તેઓ જાણતા હતા કે એ ઘણાજ આચારવાન કર્મનિષ્ટ મહાત્મા છે એટલે તેમનો પૂજાપાઠ અને રસોઇ ઇત્યાદિનો પ્રબંધ ખાસ એકાન્ત સ્થાનમાં કરી દેવામાં આવ્યો એક તરફ ગર્ગજી નિયમાનુસાર વૈશ્વદેવની વિધિથી નૈવેદ્ય અર્પણ કરવા માટે યજ્ઞ પુરૂષનું ધ્યાન કરવા લાગ્યા તો શ્રી ભગવાન સાક્ષાત્ રૂપથી પાસેનાજ ઓરડામાં બિરાજી રહ્યા હતા, ધીમે ધીમે ઘુંટણીએ ચાલી આવીને ગર્ગજીની થાળીમાંનો ભોગ આરોગવા લાગ્યા. ઋષિએ આંખો ઉઘાડી તો મહા ગુંચવણમાં પડી ગયા કે એક અસંસ્કૃત બાળકે ચોકો અભડાવ્યો! ખેર! નંદરાણીજીએ ફરીથી બધી સામગ્રી તૈયાર કરી આણી પણ પાછા તેના પણ તેજ હાલ થયા. આ ક્રમ કેટલીએ વાર ચાલ્યો, ત્યારે કંઇક ગર્ગજીને ભાન થયું કે જેની પાછળ અમે જીવન વિતાવ્યું છે તેજ તો એ છે. અસ્તુ; કેટલાક દિવસો પછી ભૂતભાવન શંકરજી કાશીપુરીથી વ્રજમાં પહોચ્યા અને નંદપોર પાસે શૃંગીનાદ બજાવ્યો નંદરાણીજી બારણે આવ્યાં અને અવધુત બાવાને પૂછ્યુ કે આપના ખપ્પરમાં શું ભિક્ષા આપવામાં આવે? બાવાએ કહ્યુ કે માત્ર તમારા લાલની દર્શન ભિક્ષાનો સવાલ છે. પરંતુ નંદરાણીજીએ સાપથી લપેટાયલા યોગીને કહ્યું કે આપનું ખપ્પર મોતીથી ભરી આપું, પણ મારા લાલને નહિ દેખાડું. કદાચ

નજર લાગી જાય તો! ઉલટે ભોળાનાથ પાછા ફર્યા. આ તો લાલને બેચેની ચઢી, ખરેખર જાણે કે નજરજ લાગી ગઈ. હવે યશોદાજી સમજ્યા કે પેલા બાવાએ કંઈક ટુચકો કર્યો છે, બાળકો દ્વારા તેમને પાછા કઢીને બોલાવી મંગાવ્યા અને બાવાજીને જોતાંજ લાલા ખડખડાટ કરીને હસી પડ્યા. ખેર! એવાજ પ્રકારની એમની મધુરી મુસકાન ઉપર આખી દુનિયા ત્યારથી જ પોતાને ન્યોછાવર કરતી ચાલી આવે છે, એટલે સુધી કે કર્કશ તર્કથી વજ્રથી પણ કઠોર બુદ્ધિવાળા મહાન વેદાન્તી મધુસુદન સ્વામી પણ વ્રજમાં જઈને એવું કહેતા થઈ ગયા કે—

अद्वैतवीथी पथिकैरुपास्या
स्वाराज्यसिंहासनलब्धदीक्षा ।
शठेन केनापि वयं हठेन
दासीकृता गोपवधूविटेन ॥

'અદ્વિતીય બ્રહ્મમાં લીન રહેનારાઓમાં પણ સર્વશ્રેષ્ઠ અને ગ્વાલણોની વચ્ચે રહેનારા એક નાદાન છોકરાએ બળાત્કારે પોતાનો દાસ બનાવી લીધો.' આ પ્રકારે ભક્તિયોગનો પ્રચાર પણ આ અવતારનું મુખ્ય પ્રયોજન હતું. જે વાત્સલ્ય આદિ રસોની ભાવનાથી સારી પેઠે થઈ શકે છે. જે બાળક પોતાની ચતુરાઈથી પત્થર જેવા કઠોર હૃદયવાળાઓને પણ પીગળાવીને પાણી પાણી કરી નાખે છે એવા આઠ દસ વરસના સુકુમાર બાળક પર ભોળીભાળી ગોપીઓનું રાજી થઈ જવું એ કંઈ બહુ આશ્ચર્યજનક નથી. તેઓ તેને પુત્ર અને બન્ધુ રૂપેજ સમજતી રહી, તે સિવાય આગળ જતાં જે વ્રજલીલાઓનો આરોપ શ્રી ભગવાન ઉપર કરવામાં આવે છે તે એક ખાસ ઉપાસના વિધિને માટેજ છે. તે ઉપાસના વિધિના અધિકારી સર્વ સાધારણ નથી, પરંતુ ભક્તિયોગની ચરમાવસ્થાએ પહોંચેલા એકાન્તવાસી અમલાત્મા સંત વિશેષજ છે.

અનુભવી રસિકોએ પણ શ્રી રાધા તત્વનો સ્પષ્ટ ઉલ્લેખ શ્રીમદ્ ભાગવતમાં નહિ હોવાનું એજ એક કારણ માન્યું છે. એટલા માટે શ્રી ભગવાનની રાસ આદિની ભાવનાના અધિકારી રસની ઉપાસના કરનારા પરમહંસજ હોઈ શકે છે, અન્ય સંસારી લોકો નહીં. એમ તો શ્રી ભગવાનની દિવ્યલીલાઓ અનેક પ્રકારની અહર્નિશ ચાલી રહી છે, તેમને માટે કોઈ ખાસ સમયનું બંધન નથી. તેમાંથીજ ભાવિક લોક કોઈ એકાદ લીલાને ઉપાસના માટે યોગ્ય સમજીને વિકસિત કરી લે છે. પણ લોકસંગ્રહાર્થ એમ માનવુંજ પડશે કે શ્રી ભગવાનનું આખું ચરિત્ર શુદ્ધ સાત્વિક તથા આદર્શભૂત હતું. જો એમ ન માનવામાં આવે તો શ્રી ભગવાનની અનેક ગીતામાં વર્ણવાયેલી ઉક્તિઓ અર્થ વગરની બની જશે. તેઓ તો અર્જુનને કહે છે કે હું તો પૂર્ણકામ છું, માત્ર લોકોમાં આદર્શ સ્થાપન કરવાને માટેજ મારા સર્વ કામ થઈ રહ્યા છે, હું જેવું કરીશ તેવુંજ અનુસરણ બીજા લોકો કરશે એટલા માટે હું પૂર્ણ પર પથમાં તલમાત્ર પણ ફેરફાર કરું તો અનેક પ્રકારનો સંકરતા દોષ મને લાગશે (૩ ૨૧) એટલે પ્રવૃત્તિ માર્ગના પ્રત્યેક પથિકને શ્રી ભગવાનનું નીચે લખેલું ચરિત્ર સદા અનુસરણ કરવા યોગ્ય છે.

જ્યારે તેમણે વ્રજમાં બાળસુલભ સર્વ લીલાઓ કરી લીધી, ત્યારેજ અગીઆર વર્ષની ઉમરમાંજ તેમણે વ્રજનો ત્યાગ કર્યો અને સાંદિપનિ મુનિના આશ્રમમાં જઈને વિદ્યાધ્યયન સમાપ્ત કર્યું. આગળ જ્યારે તેઓ ધર્મ સંસ્થાપનના પ્રસંગમાં દ્વારકામાં રહેવા લાગ્યા ત્યારે રોજ પ્રાતઃકાળમાં રાજ દર )

ળારમાં જતા સુધીમાં શાસ્ત્રીય મર્યાદાના પાલન માટે નિમ્ન પ્રકારે કાર્ય કરતા હતા—

ब्राह्मे मुहुर्ते उत्थाय वार्युपस्पृश्य माधवः।
दध्यौ प्रसन्नकरणं आत्मानं तमसः परम् ॥

શ્રી ભગવાન બ્રાહ્મમુહુર્તમાં ઉઠીને પવિત્ર જલથી હાથ મોં ધોઇને પ્રસન્ન હૃદયથી માયાતીત આત્મ સ્વરૂપનું ચિંતન કરતા હતા.

अथाप्लुतोऽम्भस्यमले यथाविधि
क्रियाकलापं परिधाय वाससी।
चकार संध्योपगमादिसत्तमो
हुतानलो ब्रह्म जजाप वाग्यतः ॥
—ભા० ૧૦।૭

પછી તેઓ વિધિપૂર્વક નિર્મલ જળમાં ડુબકી મારીને સ્નાન કરતા, ધોતી દુપટ્ટો પહેરીને શ્રદ્ધા સહિત સંધ્યા, અગ્નિહોત્ર, કરતા અને તે પછી ગાયત્રી આદિને જપ કરતા હતા. આ સર્વ સૂર્યોદયથી પહેલાંજ સમાપ્ત થઈ જતું હતું, તે પછી સૂર્યાર્ધ્ય, તર્પણ, વૃદ્ધ જનોને નમસ્કાર અને બ્રાહ્મણોનું પૂજન થતું હતું, સુંદર અલંકારોથી સજેલી ગાયોનું દાન કરતા હતા, તે પછી અનેક માંગલિક કાર્યો કરીને તેઓ દરબારમાં જતા હતા. શ્રી ભગવાને આ પ્રમાણેનાં આચરણ પોતે કરીને લોકોની સામે પૂર્ણ મર્યાદાનો માર્ગ સ્થાપિત કર્યો છે.

એટલા માટે જગદ્‌ગુરુ શ્રી ભગવાનના આ આદર્શ પ્રમાણેજ સર્વ કોઈએ ચાલવું જોઇએ. અને એજ દ્રષ્ટિથી તેમનાં પ્રત્યેક કાર્યની સંગતિ બેસાડવી જોઇએ. જો કે ભગવાન શ્રી કૃષ્ણની લીલા તથા ચરિત્ર. અલૌકિક છે તેમનું સંપૂર્ણપણે અનુકરણ તો શું તેનું જ્ઞાન પણ થવું અશક્ય છે, પણ બાળ લીલાઓ થઈ ગયા પછી જ્યારે તે સંસ્કૃત થઇને ગુરૂકુળમાં ગયા ત્યારથી લઇને તેમનાં આચરણ મનુષ્યોને તે પ્રમાણે ચાલવાને માટેજ થયાં. તેમને લોકસંગ્રહાર્થ એ વાતની સૌથી વધારે ચિંતા હતી કે—

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥
—ગી० ૩।૨૧

શ્રેષ્ઠ પુરૂષોનું જેવું ચાલચલણ હોય છે. સાધારણ લોકો તેનુંજ અનુકરણ કરે છે. (એટલા માટે) મોટાઓએ પોતાનાં આચરણ પ્રામાણિક રાખવાં પડે છે. કે જેથી લોક તેનું અનુસરણ કરે. જગતના બધાય પદાર્થોની વિશિષ્ટતા એકઠી થઈ જાય તો તે શ્રી ભગવાનની સામે સમુદ્રમાં એક ટીપા જેટલી પણ નહી હશે. જગતની સમગ્ર શક્તિ, સમગ્ર ધર્મ, સમગ્ર યશ, સમગ્ર લક્ષ્મી અને સમગ્ર જ્ઞાન વૈરાગ્ય ભગવાન શ્રી કૃષ્ણમાંજ નિવાસ કરે છે, એમની પૂર્ણતા ત્યાંથીજ થાય છે, એટલા માટે—

दुराराध्यं समाराध्य विष्णुं सर्वेश्वरेश्वरम्।
यो वृणीते मनोग्राह्यमसत्त्वात् कुमनीष्यसौ ॥

ઘણીજ મુશ્કેલીથી પ્રસન્ન થનારા, સર્વ ઇશ્વરોના પણ ઇશ્વર ભગવન વિષ્ણુની આરાધના કરતા રહીને પણ જે પ્રાણી વિષય ભોગોની કંઇક પણ ચાહના રાખે છે. તે ઘણોજ દુર્બુદ્ધિ છે, કેમકે ભગવાનની સમક્ષ વિષયોની સત્તાનો અંશ પણ રહેતો નથી. આજ પણ તે પ્રભુ જ્ઞાન વૈરાગ્ય આદિથી સમુજ્જ્વલ લોકાભિરામ તથા ધારણા ધ્યાનને માટે સર્વ પ્રકારે ઉપયુક્ત પોતાની દિવ્ય છબીની સ્મૃતિ ગીતા, ભાગવત આદિ દ્વારા સર્વની સામે પ્રગટ કરી રહ્યા છે. તેનું સ્મરણ તથા ચિંતન કરીને પોતાનું જીવન સફળ કરવું જોઇએ; એજ શ્રી કૃષ્ણનો આદેશ છે, એટલે અમારે એ આદેશ તથા તે આદેશના આપનારા પ્રતિ માથું નમાવી દેવું જોઇએ.



# ત્યાગ

(લેખક—સિકંદરરાય બાપાભાઈ દેસાઈ)

જ્ઞાની કહે છે કે હું વૈરાગીજ છું ભગવા લુગડાં પહેરવાથી નહિ, દીક્ષા લઈ અમુક સંપ્રદાયને વળગેલો એવો નહિ, કે નહિ ફક્ત થોડા વખતથી થયેલો, પણ અનાદિ કાલનો, જ્યારથી જન્મ્યો ત્યારનોજ વિરાગીજ છું એવો વિરાગ ઉદય કેમ થયો તેનું કારણ કહે છે કે રામ અથવા સર્વમાં રમી રહેનાર પરબ્રહ્મ તેમાંજ લીનતા થઈ છે, ને તે અચલ, કદાપિ ટળે નહિ તેવી થઈ છે એટલે બીજી કોઈ પણ વાત મિથ્યા છે—સર્વ વાત તેનેજ આધીન છે ને તેમાં હું સ્થીર છું એટલે બીજી વાતનો વિરાગ સ્વાભાવિકજ છે મૂળ બ્રહ્મ સ્વરૂપ કદાપી રાગ પામેલું છે નહિ, સર્વદા વિરાગીજ છે

મૂળથી વિરાગી હોવાનું કારણ એ છે કે જગ તમા જે વખતે આવવું થયું તે વખતે મારી સાથે આ શરીર વિના કાંઈ હતું નહિ, તેમ જવામાં પણ તેવુંજ થવાનું છે તો મારૂં મારૂં માની લીધેલું તો કાંઈ પણ મારૂં નથી, એ સિદ્ધ વાત છે, માટેજ જન્મ મરણની વચ્ચેનો બધો માયાનો વ્યવહાર મિથ્યા છે, સ્વપ્નવત છે, ત્રિકાલમાં સ્થીર રહે તેવો નિત્ય નથી માયાનું સ્વરૂપ કહેતાં શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કે अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत। अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना॥ માયા કેવળ વ્યક્ત મધ્યજ માની છે, કેમ કે ભૂત અને ભવિષ્યમાં ન છતાં કેવળ વર્તમાનમાંજ તેની સત્તા મનાઈ છે આમ માયા નિત્ય નથી, ને જ્ઞાની તો વિરક્તજ છે ત્યારે તેને પૂછવું જોઇએ કે તમે કદાપિ કદાપિ ચળીને માયા પર પ્રેમ કરી જાઓ તો, તે શાથી? એનો સ્વભાવ તો નિત્ય નથી, એ તો ઘડીમાં તૂટી જાય છે અને ઘડીમાં સાજી થાય છે, આવી મિથ્યા વાત પર મમતા કેમ કરો છો? તમે નિર્લેપ સ્વરૂપજ ઓળખી વિરક્ત રહો

દુનિયામાં પ્રેમ, અર્થાત્ આ, તે, એવો અહિત નિષ્ઠ પ્રેમ માણસને હેરાન કરે છે, જેવો પોતાના સ્વાર્થ પર પ્રેમ હોય છે તેવો બીજા પર નથી હોતો, પણ તેથી તરતજ ઉતરતો પત્નિ પર હોય છે પણ વિચારવાન પુરૂષો જાણે છે કે એ પણ કેવળ સ્વાર્થની સગી છે, એનેજ માટે એની પ્રજાને માટે, કાળાં ધોળાં કરવાં પડે છે, એમ એ તો માણસની પછવાડે કષ્ટરૂપ થઈ પડી છે, મહા અનર્થ કરાવનાર ભૂતની પેઠે વળગી છે આમ વિચાર કરતાં કદાચ પત્નિનો સ્વાર્થ સમજાઈ તેના ઉપર વિરાગ આવે, પણ જેણે આપણને જન્મ આપેલો અને જેના હાથમાં ઉછરેલા તેના ઉપરનો સ્નેહ કેમ તૂટે? એમાં પણ વિચાર તો સ્પષ્ટજ છે સર્વે સ્વાર્થનું સગું છે કમાઈ લાવે તો દીકરો નહિ તો પથરો એ લોક પ્રસિદ્ધ છે, તો તે સંબંધમાં પણ લપટાઈ રહેવામાં માલ નથી અહો દેવ! કેવળ નિસ્વાર્થી જણાતાં મા બાપ તે પણ સ્વાર્થ સાધે! એ ખરે ખર આખરની છેલ્લીજ ઠોકર છે! પણ તેવી ઠોકર ખાધા વિના ખરો વિરાગ થતો નથી

લખવાનું તાત્પર્ય એમ નથી કે પત્નિ, મા, બાપ, વિગેરેને ત્યજીને નાશી જાઓ, પણ એમ છે કે તેજ તમારા પરમ ધ્યેયનું સ્થાન છે, એમ જાણી ભુલાવામાં ન પડો એ બધાં માયાનાં બંધન છે તેની ઉપાસનામાં આસક્ત ન થાઓ, પણ ખરો પ્રેમપૂર્ણ પુરૂષ પરબ્રહ્મમાં બાંધો કે મોક્ષ થાય—આત્મજનોના સંબંધમાં કદી ને કદી એવો અનુભવ જરૂર થશે કે જેથી મન ચીરાઈને મરી જવાય, પણ કોઇને કહેવાય નહિ, એમ કાળજાના ભીતર એવું દાઝશે કે કાંઇ ગમે નહિ, આમ પ્રત્યક્ષ અનુભવ થઈ, વિચાર કરતાં માયાનો ખેલ નકામો જણાવાથી મન ગભરાઈ રહે ને શું સાચું તે શોધે પણ તેને કોણ બતાવે? આમ જ્યાં ભીતર દાઝ્યું ત્યાં ઓસડ કેમ લગે, અને સાચી વાત કોણ બતાવે કે જેથી એ ભીતરમાં આનંદ ઉદય પામે! મા બાપ, સગાં સંબંધીથી તો ખરો, શોધેલો

પહેલાંના મહાત્મા ગુરૂપદ, આચાર્યપદ, પુરોહિતપદ, મહંતપદ, મંડલેશ્વરપદ અને અધ્યક્ષપદને અલંકૃત કરતા હતા, તેમનામાં રાજા, મહારાજા, વીર, મહાવીર, ગ્રંથકાર, ભાષ્યકાર, સમર્થ વ્યાખ્યાતા, પ્રેરક, કથાકાર, નિસ્પૃહ રાજગુરૂ, મહાન સ્મૃતિકાર, નિષ્પક્ષ ન્યાયાધીશ, ૠષિ, મુનિ, અને સાચા સાધુ બ્રાહ્મણોનો આવિર્ભાવ થતો હતો. તે સમયે રાજા પ્રજા સર્વ તેમનું શિષ્યત્વ ગ્રહણ કરતા હતા, તે સમય ભારતવર્ષની ચતુર્વિધ ઉન્નતિનો સમય હતો. દેશમાં જ્યારથી યથાર્થ ગુરૂત્વ અને શ્રેષ્ઠ શિષ્યત્વ ઘટવા લાગ્યું, ત્યારથી સાચું જ્ઞાન અને ચરિત્ર આથમી ગયું, તેથી મનોબળ, શરીરબળ અને અંતમાં ધન જનબલ પણ ક્ષીણ થઈ ગયું.

આ સર્વ વાતો પૂર્વજોનાં ચરિત્ર તથા ભગવત્ કથા શ્રવણ કરવાથીજ માલુમ પડી. શકે છે. 'અમે કેવા હતા અને કેવા થઈ ગયા ?' એનું જ્ઞાન એને શી રીતે થવાનું જે કથાનક શ્રવણ કરતો નથી ? જે સાંભળશે તે કોઇ વાર મનન પણ કરશે, મનન પછી નિદિધ્યાસનનો વારો છે, એવું કરનારો શ્રોતા અવશ્ય લાભ મેળવશે.'અમારાથી એ પ્રમાણે ચાલી શકાતું નથી' એવું સમજીને જે અવતાર કથા તથા સંત ચરિત્રો સાંભળતા નથી તેમને કાંઈ લાભ તો થશે નહિ, ઉલટા તે પૂર્વજોની પ્રસિદ્ધ ખ્યાતિથી અજાણ્યા રહી જશે; જે જાણવાની રાષ્ટ્રિયતાને માટે અત્યંત આવશ્યકતા છે.

ભાઇઓ, વેદ, શાસ્ત્ર, સ્મૃતિ, આદિનાં ગહન તત્ત્વોને વિદ્વાન જ જાણી શકે છે, એ સર્વ તથા તેમાં થનારાં ખંડન મંડન તો પંડિતોને માટે છે. સર્વ સાધારણને માટે તો સાધુ સંતોની ઉપદેશ કથાજ લાભદાયક થઈ શકે છે, કેમ કે તેઓ શાસ્ત્રોના કઠણમાં કઠણ ભાવને સરલ દ્રષ્ટાન્તો તથા યુક્તિઓ દ્વારા સમજાવવાની કૃપા કરતા રહે છે. દુનિયામાં સાધારણ મનુષ્યોની જ સંખ્યા અધિક છે, તેમના ઉપકાર માટે સંતોએ સર્વ શાસ્ત્રોને મથીને જે તત્ત્વ કાઢયું છે તેજ સૌના કામની ચીજ છે. સંતોનો ઉપદેશ સર્વ લોકોને એટલા માટે માન્ય થઈ જાય છે કે તેઓ વિષય લોલુપતા, ચમત્કાર, સિદ્ધિ અને લોકપ્રતિષ્ઠાનો ત્યાગ કરીને શુદ્ધ જ્ઞાન, પવિત્ર ચરિત્ર, સાધુ સ્વભાવ, પ્રભુ પરાયણતા, અપ્રસિદ્ધિ અને આસુરી સંપત્તિના ત્યાગને અપનાવી રાખે છે. એવા શ્રેયઃસાધક પ્રભુપ્રેમી મહાપુરૂષ હૈય ધર્મોદ્ધારક હોઇને જગદ્ગુરૂના ગૌરવપૂર્ણ પદને સુશોભિત કરે છે. ભાઇ, એવા મહાપુરૂષના મુખથી સાંભળેલી કથા કદિ નિષ્ફળ જતી નથી, કેમકે બ્રહ્મનિષ્ઠ અને બ્રહ્મ શ્રોત્રિયના મુખથી ઉચ્ચારિત ભગવદ્ ગુણાનુવાદનું શ્રવણ અવશ્ય સફળ થાય છે. પ્રથમ બધી વાતો સાંભળવામાંજ આવે છે, પછીજ તે પ્રમાણે કાર્ય કરવાનો અવસર આવે છે. તમે એ વાતની ફિકર ન કરો કે અમે જે વાત કથામાં સાંભળીએ છીએ તે પ્રમાણે આચરણ થતું નથી. તમે તો 'અમે સત્સંગમાં અવશ્ય જતા રહીશું' એવોજ નિશ્ચય કરી રાખો, પછી તો કામ બન્યું બનાવ્યું જ છે

તે પછી મહાત્માજી કહેવા લાગ્યા—હું ઘેરથી નીકળીને એક વાર વિદ્યાભ્યાસને માટે કાશી ગયો ત્યાં એક વૈભવપૂર્ણ મઠ જોયો, જે એક મહંતના અધિકારમાં હતો; મઠમાં, કોઈ પણ ઉપભોગ સામગ્રીની કસર નહોતી, મહંતજીને ઘણા લોકો માનતા પણ હતા. તે સ્થાન તથા મંદિરના અધ્યક્ષ વૃદ્ધ હોવાને લીધે તેનો ત્યાગ કરવા ચાહતા હતા. મને તે મંદિરની અધ્યક્ષતા પ્રાપ્ત કરવાનો લોભ

થઈ આવ્યો તેથી હું ત્યાં નિત્ય જઈને ઘણીએવાર સુધી વ્રત, સાધન, ભજન, ઉપાસના આદિ કરવા લાગ્યો. એક દિવસ મને આકાશવાણી સંભળાઈ કે દેવદત્ત! આ શું? તું આ સર્વ વ્રત ઉપાસના શુદ્ર લાલસાની પૂર્તિને માટે કરી રહ્યો છે? એમ ન કર (ઉપાસના કરવાથી, ચાહે તે સ્વાર્થને કારણે જ હતી, હૃદયમાં કંઈક પવિત્રતા આવી ગઈ, તેથી હૃદયરૂપ આકાશથી આ પ્રેરણા થઈ, એજ આકાશવાણી કે દેવ પ્રેરણા હતી જે દમ્ભ નહીં કરવાની આજ્ઞા આપી રહી હતી) હું આ પ્રકાર—ની દેવવાણી સાંભળીને મારા દમ્ભપૂર્ણ વ્યવહાર ઉપર પશ્ચાતાપ કરતો વિચાર કરવા લાગ્યો—હું એક વર્ષ પર્યંત કપટ સહિત સકામ ભાવથી ઈશ્વર-ની ઉપાસના કરી પ્રભુના ઉપર સાચો પ્રેમ તથા વિશ્વાસ છોડીને લાલચમાં ફસાઈ રહ્યો, એ કેટલી શરમની વાત છે, પવિત્ર અંતઃકરણથી મેં ભગવાનની ઉપાસના ન કરી, મહત્તાની લાલસાથી સ્વાર્થી બન્યો રહ્યો.

બીજે દિવસે ત્યાં નગરના કેટલાક ભદ્ર પુરુષો જે મહંતજીના સેવક તથા મઠના ભક્ત હતા, મંદિરમાં દર્શન કરવા આવ્યા અને આપસમાં કહેવા લાગ્યા કે આ ધર્માલયની ઉન્નતિ તથા પ્રબંધને માટે કોઈ યોગ્ય પુરુષને અધ્યક્ષ સ્થાને નિયુક્ત કરીને ઉપદેશક નિમવાની આવશ્યકતા છે એવા વિચાર વિનિમય કરતા કરતા તે લોકોની દૃષ્ટિ મારા ઉપર પડી, તેમને તે સમયે હું જ સૌથી યોગ્ય જણાયો. તેથી તેમણે આવીને મને તે મંદિર તથા મઠનું અધ્યક્ષ પદ ગ્રહણ કરવાની પ્રાર્થના કરી હું મારા મનમાં વિચારવા લાગ્યો—હે પ્રભો, મેં કપટ સહિત એક વર્ષ પર્યંત આપની ઉપાસના કરી, પરંતુ ત્યારે તો કોઈએ મારા તરફ આંખ ઉઠાવીને જોયું સરખુંય નહોતું, આજ આપને હૃદય અર્પણ કર્યું અને યથાર્થ વિશ્વાસ ધારણ કર્યો, ત્યારે આ ભલા માણસોને આપે મારી પાસે મોકલીને અધ્યક્ષપદ અર્પણ કરવાની કૃપા કરી, પણ હવે હું આપના મહત્વને પીછાણી ચૂક્યો છું, તેથી મારા મનમાં હવે એ અધ્યક્ષતાની અભિલાષા રહી નથી અને તો આપની ચાહ છે, આપ સર્વ જગાએ છો, આમ વિચાર કરતો હું તે મંદિર અને મઠની બહાર નીકળી ગયો.

તે પછી હું અવન્તિકાપુરી ચાલ્યો ગયો, ત્યાં મારી પડોશમાં એક મહા પાખંડી અને ઉપદ્રવી યુવક રહેતો હતો, તેની કુપ્રવૃત્તિઓથી દુઃખિત કેટલાક ભલા મનુષ્યો સાથે હું શાન્તિ તથા પ્રેમથી સમજાવવા માટે તેની પાસે ગયો. તે અકડાઈને બોલ્યો—જાણતા નથી હું રાજાનો પ્રેમપાત્ર છું મને કોઈ પણ કહેવાની કોઈનામાં શક્તિ નથી અમારામાંના જ એકે એમ કહેવાથી કે અમે રાજા પાસે જઈને ફરિયાદ કરીશું, તે બોલ્યો—ઠીક છે, જાઓ, રાજા મારો જ પક્ષ કરશે, હું જે કરીશ તેજ તે માનશે. આખરે નિરાશ થઈને સૌ પાછા ફર્યા તે યુવકના રોજ રોજ વધતા જતા ઉપદ્રવથી ત્રાસેલા કેટલાક લોકો સાથે હું ફરી એકવાર તેને સમજાવવા જતો હતો, ત્યાં રસ્તામાં સૌએ એવી આકાશવાણી સાંભળી કે, ખબરદાર! તમે મારા ભક્ત ઉપર હસ્તાક્ષેપ ન કરતા, આમ સાંભળીને સૌ ચકિત થઈ ગયા અને કહેવા લાગ્યા—આ દુષ્ટ પ્રભુનો પ્યારો ક્યારથી? મેં કહ્યું—હું એકલો જઈને જોઈ લઉં કે સાચી વાત શું છે? મારા ત્યાં જવાથી તે યુવાને પૂછ્યું, વળી પાછું કેમ આવવું થયું? મેં કહ્યું—હું તમને એક ઉત્તમ સંદેશો સંભળાવવા આવ્યો છું, તમે પ્રભુના પ્યારા છો એવી દેવીવાણી

અમે સાંભળી છે. 'યુવકે કહ્યું—મહોદય, મને મારાં કર્તવ્યો માટે પશ્ચાતાપ થાય છે, ગઈ કાલથી મારા મનમાં પરિવર્તન થઈ ગયું છે, હું સૌની પાસે ક્ષમા માગીશ, મારી પાસે જે કાંઇ છે તે સર્વનો પ્રભુના નામ ઉપર ત્યાગ કરીશ, આમ કહીને પોતાની સર્વ સંપત્તિ ગરીબોમાં વહેંચી દઇને તે કયાંય ચાલ્યો ગયો, તે દિવસ પછી કોઈ નગરવાસીએ તેને ફરી તે નગરમાં જોયો નથી. ઘણાં વર્ષો પછી મેં તેને કાશીમાં જોયો, તે તૃણવત્ દુર્બળ હતો અને મરણોન્મુખ હતો. મને જોઇને તેણે કહ્યું—હું મારા બન્ધુ પ્રભુની પાસે જાઉં છું, તેના વિના મને ગમતું નથી, મારાં કૃત્યો પર હું પૂરેપૂરો પશ્ચાતાપ કરૂં છું. હું મારા અપરાધોનાં ફળ ભોગવવા તૈયાર છું અને એવી પ્રતિજ્ઞા કરૂં છું કે હું ફરીથી કદિ પણ એવાં કૃત્ય કરીશ નહીં.

તે પછી મેં અહિં (કાશીમા) નિયમપૂર્વક સન્યાસ ધારણ કરી લીધો, હવે હું ઘણા દિવસોથી મીઠાઈ અને ખટાશ ખાતો નથી, જોડા અને સીવેલું વસ્ત્ર પહેરતો નથી, તમાલ, તામ્બુલ આદિ પદાર્થોને અડકતો નથી. ઘેર ઘેરથી ભીક્ષા માગીને ખાઉં છું. હવે મારૂં મન તુષ્ટ અને શરીર પુષ્ટ છે, મને પ્રભુજ માત્ર ઇષ્ટ છે બાકી સર્વ દુષ્ટ છે, એમ સ્પષ્ટ કહું છું.

એક દિવસ અસ્વસ્થ દશામાં મને મીઠાઇ ખાવાની ઇચ્છા થઇ. કેટલીક વાર સુધી ધિરજ ધારણ કરી રાખ્યા છતાં પણ હું તે લાલચને રોકી શકયો નહી. એક દિવસ કહેવાથી એક ભક્તે મીઠાઇ લાવીને મને આપી, મેં તેને ત્રણવાર સુંધીને કહ્યું—અરે મનવા, તારે માટે આજ ભોગ પુરતો છે, એથી વધારે ઉપયોગ કરવો ઠીક નથી, એટલું કહીને મેં તે મીઠાઇ એક ભીખારીને આપી દીધી અને કહ્યું—અરે દુર્બલ મન, નિયમસર રાખવા માટે હું તને કલેશ પહોંચાડું છું. કોઇ વેરભાવને લીધે નહીં પણ માત્ર મિત્ર ભાવેજ તેમ કરૂં છું એમ સમજજે, તું થોડા દિવસ ધૈર્ય ધારણ કર, એક દિવસ દુઃખનો અંત આવશેજ અને તે કદિ પાછું દેખાશે નહિ.

લોકો કહે છે કે જે મનુષ્ય ચાલીસ દિવસો સુધી પૌષ્ટિક આહાર નથી લેતા તેમની બુદ્ધિ ભ્રષ્ટ થઈ જાય છે. પણ હું નથી સમજી શકતો કે એ વાતમાં કેટલું તથ્ય છે, વીસ વર્ષ પર્યંત મેં એવો આહાર લીધો છે કે જેમાં ઘી દુધ જેવા પુષ્ટ પદાર્થનું નામ પણ નહોતું, વળી એવું સુકું ભોજન પણ એકજ વાર ખાવાને મળતું હતું. હું મીઠું ખાઇને બાર વરસ સુધી સાંજનું વાળુ કરતો રહ્યો પરંતુ મારી બુદ્ધિ જરાય બગડી નથી, ઉલટી સુધરી ગઈ. ખાવા પીવાની કોઇ વાત નથી. નિશ્ચિંત જીવન અને ઉત્તમ વિચારોથી શરીર પુષ્ટ અને તેજસ્વી, થાય છે. જેમના વિચાર ઉત્તમ હશે તેજ બીજાઓ કરતાં અધિક ચિન્તારહિત હોઇ શકે છે. 'चिन्ता चिन्ता द्वयोर्मध्ये चिन्ता तु प्राणघातिनी' ની કહેવત સાચી છે. કહ્યું છે—

એક મુર્ગ દીદમ, ન પાવો ન પર।
ન અજ સિકમે માદર, ન પુસ્તેપિદર ॥
ન વર આસમાં, ન જેરે જમીં।
હમેશઃ ખુર્દ ગોસ્તે, આદમી ॥

અર્થાત્ અમે એક એવો મરઘડો જોયો છે કે જેને પગ પણ નહિં તેમજ આંખો પણ નહી, માતા પિતાથી એ પેદા પણ થયો નથી, નથી તે આકાશમાં રહેતો કે નથી પૃથ્વી ઉપર રહેતો, પરંતુ તેનામાં એટલું સામર્થ્ય છે કે તે પ્રતિદિન મનુષ્યનું માંસ ખાયા કરે છે. આ રૂપકમાં જે મરઘડાનું વર્ણન છે તે 'ચિન્તા' છે.

સંન્યાસી મહારાજે પોતાનું વ્યાખ્યાન ચાલુ રાખતા કહ્યું—નૈમિષારણ્યમાં એક વૃદ્ધ સ્ત્રીએ મારે માટે 'કપટી' શબ્દનો પ્રયોગ કર્યો હું તે સાંભળીને વિચાર કરવા લાગ્યો—ઠીક છે, વીસ વર્ષથી મને આ યથાર્થ નામથી કોઇએ નથી બોલાવ્યો, આજ આ વૃદ્ધ ડાહીમાએ સાચા નામથી બોલાવ્યો છે હું જેવો મનુષ્ય છું તેવો એ બરાબર ઓળખી ગઈ, મારૂ નામ તો એણે બરાબરજ પાડયું છે એમાં કાંઇ શંકા નથી, પણ એણે એ કેવી રીતે જાણ્યું એજ આશ્ચર્યની વાત છે તેથી મે તે વૃદ્ધ ડાહીમાને પૂછયું—આપે મારૂ નામ તો યથાર્થ કહ્યુ, પણ એ આપે કેવી રીતે જાણ્યુ કે એ નામ બરાબર છે? તેણે કહ્યુ—તું સન્યાસ ધારણ કરીને પણ આત્મચિંતન કરતો નથી, આમ તેમ ભટકયા કરે છે—

उत्तमा सहजावस्था मध्यमा ध्यानधारणा।
कनिष्ठा प्रतिमापूजा तीर्थयात्राऽधमाऽधमा॥

શું તું નથી જાણતો કે આત્મચિંતન પરાયણ સંન્યાસીને માટે ઉપાસના, ધ્યાન, પૂજા, અને તીર્થાદિ તો બહુ પહેલાની વાતો રહી જાય છે, એ તો મન્દ, કનિષ્ઠ અધિકારિયોની ચિત્ત શુદ્ધિના સાધન છે, ત્યારે તો એનાથી આગળ વધવું જોઇતું હતું, પણ નથી વધ્યો, એટલે તું 'કપટી' નહી તો કેવો છે? વૃદ્ધાના કહેવાનો પ્રભાવ મારા ઉપર ઘણોજ પડ્યો તેથીજ હવે નિશ્ચલ થઇને ભગવતી ભાગીરથીના તટવર્તી 'સિદ્ધાશ્રમ' માં કેટલોક સમય નિવાસ કરવાનો વિચાર કર્યો છે.

અગર કોઈ કહે કે આ આશ્રમથી જે તમારા સૌમાં અધિક અધમ હોય તેને બહાર કાઢી મૂકો, તો મારેજ બહાર નીકળી જવુ પડે કેમકે હું જ એવો ગયો ગુજર્યો છુ

મહાત્માજી પ્રમાણ શતાન્ત પુર સર શિક્ષાપૂર્ણ વિલક્ષણ ઉપદેશ આપીને ચૂપ થઇ ગયા. 'કાલથી આશ્રમમાં આજ સમયે 'ગીતાધર્મ' ના રહસ્યનું વિવેક સમન્વિત વિવેચન રોજ થયા કરશે' એવો નિર્ણય કરીને સંત સભા સમાપ્ત થઈ

—o—

## નામ મહિમા—

(દયારામ કૃત)

હરદમ કૃષ્ણ કહે, શ્રી કૃષ્ણ કહે તુ જીભ્યા મેરી,
યહી મતલબ કે ખાતર કરતા હુ ખુશામત તેરી —હર૦
દહી ઓર દુધ શકર, દેતા હુ હર બખ્ત તુજે,
તોભી હરરોજ હરીનામ, સુનાતી ના મુજે. હર૦
કરે ગુન ગાન ગોવિંદ કા, તુ સુખમે પરી રહે બથા,
નહિ તો એ ભેદ નિકાલુ, કરા મુખમે ચામ બથા —હર૦
ખોઇ જીંદગાની સારી, સોઇ ગુન્હા માફ તેરા
દયા પ્રિતમ ભજે મતિ નામ, આખર બખ્ત મેરા —હર૦

# કરૂણા લહરી

[ પંડિતરાજ શ્રી જગન્નાથ વિરચિતા ]

( અનુવાદકઃ—લાલજી વીરેશ્વર જાનિ )

[ અનુસંધાન ગતાંક પૃ. ૧૦૪૦ થી આગળ ]

"वपुरी दशमीश तावकं हृदयालम्बनमस्तु मे सदा ॥"

'આવું તારૂં કમનીય શરીર હે વિભો, મારા હૃદયને આલંબન આધારરૂપ હો'

હરિયાળી જમીનમાં રહ્યું,
વર વૃંદાવનમાં વિલાસતું;
મણિમંડપ મધ્ય શોભતું,
વપુ એ [1]દેવતરૂ તલે રૂડું. ૪૦.

માથે ધરેલા મયૂરપિચ્છ તથા વાળનું વર્ણનઃ—

શિખિ-પિચ્છ વિષે મણિ સ્ફુરે,
સુકુટાકુંચિત વાલ માથરે;
અતિ નીલ સુવાલની લટો,
લટકે ચારુ લલાટમાં અહો! ૪૧.

પ્રભુના મુખનું વર્ણનઃ—

[2]શરદિન્દુ—સમાન [3]આનન,
વિકસેલાં વળી લાલ લોચન;
દિસતાં કમળો સમાં રૂડાં,
અથવા પુષ્પ સમાં પલાશનાં. ૪૨.

કપોળ મંડળ—ગાલનું વર્ણનઃ—

જરી પીળું [4]કપોળ મંડળ,
પ્રતિબિંબો વહતાં સુકુન્ડલ;
મણિ—મોતી જડેલ છે કડી,
[5]કમનીયા હરિ-કાનમાં જડી. ૪૩.

૧ કલ્પવૃક્ષ નીચે. ૨ શરદ કાળનો ચંદ્રમા. ૩ મુખ. ૪ ગાલનું મંડળ કુંડળના પ્રતિબિંબથી જેના ગાલનું મંડળ જરા પીળું દેખાય છે. ૫ સુંદર-મનોહર.

ભગવાન વિષ્ણુની કંધરા ( neck ) નું વર્ણનઃ—

પૃથુ વર્તુલ ચારુ કન્ધરા,
દીપતી મૌક્તિક-માલથી મહા;
વધતી હરિ—દેહની દ્યુતિ,
અધિકી નીલગિરિ-પ્રભાથકી;
નમતો હરિ—કંઠ છે જરી,
કમલાના ઉર-સાર-ભારથી. ૪૪.

પ્રભુના કંઠનું વર્ણનઃ—

વળી કંઠ વિષે અહો ધરી,
વનમાળા ચરણાવલમ્બિની;
ઘન શ્યામ જ [1]અભ્ર રંગની,
[2]ભુજગાકાર ભુજાન્તરે પડી;
કુસુમે વનમાળ શોભતી
[3]સુષુમા હરિતણી અહો અતિ. ૪૫.

શ્રી હરિના હાથનું વર્ણનઃ—

કમનીય કરો પ્રભુ તણા,
પતિતોદ્ધારણના વ્રતે વસ્યા;
મણિ—કંકણ—કાંતિથી અહા,
કરાગ્ર અંબુજ તુલ્ય શોભતાં. ૪૬.

આંગળીઓનું વર્ણનઃ—

નવ રત્ન મઢેલ વીંટિયો,
પ્રભુની અંગુલીએ સજીઅહો;

૧ વાદળ-આકાશ ૨ સાપના જેવા આકારની લાંબી. ૩ શોભા.

+ હરતા મન ને ,,તિ હરિ,
– કરીને વેણુ—નિનાદ પ્રેમથી. ૪૭.

ઉદર ઊપરના રોમનું વર્ણન —

ઉદર—દ્યુતિને વધારતા,
લહરિ રૂપક રોમ નાભીના,
પશુપાલ—પ્રિયા—સુનેમને,
અતિ આકર્ષણરૂપ એ બને. ૪૮.

શ્રી વિષ્ણુના ઉરુ–સાથળનું તથા જાનુ ઘૂંટણનું વર્ણન

[1] કનક દ્રવ—ગૌર વસ્ત્રને,
ધરતા સુંદર ઉરુ ઊપરે,
હરિ–જાનુ પરે પરૂ દ્યુતિ,
પગના નૂપુરના મણિ તણી ૪૯.

જંઘાનું વર્ણન—

હરિ—જાંઘ અલૌકિકી અતિ
કરિયો શુક્ર ગજેન્દ્ર' સૂંઢથી,
[2] ત્રિજગત્કમનીય છબીની,
વર જંઘા તણી જોડ શોભતી ૫૦.

પગના તળિયાનું વર્ણન —

[3] કુલિશાંકુશ શંખ ચક્રના,
શુભ ચિહ્નો ધ્વજ પદ્મ આદિના,
ધરતા પ્રભુ—ચરણના તળ,
કમનીય અરુણ દ્યુતિ સહ ૫૧.

શ્રી વિષ્ણુના ચરણ યુગલનું વર્ણન.—

[4] વિધિ—શંકર—આદિ દેવના,
મુકુટોના મણિ તેજથી ભર્યા,
પ્રભુના પ્રિય પાદ યુગ્મ આ,
નખ ચંદ્રે સહુ તાપ ટાળતા. ૫૨.

કવિની અભિલાષ —

હરતા ફરતા ય માર્ગમાં,
વદતા ઉંઘી જતાંય ગેહમાં,
વપુ આવું પરેશ તાહરૂં,
હૃદયાબ્જ ભાન થાવ માહરૂં ૫૩

પ્રભુના સમગ્ર રૂપનું વર્ણન —

[1] નવ નીરદ નીલિમા—દ્યુતિ—
ધરતું સુંદર રૂપ આ અતિ,
નિગમો પણ જેમને નમે,
વસજો એ પ્રભુરૂપ [2] મન્મને,
નરકે વળી હું પડું તને,
કરુણા દૃષ્ટિથી તારજો હરે. ૫૪

પુષ્પિતાગ્રા

તવ ચરણ પડી હરિ હું માગું,
કર–દ્વય જોડી વિનમ્રતાથી યાચું
[3] નૃપતિવર કુલમાં ભલે હું જન્મું
ત પિ તને પ્રભુ લેશ હું ન ભૂલું ૫૫

શાર્દૂલ વિક્રીડિત

વાચા નિર્મળ રે સુધા સમ વહી,
જે શીખ આપી મને,
તે સ્વપ્ને પણ ના સ્મરી અરર મે,
ગર્વે કરી નિર્દયે!

+ હરતા મન મિતાંઈ હરિ } ૫ ક તરે
– કરીને વેણુ–સુનાદની કૃતિ }

૧ સોનાના રસ જેવાં પીળા વસ્ત્રને (ધારણ કરતા)
૨ ત્રણે જગતમાં સર્વથી વધારે સુંદર ૩ કુલિશ=અંકુશ
કુલિશ=વજ્ર અને અંકુશ ૪ બ્રહ્મા.

૧ નવ–નવીન વર્ષાકાળનાં નીરદ=વાદળ દ્યુતિ=
તેજ નીલિમ=આસમાની રૂપ વર્ષાકાળના વાદળો જેવું
ઘનશ્યામ સુંદર તેજ જેમનું શરીર ધારણ કરે છે તેવુ પ્રભુનું
રૂપ. ૨ મારા મનમાં ૩ મોટા તના કુળમાં

આ રીત અપરાધ લાખ કરિયા,
તોયે ગણ્યો [1]આપ્ત તેં;
તુંથી મ્હાન દયાનિધિ નથી હરે,
હુંથી ન કો [2]મત્તરે. ૫૬
જા પાતાળ વિષે જ ઇંદ્રપુરી કે,
મેરૂ શિરે તું ભલે;
પારાવાર—મહોદધિ તર ભલે,
આશા શમી ના ઉરે.
આધિ—વ્યાધિ—જરાથી પીડિત
યદિ કલ્યાણ ઇચ્છે સદા;
પીને જીવ "રસાયન [3]શ્રીહરિ",
તું મિથ્યા શ્રમે અન્યથા. ૫૭
જે છે વજ્ર સમાન [4]પાપ-ચયના,
પહાડો સદા તોડતું;
જે છે ઔષધ સિદ્ધ સદ્ય હણવા,
સંસાર વ્યાધિ તણું.
ક્રૂર—ક્લેશ સ્વરૂપ વૃક્ષ દહવા,
જે અગ્નિ રૂપે રહ્યું;
એવું નામ "શ્રીકૃષ્ણ" હાર સુખદું,
સર્વત્ર જય પામતું. ૫૮

૧ પોતાનો; સ્વજન. ૨ પ્રમત્ત; મૂર્ખ. ૩ શ્રીહરિ= "શ્રીકૃષ્ણ" નામનું રસાયન, હે જીવ, તું પીલે. ૪ પાપના ઢગલાના; પાપના સમૂહના, ચય=સમૂહ; ઢગલો.

પૃથ્વી છંદ.

વિષાલ વિષયાટવી તલ—
સુલગ્ન—દાવાનલે,
પ્રચંડ ભડકે મદીય મન,
વ્યગ્ર થૈ [1]પ્રજ્વલે;
સંપૂર્ણ વિકસીત પદ્મ સમ,
માધુરી મંદિરે,
[2]મુકુન્દ મુખ—મંદિરે, મન
[3]ચકોર મારૂં થજો. ૫૯

શિખરિણી

અહો! બેસી ગંગા-સુર નદી
તટે અંતર સુખે,
સમાધિ ધારીને, વિષમ
વિષયો છાડી ઝડપે;
મધુરી મૂર્તિમાં [4]નવ જલદ શા
શ્યામ હરિ પે,
કદા શુદ્ધાત્મા થૈ, મમ મનડું
રે મગ્ન બનશે. ૬૦

इति पंडितराज श्री जगन्नाथ विरचता
करुणा लहरी समाप्त।

૧ બળે છે. ૨ શ્રીકૃષ્ણના મુખરૂપ ચંદ્ર પ્રત્યે ૩ ચકોર પક્ષી. ૪ નવાં વાદળા જેવા ઘનશ્યામ.]



# ગીતાગૌરવ ભાગ-પાંચમામાંથી કંઈક—

**आत्मसंभाविताः स्तब्धा**
**धनमानमदान्विताः ।**
**यजन्ते नामयज्ञैस्ते**
**दम्भेनाविधिपूर्वकम् ॥ १७ ॥**

પોતાને મોટા માનનારા, અક્કડબાજ, ધન, માન અને મદમાં મસ્ત એ આસુરી લોક, દંભપૂર્વક વિધિહીન યજ્ઞો દ્વારા નામના મેળવવાને સારૂ કર્મ કરે છે.

ગી૦ ઓ૦—હે અર્જુન, જે પોતાનાજ મનથી પોતામે સર્વ વાતોમા શ્રેષ્ઠ, સન્માન્ય અને પૂજ્ય માને છે, અહંકારથી પૂજનીય વ્યક્તિઓ પ્રત્યે પણ જેઓ વિનયનો વ્યવહાર કરતા નથી, અને પોતાના ધન સપત્તિના નિશામા ચકચૂર રહે છે, એવા આસુરી સ્વભાવના મનુષ્ય, જે યજ્ઞ દાન કરે છે તે શાસ્ત્રની રીતીથી થતા નથી કારણ તેવાઓની પાસે કોઈ યોગ્ય સત્પુરૂષ તો આવતાજ નથી તેમને તો તેમની હા આ હા મેળવનાર, બગલા ભગત ધર્મની ધજા લઈ ફરનારાજ મળે છે જેઓ શાસ્ત્ર વિધિથી શૂન્ય હોય છે. તેથી તેના ફળમાં વૈગુણ્ય (ઉલટો ગુણ) થવુજ જોઈએ. એ લોક શ્રદ્ધા વગર કેવળ પાખંડથી લોકોમા વાહ વાહ કહેવડાવવાને સારૂ યજ્ઞ અને દાનના નાટક રચે છે. તેથી તેમના કર્મ તામસી હોવાને કારણે 'અધો ગચ્છન્તિ તામસા' અનુસાર તેમને નરકજ મળે છે

હ૦ પ્ર૦—મિત્રો, મારા પ્રાણોનું એ સ્વાભાવિક લક્ષણ છે કે તેઓ પોતાને સૌથી નાના સમજે છે, ભગવાનની મહત્તાનો તો કોઈ અંતજ નથી, છતાં પણ યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમાં અતિથિઓના પગ ધોવાનું કામ પોતે માથે લીધું, તેનું ફળ એ આવ્યું કે, તેમના તરફ સદાએ વાંકી નજરે જોનારા મોટા મોટા આસુરી સંપત્તિવાળીઓએ પણ ભગવાનનેજ અગ્રપૂજાને યોગ્ય માન્યા (શિશુપાળનો વિરોધ બીજી દ્દષ્ટિથી હતો, કારણ કે એક રીતે તેના હાથમાં આવેલી રૂકિમણીનું શ્રી કૃષ્ણે હરણ કરેલુ હતુ) તે સમયે શિશુપાળે જબરદસ્તીથી મોટા બનવાની ઇચ્છા કરી ત્યારે તેનું અસ્તીત્વજ મટી ગયું. મતલબ એ છે કે—તમે સન્માનને યોગ્ય જેઓ હોય તેમનું સન્માન તો કરોજ, પણ તમારાથી નાનાને પણ જેટલું માન આપશો તેટલુંજ તમારૂં માન અધિક વધશે. જે પોતાને સર્વથી મોટો સમજે છે. તે સર્વથી નીચો પડવાનીજ અજાણપણે કોશિષ કરે છે. તમે સારાં કામ કરશો તો આપોઆપજ કીર્તિ અને સન્માન મળશે. જેમ ફળ લોભેલું વૃક્ષ નમેલું રહે છે તેમજ તમારામાં સદ્‌ગુણ હશે તો તમે આપોઆપજ નમી જશો અને સદ્‌ગુણ નહીં હોય તો ઠુંઠા ઝાડના જેવા અક્કડ રહેશો. આસુરી લોકનાં એજ ચિન્હ હોય છે કે, તેઓ ઉદ્ધત અને અક્કડબાજ હોય છે, તેમનામાં ક્ષમા, દયા તથા નમ્રતા હોતી નથી આમ તેમથી ઉતરપંડી કરીને ધન ભેગું કરવાથી તેઓ જાતે પોતેજ ઉભરાઈ બહાર ડહોળાઈ જાય છે. ગોસ્વામીજી કહે છે કે—

> છુદ્ર નદી ભરિ ચલી ઉતરાઈ।
> જસ થોરે ધન ખલ બૌરાઈ॥

ચોમાસામાં નાનાં નાનાં નદી નાળાં વરસાદ થતાજ ઉભરાઈ જાય છે, પણ વરસાદ બંધ થયા પછી એક બે દિવસમાં તો તેમનામાંથી આચમન કરવા જેટલું પણ પાણી મળતું નથી. અને મોટી મોટી ગંગા યમુના આદિ નદીઓ કે તેમા સદાએ પાણી રહે છે તેજ પ્રમાણે નીચ આદમી કે કુ અવસર અનુચિત રીતે ઘણું ધન મેળવીને તેના મદ

અહંકારમાં આવી જાય છે. પરંતુ જે ખાનદાન મનુષ્ય હોય છે તેઓ અમીર હોય કે ગરીબ હોય પણ તેમનામાં ધીરજ, નમ્રતા સભ્યતા અને સદાચાર રહેવાનાંજ. નીચ લોક તેનાથી વિપરીત સદા નાચરંગ, સિનેમા અને ખાનપાનમાં મસ્ત રહીને સર્વ લોક ઉપર પોતાનો પ્રભાવ જમાવીને પોતાને લોકો 'નગર શેઠ' કહે એવી ઇચ્છા રાખે છે. અને તેમ કરતાં જ્યાં તીજોરીનું તળિયું આવ્યું તો પછી હોટેલોમાં માખીઓ મારતા રહે છે. તમે બીજા બધા નિશા વખતે જીરવી શકો ( અગર તેનાથી જો નુકશાન થાય તો તમને એકલાને જ થાય ) પણ ધનનો નિશો જીરવી શકાતો નથી. એ ચારે તરફ ફેલાઈને ઘણા ઘણા ઉપદ્રવો ઉભા કરે છે. કવિ બિહારીલાલે કહ્યું છે કે–

કનક કનક તે સૌ ગુની, માદકતા અધિકાય ।
યહ ખાયે બૌરાત હૈ, વહ પાયે બૌરાય ॥

કનક ( ધંતુરો ) થી વધતી કનક ( સોનુ ) ની માદકતા છે. પહેલાના તો ખાવાથીજ ગાંડપણુ થાય છે, પણુ બીજાના તો મળવાથીજ ગાંડાપણુ થઈ જાય છે. વાત એવી છે કે આજકાલ ધન ઉપાર્જનના ઉપાયજ બહુ દુષિત થઈ ગયા છે. પહેલાં પોતાના વર્ણને અનુસરીનેજ સર્વ લોક જીવન નિર્વાહ કરતા હતા. અને ધન એકઠું થતાં તેના વિતરણના અનેક ( યજ્ઞ યાગાદિ ) માર્ગ હતા, તેથી ધનની માદકતા એટલી વધતી નહોતી પણ હવે તો સર્વને પોતાની પાશમાં બાંધતું તૃષ્ણાનું દાસત્વ નવાનવા ઉપાયોથી ધનપતિ થવાની ફરજ પાડે છે. બીજાના રોજગાર તૂટી જાય છે કે ગરીબોના મ્હોનો કોળિયો છિનવાઇ જાય છે, તેની પરવાહ રહેતી નથી. અગર જો આ યાંત્રિક કારખાનાંઓ પણ કોઇ શાસ્ત્રીય મર્યાદાથી ચલાવવામાં આવ્યાં હોત—એટલે કે, કાપડની મીલો વણકરોનીજ વ્યવસ્થામાં હોત, તેલની મીલોના માલિક તેલીજ હોત, બૂટના કારખાનાં ચમારોનાજ હોત, ખાંડનાં કારખાનાં ખેડૂતોની માલીકીમાં હોત, દરેક તેરોનાં હરેક કામ કારીગરોના હાથમાં હોત અને કોલેજ વિશ્વવિદ્યાલયોમાં બ્રાહ્મણોજ ભણાવતા હોત તો કળજુગનો રોગ આટલો ન વ્યાપત. શાસ્ત્રીય પદ્ધતીને જો માનીએ તો "મિલ્સ ઍ હાઉસ" માં વેચવા બેઠેલા પંડિતજીને ચમાર તથા કાપડની મીલ સાથે સંબંધવાળા સર્વ વ્યક્તિઓને વણકરજ કહેવા જોઇએ. પણ એ બધું થાય ક્યારે ? જ્યારે 'વર્ણાશ્રમ વ્યવસ્થાપક' ક્ષત્રિય રાજા હોય ત્યારે. આ કુળ કર્મસાંકર્યને કારણે આપણી ધાર્મિક રાજ સત્તા નષ્ટ જ થઈ જવાની અને એ પ્રકારે દુર્નીતિથી સંચિત કરેલું ધન અધોગતિ, અશાંતિને માર્ગેજ ખેંચી જવાનું, તથા એ રીતે આસુરી સંપત્તિના સામ્રાજ્ય વિસ્તારને સુનેરી તક સાંપડી ગઈ છે, પરિણામે—

अपूज्या यत्र पूज्यन्ते पूज्यानां च व्यतिक्रमः ।
त्रीणि तत्र भविष्यन्ति दुर्भिक्षं मरणं भयम् ॥

જે કામને સારૂ જે યોગ્ય છે તેને હટાવીને તે કામ અયોગ્ય પાસેથી લેવાથી દુષ્કાળ, જુદા જુદા પ્રકારના રોગ તથા લડાઈ ઝઘડા થવાજ જોઇએ. એવા ધન સન્માનમા ડૂબેલા લોકોને પાત્રાપાત્રનો કાંઈ વિવેક તો રહેતો જ નથી. જ્યારે જુવે છે કે, લોકોમાં નિંદા થાય છે, લોકોમાં અસંતોષની માત્રા હદથી વધી ગએલી છે ત્યારે આબરૂ રાખવાને સારૂ કોઈ ધર્મ કર્મનો ઢોંગ રચવાની તૈયારી થાય છે. તેનો વ્યય પોતાની મૂડીમાંથી તો થતોજ નથી, પરંતુ ગ્રાહકો પાસેથી લેવાતી કીમત સાથે એક પ્રકારના કરના રૂપમાંજ છેતરપંડીથી એવાં ફંડ એકઠાં થાય છે અને એ દ્રવ્યનો ઉપયોગ 'પુન્ય ખાતે' થાય છે. થોડા દેવતા સળગાવી તેમાંથી ધૂણી કહાડી બનાવટી યજ્ઞ કરીને હજાર બ્રાહ્મણોને નોતરાં આપવામાં આવે છે, પછીનું દૃશ્ય તો જોવા જેવું બને છે. સમાજની વિષમ અવસ્થાથી થએલા દીન હીન લોકો એક ઉપર એક ઘેટાની પેઠે તૂટી પડે છે, અપમાન થાય છે, અને કદી તીરસ્કાર અને મારામારીના પ્રસંગ પણ ઉભા

બળથી દૈત્યોને સુરક્ષિત રાખેલા હતા, તો પણ સમર્થ વિશ્વરૂપે પોતાની વિદ્યાના પ્રભાવથી તેમની સર્વ સંપત્તિ છિનવી લઈને તે ઈન્દ્રને અપાવી દીધી.

થોડા દિવસ પછી દેવતાઓની સાથેનો વિશ્વરૂપનો સંબંધ વિકૃત રૂપથી તૂટી ગયો. વિશ્વરૂપના પિતા તો આદિત્ય ત્વષ્ટા હતા પણ માતા દૈત્યકુળની હતી, તેથી વિશ્વરૂપ સ્નેહવશ થઈ ગુપ્ત રીતે દૈત્યોને પણ યજ્ઞભાગ આપ્યા કરતા હતા. ઇન્દ્રને ખબર પડી કે એ રીતે તેઓ પોતાનો અપકાર અને ધર્મને નામે કપટ કરે છે, વખતે તેઓ દૈત્યોનું બળ વધારીને હમારો નાશ પણ કરી દે. એવો વિચાર કરીને ઇન્દ્રે વિશ્વરૂપનો શિરચ્છેદ કરાવી દીધો. એ રીતે વિશ્વરૂપનું મૃત્યુ થયા પછી તેમના પિતા ત્વષ્ટાને ઘણોજ ક્રોધ ચડયો અને તેમણે તેનો બદલો ઇન્દ્રને આપવાનો નિશ્ચય કર્યો અને—

"इन्द्रशत्रुर्विवर्धस्व स्वाहा" 'ઇન્દ્રશત્રુની અભિવૃદ્ધિ થાઓ' એ મંત્રથી તેમણે યજ્ઞ કર્યો, પણ 'ઇન્દ્રશત્રુ' શબ્દ બોલવામાં સ્વર ઉપર ધ્યાન રાખ્યું નહીં. તેના ઉચ્ચારણથી એ અર્થ નિકળતો હતો કે 'ઇંદ્ર જે શત્રુ છે તેની' નહી કે 'ઇંદ્રના શત્રુની' બસ થોડીજ વારમાં યજ્ઞ કુંડમાંથી મહા ભયાનક વૃત્ર નામક રાક્ષસ પેદા થયો અને અંતમાં મંત્રના અર્થ અનુસાર તે ઇંદ્ર દ્વારા મરાયો. એક જરા જેટલી ત્રુટી થઈ જવાથી યજ્ઞ કર્મમાં કેટલો અનર્થ થાય છે તેનું નિદર્શન વૃત્રાસુર વધ છે. આ ઘોર કળીકાળમાં તો યજ્ઞની અનેક સાધન-સામગ્રીઓ દૂષિત થઇ ગએલી છે. ઘીને બદલે જે આ આસુરી લોકોએ 'વનસ્પતિ ઘી' બનાવેલું છે તેમાં કાસ્ટિક સોડા, ગિલટ ધાતુની ધૂણી તથા કદી કદી માછલીનું તેલ નાખવામાં આવે છે. એવી ચીજોથી તથા અજ્ઞાનમૂલક વિધિઓ દ્વારા જે દેવકાર્ય કે પિતૃકાર્ય થાય તેનાથી દેવ કે પિતર કદાપિ તૃપ્ત થવાના નથી બલ્કે રાક્ષસ અને પિશાચજ તૃપ્ત થવાના, યજ્ઞાદિ કર્મોમાં શાસ્ત્રોક્ત વિધિને પૂરેપૂરી રીતે માનવી જોઇએ, ત્યારેજ તેનું યથાર્થ ફળ થાય. પરંતુ ઉપરનો દેખાવ કરી કેવળ વાહવાહને સારૂ જે લોક એવાં કર્મ કરે છે તેમાં ઘણીએ ત્રુટિઓ રહી જાય છે. જ્યારે માત્ર સ્વરના અપરાધથી યજમાન વૃત્ર માર્યો ગયો ત્યારે વિધિહીન તામસ યજ્ઞ કરનારાની એટલી દુર્ગતી થાય કે તેનું કાંઇ ઠેકાણુંજ ન રહે. લોકોમાં નામના થાય એ ઇરાદેથી શર્માશર્મી પૂજા કરવી એ તામસી પૂજા છે એનું કોઈ ફળ થતું નથી. ચતુર લોક જેમ નકલી વાછરડું બતાવી ગાયનું દૂધ દોહી લે છે તેમજ આસુરી સ્વભાવના લોક અનેક આશાઓ રાખીને યજ્ઞાદિ નામનું બહાનું બતાવી અનેક લોકોને લૂટે છે. એવા યજ્ઞોનેજ ભગવાન નામ માત્રના યજ્ઞ કહે છે. એજ પ્રમાણે આસુરી લોકોનાં, તેમનાં કહેવાતાં બીજા સત્કર્મોના સંબંધમાં સમજી લેવું.

અહીં સુધી ભગવાને આસુરી લોકોના ધર્મનાં બહિરંગ સાધનોની અયથાર્થતા, નિરર્થકતા બતાવી. દાન, યજ્ઞ આદિ બહિરંગ સાધનોની સફળતાનું કારણ જે ભાવ શુદ્ધિ છે, તે તે લોકોમાં હોતી નથી. ભાવ શુદ્ધિનો હેતુ જે વિવેક, વૈરાગ્ય અને પ્રભુ ભક્તિ, આ અંતરંગ સાધનોનો પણ આસુરી લોકોમાં અભાવજ હોય છે. તેનું નિરૂપણ કરતાં અને આસુરી સંપત્તિનો ઉપસંહાર કરતાં ભગવાને જે કહ્યું છે તેને માટે ગીતાગૌરવ ભાગ-પાંચમો છપાઈ રહ્યો છે. તેમાં જોઈ લેવું.



# વામમાર્ગ.

( લે૦—શ્રીમત્ સ્વામી જ્ઞાનાનન્દજી સરસ્વતીનાઉ પદેશ )

( અનુવાદક અને પ્રેષક—જયકૃષ્ણ શાસ્ત્રી કાવ્યતીર્થ )

सर्वेभ्यश्चोत्तमा वेदा वेदेभ्यो वैष्णवं परम्।
वैष्णवादुत्तमं शैवं शैवाद्दक्षिणमुत्तमम्॥
दक्षिणादुत्तमं वामं वामात् सिद्धान्तमुत्तमम्।
सिद्धान्तादुत्तमं कौलं कौलात्परतरं नहि॥

कु० तन्त्र।

સર્વોત્તમ ઉપાસના વેદ છે અર્થાત્ વૈદિક કર્મકાંડ રૂપ ઉપાસના સર્વશ્રેષ્ઠ છે પણ સાધારણ મનુષ્યને વેદ—વૈદિક કર્મકાંડ બોધગમ્ય ન હોવાથી વૈદિક કર્મકાંડ ઉપાસનામાં બધાનો અધિકાર નથી, તેથી અલ્પજ્ઞ મનુષ્ય માટે વિષ્ણુ ઉપાસના ઉત્તમ છે ચિતિશક્તિનું દર્શન કરવું વા ચેતન સ્વરૂપ આત્માજ ખંડ પ્રાણ અને મહાપ્રાણરૂપમાં અથવા જીવ અને ઈશ્વર રૂપમાં રહેલ છે, તેનો અનુભવ કરવો એજ વિષ્ણુ ઉપાસના છે વા વિષ્ણુની સામે બેસવું છે પ્રાણ કે વિષ્ણુ એકજ છે પ્રાણનો ધર્મ ચેતનમય થવું, આર્દ્ર થવું, ભક્તિગદ્ગદ થવું, એ છે તેથી વિષ્ણુ ઉપાસના ભક્તિપ્રધાન છે જો કે જ્ઞાન, ભક્તિ અને કર્મનો સમન્વય ન કરવાથી આત્મલાભ થતો નથી, તો પણ વિષ્ણુ ઉપાસનામા જ્ઞાનકર્મ કાંઈક ગૌણ અને ભક્તિ મુખ્ય છે વિષ્ણુ ઉપાસનાથી શિવ ઉપાસના ઉત્તમ છે કેમકે, અમંગલ, અકલ્યાણ, દુઃખ, શોક, અને તાપરહિત થવું, એજ શિવ ઉપાસના છે અર્થાત્ જ્યારે તમારા જ્ઞાનમા દુઃખ, શોક, તાપ, વગેરે નહિ રહે અને કેવળ કલ્યાણ કલ્યાણનોજ અનુભવ થતો રહેશે, ત્યારે તમારી શિવ ઉપાસના થાય છે, એમ જાણશો. અકલ્યાણનો ત્યાગ કરી કલ્યાણના સંનિધ્યને પ્રાપ્ત કરવું, એજ શિવ ઉપાસના છે જ્ઞાન વા શંકર એકજ છે, તેથી શિવ ઉપાસના જ્ઞાનપ્રધાન છે ભક્તિ અને કર્મ ગૌણ છે શિવ ઉપાસનાથી દક્ષિણ ઉપાસના શ્રેષ્ઠ છે કારણ કે દક્ષિણામૂર્તિનો અર્થ ગુરૂ વા જ્ઞાન છે આત્મા વા ઈશ્વરને પોતાના બોધ—જ્ઞાનરૂપમા જાણવો કે પ્રાપ્ત કરવો એજ દક્ષિણ ઉપાસના છે દક્ષિણ ઉપાસનાથી વામ ઉપાસના ઉત્તમ છે કેમકે, વામ શબ્દનો અર્થ પરમ સુંદર વામમાર્ગનો સત્ય અર્થ અહોરાત્ર્ય દ્વારા શોભાયમાન પથ મહર્ષિ યાજ્ઞવલ્કયે ઈશાવાસ્ય ઉપનિષદ્‌ના છેલ્લા મન્ત્રમા "સુપથા" કહીને આ વામ માર્ગનોજ નિર્દેશ કર્યો છે સાધારણ માણસની સમજણ માટે ઉક્ત મન્ત્ર અને તેનો અર્થ નીચે સંનિવેશિત કરૂં છું

अग्ने नय सुपथा रायऽस्मान्
विश्वानि देव वयुनानि विद्वान्।
युयोध्यस्मज्जुहुराणमेनो
भूयिष्ठान्ते नम उक्ति विधेम॥

હે કર્મમય વૈશ્વાનર ! હે યજ્ઞહવ્યના વાહન ! આશ્રમ ધર્મના નિત્યકેન્દ્ર અગ્નિ ! તમે અમ લોકોને પુનરાવર્તન રહિત અહોરાત્ર્યમા શોભાયમાન પથમાં બ્રહ્મ સારૂપ્યમા લઈ ચાલો હે દેવતા ! હે પરમાત્મન્ ! તમે કર્મ અને જ્ઞાન બન્નેના જ્ઞાતા છો કારણ કે જ્ઞાન અને કર્મ બન્ને તમારૂં સ્વરૂપ છે તમે ઉભય લિંગ પરમાત્માનીજ મૂર્તિ છો. તમે

અમોને તમે તમારા ચિન્મય વિશ્વરૂપને અચેતન, મિથ્યામય, જગત્માત્ર રૂપમાં દર્શન કરવારૂપ વંચનામય અને કુટિલ દ્રષ્ટિમય સકલ પાપોથી અમોને મુક્ત કરો. અમારાં બધાં પાપો નાશ કરો. પુનઃ પુનઃ તમોને પ્રણામ હો.

અરે ! વામ માર્ગનો અર્થ વ્યભિચાર નથી, ઐચ્છિક આહાર વિહાર નથી, પણ પરમ સુંદરતામાં મુગ્ધ થઈ જવું પડે છે. જે ઉપાસના બ્રહ્મનું શક્તિના તરફથી દર્શન કરાવે છે, અર્થાત્ જે ઉપાસના દ્વારા બ્રહ્મમહીમા, બ્રહ્મશક્તિ અને બ્રહ્મ ઐશ્વર્યાદિનો અનુભવ થતો રહે છે, તેમજ પોતાની સત્તા રાખી શકાતી નથી પણ કેવળ અર્ધ નારીશ્વરનો વામ ભાગ વા શક્તિ ભાગનોજ અનુભવ થતો રહે છે, તેજ ઉપાસના વા પથનું નામ વામ માર્ગ છે.

આ વામ ઉપાસનામાં ઉત્તીર્ણ એક માત્ર શંકર જ છે, કેમકે બ્રહ્મૈશ્વર્ય વા બ્રહ્મવિદ્યા ઉમા તેના સદા અંકમાં રહેલાં છે, પરન્તુ બિન્દુમાત્ર કામનો ગન્ધ પણ નથી. મહર્ષિ વ્યાસ આ વામદેવનું વર્ણન કરતાં બોલ્યા છે કે:—

गौरीनिरन્तरविभूषितवामभागं
नारायणप्रियमनङ्गमदापहारम् ।

અર્થાત ગૌરી વા પરમ સુંદરી કે સમસ્ત રૂપ જેના રૂપની ચિનગારી માત્ર છે. એવી જે સમષ્ટિ રૂપ ભગવતીથી નિરન્તર જેનો વામ ભાગ વિભૂષિત છે, છતાં પણ નારાયણ પ્રિય એવા તેને કામદેવની શક્તિ થોડી પણ જેને ચલાયમાન કરી શકતી નથી, કામ જ્યાં ભસ્મીભૂત થઈ જાય છે, એવો જે બ્રહ્મલગ્ન પુરુષ તેને વામદેવ જાણવો.

વામમાર્ગમાં અધિકારી કોણ છે, તે મેરુ તન્ત્રમાંથી થોડું સંભળાવું છું.

परद्रव्येषु योऽन्धश्च परस्त्रीषु नपुंसकः ।
परापवादे यो मूकः सर्वदा विजितेन्द्रियः ॥ १ ॥
तस्यैव ब्राह्मणस्यात्र वामे स्यादधिकारिता ।
अयं सर्वोत्तमो धर्मः शिवोक्तः सर्वसिद्धिदः ॥
जितेन्द्रियस्य सुलभो नान्यस्यानन्तजन्मभिः ।

જે પર દ્રવ્યમાં અન્ધ છે, અર્થાત્ પારકાના દ્રવ્ય તરફ જે જોતો નથી, અને બીજાની સ્રીમાં પોતાને નપુંસક માને છે. તેમજ બીજાનું ખરાબ બોલવામાં જે મૂંગો છે અને સર્વદા જિતેન્દ્રિય છે તેજ બ્રાહ્મણ આ વામ માર્ગનો અધિકારી છે.

આ સર્વોત્તમ ધર્મ શિવનો કહેલો સર્વ સિદ્ધિ આપનાર છે તે જીતેન્દ્રિય પુરૂષને સુલભ છે અને બીજાને અનન્ત જન્મે પણ સહેલો નથી.

તમે બીજી રીતે વામ માર્ગને દેવયાન માર્ગ કહી શકો છો. વામ માર્ગથી સિદ્ધાન્ત વા વેદાન્ત ઉત્તમ છે. અન્ય તન્ત્ર પણ કહે છે કે—उत्तमो ब्रह्मसद्भावः અર્થાત્ अहं ब्रह्मास्मि—"હું જ બ્રહ્મ છું" આ પ્રકારના જ્ઞાનમાં સ્થિર થઈ જવું એજ ઉત્તમ ઉપાસના છે. પણ આ વેદાન્ત ઉપાસના વા બ્રહ્મસદ્ભાવ કેવળ જ્ઞાની માટેજ બતાવવામાં આવેલ છે. આ કેવળ સંન્યાસીનેજ કરવા યોગ્ય છે. સંસારીને માટે આ અતિશય કઠિન છે. સિદ્ધાન્તથી કૌલ ઉત્તમ છે. કારણ કે કૌલજ્ઞાન પ્રાપ્ત થવાથી ઈશ્વર અને પરબ્રહ્મ બન્નેનો પ્રકાશ થાય છે. પરબ્રહ્મ પરમાત્મા અને ઈશ્વર એકજ છે. બ્રહ્મ છોડીને કોઈ કે કાંઈ નથી એમાં કોઈ પ્રકારનો સંશય રહેતો નથી. ઉક્ત કૌલજ્ઞાન પ્રાપ્ત થવાથી મનુષ્ય વેદાન્તના सर्वं खल्विदं ब्रह्म એ મહામન્ત્રનો દ્રષ્ટા થાય છે, ઋષી થાય છે.

કુલ અર્થાત્ કિનારો, અકુલ અર્થાત્ સમુદ્ર, કુલ—શક્તિ—સગુણ બ્રહ્મ કે ઈશ્વર છે. અકુલ-

શિવ કે પરબ્રહ્મ—પરમાત્મા છે એમ સમુદ્રના કિનારા પાસે જવાથી કાંઠો અને સમુદ્ર બન્નેને જાણી શકાય છે, તેજ રીતે કૌલજ્ઞાન થવાથી પર બ્રહ્મ પરમાત્મા અને સગુણ બ્રહ્મ બન્નેને જાણી શકાય છે. કારણ કે સગુણ બ્રહ્મજ નિર્ગુણ બ્રહ્મને જાણે છે. અન્ય કોઈ જાણી શકતું નથી तद् ब्रह्म वेदते ब्रह्मयोनिम् ( श्वे० उ० ) તેથીજ સગુણ બ્રહ્મના સ્થાનમા જવાથી અર્થાત્ સગુણ બ્રહ્મનું સારૂપ્ય પ્રાપ્ત કરવાથી—સગુણ બ્રહ્મ વા ઈશ્વર થવાથી પર બ્રહ્મ પરમાત્માને જાણી શકાય છે

સાધકગણ ! વધારે સમય વિલંબ ન કરતા આગળ ધાઓ. તમારે મસ્તકે પરમ ગુરુનો અભયકર સ્થાપિત હો તમે વૈકો કૌલજ્ઞાન પ્રાપ્ત કરો અર્થાત્ કુલ—શક્તિ કે ઈશ્વર, અને અકુલ—શિવ કે બ્રહ્મને એકજ બોલીને ઓળખી લ્યો તેમજ પાછળ રહેલા બધા ભાઈઓને પથપ્રદર્શન કરો

कुलं शक्तिरिति प्रोक्तमकुलं शिव उच्यते ।
कुलेऽकुलस्य सम्बन्धः कौलमित्यभिधीयते ॥

—कु० तन्त्रम्

કુલ એટલે શક્તિ અને અકુલ એટલે શિવ કહેવાય છે કુલમા અકુલના સંબન્ધને કૌલ કહેવામાં આવે છે

સાંભળો સાધકો ! આ જે વિષ્ણુ ઉપાસના અને શિવ ઉપાસના વિગેરે કહી જુદી નથી. આ સાધનાનો સ્તર વા ક્રમ છે પહેલી વિષ્ણુ ઉપાસના અર્થાત્ ચેતન વા પ્રાણ ઉપાસના છે તે પછી શિવ ઉપાસના અર્થાત્ ઉક્ત વિષ્ણુ વા પ્રાણને પરમ કલ્યાણ સ્વરૂપ મહેશ્વરરૂપમા જાણવો પછી દક્ષિણામૂર્તિ વા ગુરૂની ઉપાસના છે અર્થાત્ ઉક્ત પરમ કલ્યાણ સ્વરૂપ મહેશ્વરને પોતાના જ્ઞાન-બોધરૂપે જાણવો પછી વામ ઉપાસના અર્થાત્ ઉક્ત ગુરૂ જે પરમસુન્દર, સમસ્ત રૂપ, સમસ્ત સુંદરતા એ મારા ગુરુનીજ વા જ્ઞાનનીજ છે એમ જાણવું, પછી બધાનો પોતામા બોધ કરવો અર્થાત્ બધા નામ, બધા રૂપો, બધી શક્તિ, ઇત્યાદિ મારાજ છે એ જ્ઞાન પ્રાપ્ત કરીને ગ્રહણ અને ત્યાગના અભાવજન્ય કર્મથી મુક્ત થઇ "હું જ બ્રહ્મ" એ જ્ઞાનમાં શાન્ત થઈ જવુ એજ સિદ્ધાન્ત વા વેદાન્ત ઉપાસના છે ઉક્ત સિદ્ધાન્ત વા વેદાન્ત ઉપાસનાની પાકી અવસ્થા અર્થાત્ "હું જ બ્રહ્મ છુ" એ જ્ઞાનમા અવિશ્વાસ અને સંશય રહિત થઈ હું બ્રહ્મ છું એ જાણીને, માનીને બ્રહ્મ થઈ જવુ એજ કૌલ જ્ઞાન છે સગુણબ્રહ્મ વા ઈશ્વરજ કૌલજ્ઞાની પુરૂષ છે

नमः परम ऋषिभ्यो नमः परम ऋषिभ्यः ॥

# આત્માનુભવ

( લેખક—શિકારરાય બાલાભાઈ દેસાઈ. )

આ વિશ્વમા પાંચ પ્રકારની ભ્રાંતિ છે, જીવ તથા ઈશ્વર ભિન્ન છે આ પહેલી ભ્રાંતિ, કર્તા ભોક્તા પણ વસ્તુતાએ આત્મામા રહ્યુ છે આ બીજી ભ્રાંતિ, આત્મા ત્રણ શરીરોના સંયોગથી સંગી છે આ ત્રીજી ભ્રાંતિ, જગતનું કારણ બ્રહ્મ વિકારી છે આ ચોથી ભ્રાંતિ અને કારણથી ભિન્ન જગત્ સત્ય છે આ પાંચમી ભ્રાંતિ છે બિંબ અને પ્રતિબિંબના દર્શન વડે ઈશ્વરના અને જીવના ભેદની ભ્રાંતિ દૂર

થઈ, રક્ત સ્ફૂટિકના દર્શન વડે આત્માના વાસ્તવિક કર્તા લોકતાપણાના ભ્રમની નિવૃત્તિ થઈ, ઘટાકાશના તથા મહાકાશના દર્શન વડે આત્માના સંગીપણાની ભ્રાંતિ નાશ પામી, કનકના અલંકારો જોવાથી કારણના વિકારીપણાની ભ્રાંતિ નિવૃત્ત થઈ, અને રજ્જુ સર્પના દર્શનથી કારણથી ભિન્ન જગતના સત્યપણાનો ભ્રમ મટી ગયો. "હું બ્રહ્મ છું, અને જે કાંઈ આ દેખાય છે તે ગંધર્વનગર જેવું વા મૃગજલ જેવું મિથ્યા છે" એમ ભાવના કરો. "જગત્ મિથ્યા છે" એવી ભાવનાથી ચિત્ત ક્ષય પામી સામાન્ય ચૈતન્ય સત્તાની પ્રાપ્તિ થાય છે, અર્થાત્ સહજાકાશનો અનુભવ થાય છે. ચિત્ત વાસનારહિત સ્થિર થાય તે ધ્યાન, ને અંતઃકરણમાં શીતલતા રહે તે સમાધિ છે. "હું કર્તા છું" એવી ઘન વાસના સર્વ દુઃખ આપનારી છે તેથી તે વાસનાને ક્રમાત જતી કરવી. અંતઃકરણમાં શીતલતા હોય તો જગત્ શીતલ જણાય છે, અને અંતઃકરણ તૃષ્ણાથી તપતું હોય તો જગત્ દાવાનલ જેવું જણાય છે. જે આત્મામાંજ પ્રીતિવાળો છે, અને કર્મેન્દ્રિયો વડે ક્રિયા કરે છે, પણ હર્ષ શોકને વશ થતો નથી તે સમાહિત કહેવાય છે. સર્વ ભૂતોને પોતાના જેવાં જુએ, પર દ્રવ્યોને માટીના ઢેફા સમાન જાણે, ને જેને સ્વભાવથીજ ભયાદિ નથી તે જ્ઞાની છે. જ્ઞાની જનોનાં મન, હાથી જેમ ગાયના પગલાના જલમાં ડુબી જાય નહિ, તેમ સંસારમાં ડુબતાં નથી, અને અજ્ઞાનીઓનાં મન, મચ્છર જેમ ગાયના પગલાના જલમાં ડુબી જાય તેમ સંસારમાં ડુબી જાય છે. અંતઃકરણમાંથી સર્વ વસ્તુનો પરિત્યાજ કરવાથીજ આત્માની પ્રાપ્તિ થાય છે તેથી આત્માના અનુભવ માટે સર્વનો પરિત્યાગ કરવો. મોક્ષ આકાશમાં નથી, પાતાલમાં નથી, ને ભૂતલમાં પણ નથી; સર્વ આશાનો સારી રીતે ક્ષય થતાં ચિત્તનો ક્ષય થાય તે મોક્ષ કહેવાય છે. જે જગત્માંથી સ્નેહ ત્યજી સર્વના અધિષ્ઠાનરૂપ સચ્ચિદાનંદ બ્રહ્મમાં જીવે છે તે જીવનમુક્ત કહેવાય છે. જેમ મહાન પર્વતને મંદ પવન ક્ષોભ પમાડી શકે નહિ તેમ બ્રહ્મવેત્તાના વિશાળ ચિત્તને કામાદિ શત્રુઓ લેશ પણ ક્ષોભ પમાડી શકતા નથી.

જેને કાંઈ ઇચ્છા હોય તે તેની સિદ્ધિને માટે સાધન કરે છે, ઇચ્છારહિત પરિપૂર્ણને કદી પણ ઇચ્છા સંભવતી નથી. સર્વ ઇચ્છાઓનો સમૂહ સારી રીતે શાંત થયે આત્માની પ્રાપ્તિ થાય છે. ઇચ્છા રહિત થયેલો પુરૂષ સિદ્ધિઓના સમૂહને કેમ ઇચ્છે? સૂર્ય અત્યંત શીતલ થાય, ચંદ્ર અત્યંત ઉષ્ણ થાય ને અગ્નિ નીચી જવાળાવાળો થાય તો પણ જીવનમુક્તને વિસ્મય થતો નથી. દોરડીમાં સર્પની પેઠે અધિષ્ઠાનરૂપ પરમ તત્વ વિષે કલ્પિત આશ્ચર્ય સમૂહોમાં જ્ઞાનીને કુતૂહલ ઉપજતું નથી. સુખ દુઃખ જેના ચિત્તને ચલાયમાન કરી શકતાં નથી તેનું ચિત્ત મરણ પામ્યું એમ જાણવું. ચિત્તનો નાશ બે પ્રકારનો છે, સરૂપ અને અરૂપ. જીવનમુક્તના ચિત્તનો સરૂપ નાશ થાય છે ને વિદેહમુક્તના ચિત્તનો અરૂપ નાશ થાય છે. ચિત્તના સદ્ભાવ વડે દુઃખ ને ચિત્તના નાશ વડે સુખ થાય છે. માટે ચિત્તના સદ્ભાવનો ક્ષય કરવો. ચિત્તરૂપ વૃક્ષનાં બે બીજ છે, એક પ્રાણની ગતિ, ને બીજી દૃઢ વાસના. જ્યારે પ્રાણની ગતિ થાય છે ત્યારે ચિત્ત જાગ્રત થાય છે તેમજ વાસનાથી પણ ચિત્ત ચલાયમાન થાય છે. પ્રાણાયામ વડે અને ધ્યાન વડે ચિત્ત શાંત થાય છે દૃઢ વેગ વડે પૂર્વાપરનો વિચાર ત્યજી પદાર્થનું જે ગ્રહણ તે વાસના કહેવાય છે. જ્યાં સુધી મન વિલીન ન થાય ત્યાં

સુધી વાસનાનો ક્ષય થતો નથી, જ્યાં સુધી વાસના ક્ષીણ ન થાય ત્યાં સુધી ચિત્ત શાંત થતું નથી ને જ્યાં સુધી તત્વનું વિજ્ઞાન ન થાય ત્યાં સુધી ચિત્તની શાંતી ક્યાંથી થાય ? જ્યાં સુધી ચિત્ત શાંત ન થાય ત્યાં સુધી તત્વજ્ઞાન થાય નહિ—જ્યાં સુધી વાસનાનો નાશ ન થાય ત્યાં સુધી તત્વજ્ઞાન કેમ થઈ શકે ? અને જ્યાં સુધી તત્વજ્ઞાન ન થાય ત્યાં સુધી વાસનાનો ક્ષય પણ ન થાય, એવી રીતે તત્વજ્ઞાન, મનોનાશ અને વાસનાક્ષય પરસ્પર કારણપણાને પામે છે. જીજ્ઞાસુએ ભોગેચ્છાનો દૂરથી ત્યાગ કરી એ ત્રણેનો સાથે ચીરકાલ અભ્યાસ કરવો જોઈએ. ત્રણેનો ચીરકાલ આદર પૂર્વક સાથે અભ્યાસ કરવામાં આવે તો હૃદયની દૃઢ ગ્રંથીઓ નિ:શેષ તુટી જાય છે. શ્રી ગુરૂએ આપેલી યુક્તિ વડે પ્રાણાયામનો દૃઢ અભ્યાસ કરવાથી તથા આસનની ને ભોજનની યુક્તિથી પ્રાણની ગતિ નિરોધ પામે છે. નિ:સંગ રહી વ્યવહાર કરવાથી, સંસારના સત્યપણાની ભ્રાંતિ ત્યજવાથી ને શરીરનો વિનાશ વિચારવાથી વાસના દૂર થાય છે. જેમાં વાસના લીન થએલી છે એવી સુષુપ્તિ મોક્ષ આપનારી નથી, પણ જેમાં વાસના નિર્બીજ થયેલી છે તે તુર્યા મોક્ષ આપનારી જણાય છે. વાસના, અગ્નિ, ઋણ, વ્યાધિ, શત્રુ, સ્નેહ, વૈર ને વિષ થોડા અવશેષ રહ્યા હોય તો પણ પીડા કરે છે તેથી તેમનો નિ:શેષ નાશ કરવો જોઈએ. નાસિકાની બહાર બાર આંગળ નાસિકા દ્વારા નીકળેલો પ્રાણ લીન થાય છે, ને ત્યાંથી ઉઠેલો અપાન શરીરના અંતર હૃદયમાં લીન થાય છે. તે સ્થલના ચૈતન્યમાં ક્રમથી જ્યારે પ્રાણ બહાર નીકળી અપાનમાં અસ્ત પામ્યો હોય ને ત્યાંથી અપાનનો ઉદ્ભવ ન થાય ત્યાં સુધી, તથા અપાન હૃદયમાં લીન થયો હોય ને ત્યાંથી પ્રાણનો ઉદ્ભવ ન થાય ત્યાં સુધી, ચિત્તને સ્થિર કરવું. આથી પ્રાણની તથા ચિત્તની સ્થિરતા થાય છે. બુદ્ધિ વડે આ સર્વ સમજીને જો તમે નિશ્ચલ રહેશો તો અહંકારનો વિલય થયે તમેજ પરમ પદ છો. "અદ્વિતીય, આદિ અંતથી રહિત, ચિન્માત્ર, અવિદ્યાદિ મલથી રહિત, વ્યાપક અને આકાશથી પણ અતિ સૂક્ષ્મ જે બ્રહ્મ છે તે હું છું એમાં સંશય નથી. હું બદ્ધ નથી, હું મુક્ત નથી પણ નિરામય બ્રહ્મજ છું. દ્વૈત ભાવથી વિમુક્ત છું ને સચ્ચિદાનંદ રૂપ છું" એવી ભાવના યત્ન વડે કરો, તેથી જીવનમુક્ત થશો. આ રમ્ય છે અને આ રમ્ય નથી, આવી ભાવના દુ:ખના પ્રવાહનું મૂલ છે તેને સમભાવરૂપ અગ્નિ વડે દગ્ધ કર્યા પછી દુ:ખનો અવસર ક્યાંથી ? જે કોઈ સર્વ ભૂતોને પોતાના આત્મામાંજ જુએ છે, અને સર્વ ભૂતોમાં પોતાના આત્માને જુએ છે, તે બ્રહ્મને પામે છે. સમાધિમાં સ્થિર થયેલો જ્યારે સર્વ ભૂતોને જોતો નથી, ને પરમાત્માથી એકીભૂત થાય છે ત્યારે તે કેવલરૂપ થાય છે. શાસ્ત્રના અને સત્પુરૂષના સમાગમ વડે વૈરાગ્યનું તથા અભ્યાસનું અનુષ્ઠાન થવા લાગે તે મુમુક્ષુપણું આપનારી પહેલી ભૂમિકા જાણવી, વિચારપૂર્વક પૂર્વોક્ત પ્રવૃત્તિ થાય તે વિચારણા નામની બીજી ભૂમિકા, અસંગ ભાવના થાય તે ત્રીજી ભૂમિકા, વાસનાનો વિલય થાય તે ચોથી ભૂમિકા, શુદ્ધ ચૈતન્ય ઘન આનંદરૂપે સ્થિતિ તે પાંચમી ભૂમિકા, આમાં અર્ધ જાગતા જેવો ને અર્ધ સૂતા જેવો જીવનમુક્ત રહે છે. અસંવેદનરૂપ (બહારના પદાર્થના જ્ઞાનના અભાવરૂપ) છઠ્ઠી ભૂમિકા છે, તે આનંદઘનરૂપ ને સુષુપ્તિ જેવી સ્થિતિ છે, અને તુર્યાવસ્થારૂપ સાતમી ભૂમિકા મુક્તિરૂપ છે, પ્રથમની ત્રણ ભૂમિકા

જાગ્રત કહેવાય છે, કેમકે તેમાં જગતની સત્યતાની પ્રતીતિ મટેલી નથી, ચોથી અવસ્થા સ્વપ્ન કહેવાય છે, કેમકે તેમાં જગતની વિસ્મૃતિ રહેવા લાગે છે. છઠ્ઠી ગાઢ સુષુપ્તિ ને સાતમી ઘન સુષુપ્તિ કહેવાય છે, કેમકે તેમાં જગતની અધિકતર ને અધિકતમ વિસ્મૃતિ થયેલી હોય છે. "હું નિર્લેપ, અજર, શમરહિત, વાસનારહિત, નિરવયવ ને ચિદાકાશ રૂપ છું." એમ જાણીને વિદ્વાન શોક કરતો નથી. જ્ઞાની તીર્થમાં શરીર ત્યજે વા ચાંડાલના ઘરમાં શરીર ત્યજે તોપણ આ વાસનારહિત થયેલો જ્ઞાની જ્ઞાનના પ્રાપ્તિ કાલમાંજ મુક્ત છે. સંકલ્પજ બંધનનું કારણ છે તેથી તેનો પરિત્યાગ કરવો જોઇએ અને અસંકલ્પથી મોક્ષ થાય છે માટે તેનો બુદ્ધિ વડે અભ્યાસ કરવો જોઇએ. સર્વ દ્વૈતની નિવૃત્તિ કરવી એજ અધ્યાત્મ શાસ્ત્રનો સિદ્ધાંત છે. અંતરમાંથી સર્વનો પરિત્યાગ કરી બહાર જે વ્યવહાર પ્રાપ્ત થાય તેને યથાયોગ્ય આચરવું જોઇએ. ચિત્તની સત્તા એ પરમ દુઃખ ને ચિત્તનો ત્યાગ એ પરમ સુખ છે. આથી ચિત્તનો ચિદાકાશમાં ક્ષય કરવો જોઇએ. રમ્ય અથવા અરમ્યને જોઇ સર્વદા પાષાણની પેઠે સ્થિત થવું જોઇએ. આવો પ્રયત્ન કરવાથી સંસાર જીતાય છે.

# શ્રી મુકુંદરાજકૃત પરમામૃત

( સં૦— વામનરાવ પ્રા૦ પટેલ, બી. એ એલ. એલ. બી. ( મોઝ્બે ) એલ. સી. પી. ( લંડન )
એમ. આર. એસ. ટી. ( લંડન ) સૉલીસીટર. )

[ અનુસંધાન ગતાંક પૃ૦ ૧૦૫૭ થી આગળ ]

પ્રકરણ ૧૦મું.

દશ્યભાસ ખંડન.

એ જ્ઞાનાનુભવ ના આવે,
તો અજ્ઞાન ખૂબ ભટકાવે;
ન જાણે તેથી ભમાવે,
ગાંડપણ આવે. ૧.
એ ભ્રમ તો પોતે વહે,
અજ્ઞાન દ્રઢ પકડી રહે;
વ્યર્થ સંદેહ એતો લહે,
જાણતો નથી તેથી. ૨.
પ્રકાશમાંથી ઘરમાં જાય,
આંખે તો અંધારાં થાય;
છતી આંખે ના દેખતો થાય,
પોતાને. ૩.
વા રાત્રિને બીજે [1]પ્રહરે,
આંખો ગાઢ તમથી ભરે;
તેવાં અજ્ઞાન—અંધારે,
ગુંચવાય છે. ૪.
ત્યાં તો મન જે જે કલ્પે,
તે તે સર્વ સન્મુખ દેખે;
દશ્ય નિરખી તેથી રહે,
સ્વસ્વરૂપે [2]નિશ્ચયત્વે. ૫.

૧=મધરાતે
૨=પ્રકાશમાંથી અંધારામાં ગયેલો માણસ કંઇક જોઇ

તેમ સ્ફુર્તિ તારી તોડાય કે,
કોઇ રીતે ? ૧૭.
તરંગ જળમાં સમાશે,
વાયુ ગગને સમાશે;
તેમ સ્ફુર્તિ તારી સમાશે,
તારામાં. ૧૮.
આપણો હાથ કયાં નાંખીએ ?
છે ચોંટ્યો શરીરે એ;
ત્યમઅંતર સ્ફુર્તિ કયમ ટાળીએ,
એ તો મૂર્તિ મંત છે. ૧૯.
છોડીએ સ્ફુર્તિ તો છે સ્વરૂપ,
કાર્યમાં એ વૃત્તિ સ્વરૂપ;
વિચારે મતિ છે સ્વરૂપ,
[1]મન ચિત્ત પણ એજ છે. ૨૦.
ચિંતને સ્વરૂપ ચિત્ત તો બને,
કહેતાં હું અહંકાર તે બને;
સ્તબ્ધ રહેતાં સ્વસ્થ તે બને,
જેથી સ્ફુરે સ્વસ્થતા. ૨૧.
જો તેને સ્તબ્ધ કહીએ,
તો સ્ફુરણ સ્મૃતિનું શે થાએ ?
સંકલ્પ વિકલ્પ કયાંથી થાએ,
તે કહો. ૨૨.
ધર્યો છે એક નિશ્ચય જો,
ચિંતનફરીફરી શેનું થાય તો ?
હું હું દેહત્વે શે થાય તો,
તે કહો. ૨૩.
માટે અસત્ જેથી ટળે,
વર્મ તે તું જાણજે કળે;

૧=વૃત્તિમાત્રને સ્વરૂપના રૂપ તરીકે જુઓ, મન, ચિત્ત તથા બુદ્ધિના સર્વ વ્યાપાર એ રૂપજ છે.

અહંકાર છે જ્ઞાન [2]બળે,
વિના જ્ઞાન તે હોયે કયાં ? ૨૪.
સ્મરણ ચિત્તમાં જે રહે છે,
જ્ઞાન વિણ તે અન્ય શું છે ?
વિના જ્ઞાન સ્થિરતા કયાં છે,
બુદ્ધિને ? ૨૫.
છે તે જ્ઞાન અધિષ્ઠાન,
તોજ સંકલ્પ વિકલ્પાત્મક મન;
તેજ જ્ઞાન પરિપૂર્ણ,
માટે એને સ્ફુરણ નથી. ૨૬.
સ્મરતાં નથી તેનું સ્મરણ,
સ્મરણ એનું તો વિસ્મરણ;
તે નથી જ્ઞાન કે અજ્ઞાન,
જ્ઞપ્તિ માત્ર જે. ૨૭.
ભાસ વૃત્તિ સ્ફુરણનો છે,
સ્ફુરતાં જ તે દેખાય છે;
પણ પોતે તો નિરાભાસ છે,
સ્વરૂપે. ૨૮.
તે નિરાભાસ કહેવો કોને ?
તેની પણ જાણ છે તેને;
નિરાભાસ જાણવા આ જાણને,
ત્યાં ને ત્યાં સમાવો. ૨૯.
જાણ ને અજાણ તેમાં નથી,
ભાવ અભાવ તેમાં નથી;
સ્વયં વિના બીજું કંઈ નથી,
સ્વ સ્વ રૂપ તે. ૩૦.

ઇતિ શ્રી દૃશ્યભાસ ખંડનં નામ દસમ પ્રકરણં સમાપ્ત.

૨=અંતઃકરણ મન બુદ્ધિ ચિત્ત અહંકારનાં સ્મરણ સંકલ્પ વિકલ્પ, નિશ્ચય, ચિંતન હું હું ભાવના, સર્વ જ્ઞાન છે. એ જ્ઞાન અધિષ્ઠાન પરિપૂર્ણ, સ્ફુરણ રહિત, જ્ઞપ્તિ માત્ર છે.

# અર્જુને યુદ્ધ શા માટે કર્યું ?

( લે૦—વકીલ બાલાભાઈ નારણજી બી૦ એ૦ )

[ અનુસંધાન પૃ૦ ૧૦૪૬ થી આગળ ]

ગીતાના ૬ ઠ્ઠા અધ્યાયમાં સમાધી—અભ્યાસનું નીરૂપણ અવશ્ય સવીસ્તર કરવાલાયક છે તેમ છતા ભગવાને ફરીથી એક વાર પોતે થઇને અગાઉ વર્ણવેલા કર્મ યોગમાં અર્જુનને લેશ માત્ર શંકા ન રહે તે માટે છઠ્ઠા અધ્યાયની શરૂઆતમા કર્મ યોગ—તેની મહત્તા અને તેની અવધી એ સબધે પ્રથમ ૩ ત્રણ શ્લોકથી ભગવાને ફરીથી ત્રીજી વાર કર્મ યોગનો ઈશારો અર્જુનને કર્યો છે અને તેમ કર્યા પછીજ સમાધી અભ્યાસના ક્રમના નીરૂપણુનો પ્રશંસાપૂર્વક ભગવાને ૬ ઠ્ઠા અધ્યાયમા આરભ કર્યો. આ સમાધી અભ્યાસના નીરૂપણનો ઉપયોગ અર્જુન જે યુદ્ધ કરવાનો હતો તે કાર્યમાં તો ઉપયોગી નથી એમ તો આપણે સૌ કોઈ કબુલ કરીશું કારણ ૬ ઠ્ઠા અધ્યાયમા જણાવેલ સમાધીનું નીરૂપણ એ યુદ્ધ માટે તો નીરૂપયોગી છતા આત્મસાક્ષાત્કાર માટે જરૂરનું છે

આ ૬ ઠ્ઠા અધ્યાયમાનો સમાધી અભ્યાસ પણ આત્મશુદ્ધી માટેજ છે એમ ૬ ઠ્ઠાનો ૧૩મો શ્લોક જોતા આપણને જણાશે અને તેમા પણ પહેલા ૩ શ્લોકથી કર્મયોગ માટે કરેલો ઇશારો પણ કીમતી છે એટલે જેમ વર્ણાશ્રમ કર્મયોગ પોતે આત્મ શુદ્ધી માટે જેમ જરૂરનો છે અને તે કારણે જ તેનું વારવાર પુનરાવર્તન કરવામાં આવ્યું છે તેમ તે કર્મયોગ, એ સમાધી યોગને માટે પણ જરૂરનો છે માટે પણ કર્મયોગનો ઈશારો શરૂઆતમાજ જરૂરી છે.

કર્મયોગ એ સમાધી યોગ માટે જરૂરનો એ માટે પાતંજલ યોગ શાસ્ત્ર આધાર પ્રમાણભૂત છે

तपःस्वाध्यायेश्वरप्रणिधानानि क्रियायोगः

(पातञ्जल २।१

समाधिभावनार्थः क्लेशतनूकरणार्थश्च

(पातञ्जल २।२

એટલે યોગશાસ્ત્રના મત પ્રમાણે તપશ્ચર્યા વેદ શાસ્ત્ર મંત્ર વીગેરે અભ્યાસ ગ—ઈશ્વર પ્રણીધાન (ઉપાસના) એ સર્વ ક્રીયાયોગ છે એટલે કર્મ યોગ છે અને તે બધું સમાધી યોગનું સાધન છે તેમ વળી ચીત્તશુદ્ધી દ્વારા અવિદ્યાદિ ક્લેશોનો નાશ કરનાર જ્ઞાનનું પણ તેજ સાધન છે. મતલબ એજ કે ગીતામાં કહેલ કર્મયોગ એ ચીત્તશુદ્ધી—સમાધી સીદ્ધિ—જ્ઞાનસીદ્ધિ—વીગેરેના સાધન ભૂત છે માટે તેવા કર્મયોગનું દુર્લક્ષ કરવું નહીં આ હેતુથીજ ૬ ઠ્ઠા અધ્યાયની શરૂઆતમાજ ભગવાને કર્મયોગનો ઇશારો ફરીથી અર્જુનને કર્યો અને ત્યાર પછી સમાધી ક્રમના નીરૂપણનો ભગવાને આરભ કર્યો આ પ્રાસ્તાવીક વીવેચનથી નીચેના શ્લોકોનો અર્થ સરળ રીતે સમજાશે

आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ।
योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥

—गी० ६।३

यदा हि नेन्द्रियार्थेषु न कर्मस्वनुषज्जते ।
सर्वसङ्कल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥

—गी० ६।४

ઉપરના વીવેચનથી આ શ્લોકોનો અર્થ તદ્દન સરળ અન્વયથી જેવો દેખાય છે તેવોજ તે રસીક અને સ્વાદુતર પણ છે.

તાત્પર્ય એજ કે તે ઉપપત્તિ યુક્ત અને અનુભવથી સત્યજ છે ઉલટ ખોટી રીતે અગડં બગડં અન્વય કરીને ખોટો અર્થ કરવામાં કંઈ મજા નથી.

તાત્પર્ય એજ કે યોગ એટલે સમાધી (નીદાન ધ્યાન એક નીષ્ઠત્વ) પ્રાપ્ત થાય એવી ઇચ્છા કરનારાએ પ્રથમ ઉપર કહેલા કર્મયોગરૂપ સાધનનું અવલંબન કરવું જોઇએ ઉપયોગ કરવો જોઇએ અને જ્યારે સમાધી અવસ્થા સાધ્ય થવાની ખાત્રી જણાતાં ઉપર જણાવેલ કર્મયોગ અટકાવવો જોઇએ, અને તો જ સમાધી સીદ્ધ થશે.

મતલબ કે જ્યારે ઇંદ્રીયો તેમના શબ્દાદીક વીષયો અને તે વીષયોનું સંપાદન કરાવનારો કર્મયોગ જયારે ઉપશાંત થાય છે—ઉપરમ પામે છે ત્યારેજ યોગારૂઢત્વ, સમાધી નીષ્ઠત્વ પ્રાપ્ત થવાનો અનુભવ મળશે એ ખાસ ધ્યાનમાં રાખવું. અને તેવે પ્રસંગે કર્મયોગ અટકવોજ જોઇએ. કારણ કે—

આત્મા કાર્ય કારણાત્મક પીંડ બ્રહ્માંડમાં જુદો છતાં પરોવાયલો પરંતુ અલીપ્ત એટલે શોક મોહ હર્ષ વીગેરેથી પર છે માટે પ્રથમ પીંડ બ્રહ્માંડ પર દ્રષ્ટી ફેરવવી જરૂરી છે અને તે માટે ૭ મા અધ્યાયના ૧૪મા શ્લોક સુધી ભગવાને જડ–અષ્ટધા–અપરા–પ્રકૃતિરૂપે અને જીવરૂપે એકમય પરા–પ્રદત્તીરૂપે જગત કેવી રીતે વીસ્તાર પામ્યું છે તેનું વર્ણન કર્યું. અને તેજ સ્થળે પછી ધીરેકથી ભગવાને જણાવ્યું કે—

> दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया।
> मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥
>
> —ગી० ૭।૧૪

એટલે કે આ સર્વે આત્માથી જુદી નહીં એવી પરમેશ્વરની અચીંત્ય ત્રીગુણાત્મક, દુર્લંઘ્ય (અર્થાત પ્રથમની અજ્ઞાન–અવસ્થામાં આશ્ચર્યરૂપ અને અંતે વીચારજન્ય જ્ઞાન અવસ્થામાં મીથ્યારૂપ તુચ્છ એવી અનિર્વચનીય) માયા નામની કોઈ એક એક્ટ્રેસ અર્થાત નાટકીયાણી છે. અને જગત એ તે નાટકીયાણી માયાનું લીલાડંબર છે. અને તે લીલાડંબરને લઇને આખું જગત તે વમળમાં સપડાઇ ગયું છે. પરંતુ તે નાટકીયાણી માયા, એનો ધણી મેનેજર એ ભગવાન છે માટે માયાના ધણી ભગવાનને શરણે જે જાય તે પેલી નાટકીયાણી માયાથી છુટી જાય છે. અર્થાત તે માયામાંથી તેનો છુટકો થાય એવું કોઈ માણસને જરૂર હોય તો તેવા માણસે માયાના ધણી પરમેશ્વરની પ્રીતીપૂર્વક ઉપાસના ધ્યાન–ધારણા–કર્મયોગરૂપ સેવા એ બધું કરવું જોઇએ અને ખરેખર પુણ્યકર્મનો આરંભ અને પાપકર્મનો છેડો આવવાનો સંયોગ જેના નસીબમાં લખ્યો હોય, એવાનેજ ભગવાનની સેવા–ભક્તી, ધારણા, શરણાંગતી પ્રાપ્ત થાય છે અને તે મનુષ્યજ પરમેશ્વરનો દૃઢ આશ્રય કરે છે—અને બ્રહ્મ જ્ઞાનથી પણ યુક્ત થાય છે. આ પ્રમાણે નીરૂપણ કરીને ભગવાને સાતમો અધ્યાય સમાપ્ત કર્યો. આગળ આઠમા અધ્યાયનો આરંભ થવાનો, તેમાં અર્જુને આઠ પ્રશ્નો પૂછયા છે. તે તેણે સાતમાને અંતે ભગવાનના મુખમાંથી નીકળેલા સૂચક ઉદગાર ઉપરથી પૂછેલા છે. અસ્તુ.

> यत्रोपरमते चित्तम्
>
> —ગી० ૬।૨०

એટલે ચિત્તજ ઉપરમ પામે છે અને સમાધી લાગીને યોગી આત્મદર્શન પામે છે અને સુખી થાય છે.

તાત્પર્ય કે યોગારૂઢત્વને માટે કર્મયોગ અટકવોજ જોઇએ આવી રીતે સમાધી યોગથી સંપન્ન થએલા સાધકને પરમાત્માજ દેખાય છે પછી તેવા સાધકનું બહારનું વર્તન ગમે તેવું હોય તો પણ તેને તો સર્વત્ર પરમેશ્વર સ્વરૂપજ બીરાજતું લાગે છે આનું નામજ યો !!

આવો અભીપ્રાય દર્શાવીને ભગવાને આ ૬ ઠ્ઠા અધ્યાયની સમાપ્તી કરતા પહેલા એવો ઉપદેશ કર્યો કે—

कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥

—गी० ६।४६

કેવળ વર્ણાશ્રમ સંબંધી કર્મયોગ કરનારા યોગી સાધક કરતાં આત્મ સમાધી યોગ સંપન્ન થનારો યોગી અધીક શ્રેષ્ઠ છે માટે હે અર્જુન, તું પણ તેવો યોગી થા એવી ભગવાને અર્જુનને તાકીદ કરી છતા તે બાબતમા પણ હજુ ઘણું કહેવાનું છે તે સારી પેઠે લક્ષમાં રાખવું અને તે એ કે શ્રદ્ધાથી ઈશ્વર ભક્તી સાથે સમાધી યોગનો અભ્યાસ કરવો જોઇએ

આવી આજ્ઞા માનીને તે પ્રમાણે વર્તનારો સાધકજ પરમ યોગ યુક્ત છે એ ગીતાને માન્ય છે

તાત્પર્ય એજ કે એવા ભક્તીયુક્ત યોગીને પૂર્ણ બ્રહ્મજ્ઞાન થાય છે આવો અભિપ્રાય દર્શાવીને ભગવાને ગીતાનો ૬ ઠ્ઠો અધ્યાય સંપૂર્ણ કરી ૭મો અધ્યાય શરૂ કર્યો

આ ૭મા અધ્યાયમાં જ્ઞાન વીજ્ઞાનનો જે વીચાર ભગવાન દર્શાવે છે તે જો બરાબર સમજાઈ જાય તો આગળ કંઈ પણ વીશેષ જાણવાપણું રહે તેમ નથી અને તેજ અભીપ્રાય ભગવાને ૭માના બીજા શ્લોકમા પ્રતિજ્ઞા કરીને દર્શાવ્યો છે

यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते ॥

—गी० ७।२

સાતમા અધ્યાયમા ભગવાને કર્મયોગ માટે કંઈ પણ ઉચ્ચાર કર્યો નથી તે બરાબર જ છે કારણ કર્મયોગની કાણ વધારે વખત ચલાવે તો હવે અર્જુનનું માથુ જ પાકી જાત અને પાછો અર્જુન ફસકી જાત તેના કરતા કર્મયોગ કરતા બીજી ઘણી બાબતો અર્જુનને કહેવા માટે ભગવાન પાસે શીલકમા હતી અને તેથી અર્જુનના મનનો શોક ગમે તે પ્રકારે જવોજ જોઇએ જો તે શોક નહીં જાય તો અર્જુન યુદ્ધ કરશેજ નહીં એમ ભગવાન બરાબર સમજતા હતા માટે અર્જુનના મનનો શોક દુર કરવા માટે આત્માને કંઈ હર્ષ કે કંઈ શોક નથી તે બાબત અર્જુનને ગળે ઉતાર્યા શીવાય તેનો શોક જશે નહીં, તેમ માની અર્જુનને આત્માનો અપરોક્ષ અનુભવ કરાવવા માટે ભગવાન આ ૭ મા અધ્યાયમા પ્રવૃત્ત થયા ને કહેવા લાગ્યા કે—

આઠમા અધ્યાયમાં તો સ્મરણીય અને વીચાર કરવા લાયક તત્વ શું છે તેનો થોડો વીચાર કરીએ તો બ્રહ્મ એટલે શું એ પ્રશ્નનો ઉત્તર તેમા આપેલો છે અને તે જો બરાબર લક્ષમાં લઇએ તો ગીતાની અંદર જે બ્રહ્મ સંબંધી જ્ઞાન વર્ણવાયું છે તે સહજ જ જાણી શકાય તેમ છે શબ્દાર્થ પરથીજ બ્રહ્મનો અર્થ જાણવો હોય તો જે પરમ અક્ષર તેને બ્રહ્મ કહેવાય છે

ઘડાનું કારણ માટી અને તે માટી અક્ષરરૂપ એટલે અવીનાશી અને તેમાથી બનેલો ઘડો તે ક્ષરરૂપ એટલે નાશવંત આ ક્રમથી, એકેક ચીજનું કારણ વળી તે કારણનું કારણ એમ કારણ પરંપરા જોતાં જોતા ત્રીગુણ સામ્યરૂપ—મૂળ પ્રકૃતિરૂપ મૂળ

કારણ સાબીત થઈ જાય છે અને તે મૂળ કારણને અવ્યાકૃત—અવ્યક્ત એવાં પણ નામો અપાય છે અને તે મૂળ કારણ મૂળ પ્રકૃતી એજ અક્ષરરૂપ—એટલે અવિનાશી છતાં તે વીકારશીલ છે. અને તે વીકારશીલ છે એમ જેના સ્વયં સીદ્ધ અખંડ પ્રકાશથી સીદ્ધ થાય, તેનેજ પરમ અક્ષર—પરમ અવિનાશી, યાને પરબ્રહ્મ કહી શકાય છે તેનેજ ૐ તત્ સત્ ઈત્યાદી સંજ્ઞા—નામ, ગીતાજીમાં પણ અધ્યાય ૧૭ શ્લોક ૨૩ માં આપેલ છે. અને તેજ બ્રહ્મનું વર્ણન ૧૩મા અધ્યાયમાં બારમાથી ૧૭મા શ્લોક સુધીમાં કરવામા આવેલું છે. તે બ્રહ્મની, ૐ એ એકાક્ષરી મંત્રથી ઉપાસના—યોગ ધારણા કરવી જ જોઈએ તે બાબત પર ગીતામાં ખાસ ભાર મુકવામાં આવ્યો છે.

તોપણ તે બ્રહ્મની ઉપાસના ભક્તીપૂર્વક અને યોગાભ્યાસના બળ સાથે થવી જોઈએ એમ તો સુદ્દામ કહેવાયેલું છે "હે અર્જુન દરેક મનુષ્યને વર્ણાશ્રમ સંબંધી પોતપોતાનો કર્મયોગ તો કરવાનો હોયજ છે. અને તને પણ તેજ કર્મયોગ ( સુદ્ધ ) કરવાનુંજ છે. છતાં એ ખાનગી રહસ્ય ભરી વાત તને કહું છું તે તું લક્ષમાં રાખજે. અને તે ખાનગી વાત એ છે કે કોઇ પણ વસ્તુના અખંડ સ્મરણથી તે પોતાનીજ થઇ જાય છે એ ખાસ ધ્યાન રાખજે. જેમ કે—

यं यं वापि स्मरन् भावं त्यजत्यन्ते कलेवरम् ।
तं तमेवेति कौन्तेय सदा तद्भावभावितः ॥

—ગી૦ ૮।૬

એટલે કે જે જે વસ્તુનું અથવા જે જે સ્થીતીનું સ્મરણ સદા સર્વદા થાય છે તેનું તે આ દઢ ભક્તને ભાવના પ્રકર્ષથી પરંતુ અંતકાળ પર્યંત તે ભાવના અખંડ રહેતાં અંતે તે વસ્તુ અગર તે સ્થીતિ સિદ્ધ થાય છે. આ સિદ્ધાંતના જોર પર ભગવાન એમ કહે છે કે—હું પરમેશ્વર પણ તેવા નીષ્ઠાવાન પ્રયત્નશીલ સાધકને સુલભ રીતે પ્રાપ્ત થાઉં છું. તે અવ્યક્ત-અક્ષર-અવીનાશી સ્વરૂપ-પરમગતી ત્રીકાલ અબાધીત-પરમધામ છે. પરંતુ તેવું ધામ અનન્ય ભક્તીથીજ મેળવી શકાય છે. જે મનુષ્યથી પરમેશ્વર પદનો લાભ-કર્મયોગ ભક્તી જ્ઞાન વીગેરે સાધનોથી મેળવવા પ્રયત્ન કરતો નથી તે મનુષ્ય સંસારમાંથી છુટતો નથી પરંતુ વારંવાર સંસારમાં જન્મે છે ને મરે છે. માટે મનુષ્ય માત્રે સર્વ સાધન સંગ્રહ કરનારા યોગી થવું જોઇએ તોજ તેને પરમ આદ્ય પદ પ્રાપ્ત થશે.

તાત્પર્ય એજ કે અંતરમાં પરમેશ્વર ભાવનાનું અધીષ્ઠાન દઢ થયા પછી દેહ ઇંદ્રીઓના કોઈપણ વીકારની ધાસ્તી રાખવાનું કારણ નથી.

આ પ્રમાણે કહીને ભગવાને આઠમો અધ્યાય સંપૂર્ણ કર્યો. ( ક્રમશઃ )



ામાં આવે ત્યાં સુધી તેનો રંગ બરાબર પ્રગટ નથી. તેવીજ રીતે જ્યાં સુધી મનુષ્ય મુશી-ની આગમાં બરાબર તપતો નથી, ત્યાં સુધી સાચુ સોનું છે એમ નથી કહી શકાતું, હમારૂં એમ નથી કે શ્રેષ્ઠ અને સાચા બનવાને માટે ય ઉપર આપત્તિઓ આવવીજ જોઇએ. હમારૂં કહેવું એમ છે કે આપત્તિયો અવશ્ય આવેજ છે. કે—

ઽय दोषः कुले नास्ति व्याधिना को न पीडितः।
ऽसनं केन न प्राप्तं कस्य सौख्यं निरन्तरम्॥

એવો કોણ છે કે જેના વંશમાં કાંઈ કલંકજ ન ય, એવો કોણ છે કે જેને કોઇ ને કોઈ રોગે ાન ન કર્યો હોય, જેને કદી પણ વિપત્તિઓ ી ઝીલવી પડી એવો પણ કોઇ નજરમાં નથી ાવનો, અને એવો પણ કોઈ માનો જણ્યો ાવામાં નથી આવતો કે જે હમેશાં સુખના પાલણામાં લતોજ રહેતો હોય અથવા તો જે ફૂલોની પથારી પર જ હમેશાં સૂઈ રહેતો હોય. કેમકે—

सदा न काहू की रही, पिय के गल में बाँह।
ढलते ढलते ढल गई, सब तरुवन की छाँह॥

જે આપત્તિની વખતે ધૈર્ય ધારણ કરી શકતો ાય, કઠીનમાં કઠીન આફતના સમયમાં પણ જે નવિકારચિત્ત રહી શક્તો હોય, તેને ભર્તૃહરિએ ાહાત્ । કહ્યો છે. કેમકે મહાત્માઓને માટે વેપત્તિમાં ધૈર્ય ધારણ કરવું' એ પ્રકૃતિસિદ્ધ ાત માનવામાં આવી છે.

'अभ्युदये क्षमा'

મનુષ્યના અસ્તિત્વની મુદતની સીમા નિર્ધારિત કરી શકાતી નથી, તે ક્યાંથી ક્યાં પહોંચી જશે, તેની ભવિષ્યમાં શું દશા થશે, તે નહિ કહી શકાય. 'स्त्रियाश्चरित्रं पुरुषस्य भाग्यम्' ની વાત મનુષ્ય તો શું દેવતા પણ નથી બતાવી શક્તા, ઘણા ખરા સાધારણ સ્થિતિના મનુષ્યો મહત્ત્વપૂર્ણ પદ ઉપર પહોંચી જઈ તેને સમલંકૃત કરવામાં સફલતા પ્રાપ્ત કરી જાય છે. અમે ઘણા રસ્તામાં રખડના ભિખારીઓને સિંહાસનના અધિપતિ બનેલા જોયા છે. સાધુ-સંસ્થાઓના મહંતોમાં તો અધિકાંશ એવીજ વ્યક્તિયોનું પ્રાધાન્ય છે. જેઓને બોલવાના પણ હોશ ન હતા, જેઓને ગઇ કાલે ભિખ માંગતાં પણ પેટ ભરવાને માટે ટૂકડો રોટલો મળવો મુશ્કેલ હતો, તેઓને આજ સોનાની અંબાડીવાળા હાથી ઉપર બેસીને જતા જોઇએ છીએ. હમારે એવા પરિવર્તનને માટે કંઈજ કહેવાનું નથી. અમારે તો ફરીયાદ ત્યારેજ કરવી જરૂરી થઈ પડે છે કે જ્યારે તેઓ પોતાના અધિકારનો દૂરઉપયોગ કરવા તત્પર થઈ જાય છે. અધિકાર પ્રાપ્ત કરીને મનુષ્ય દુર્બલ-તાઓનો એવો શિકાર થઈ જાય છે કે તેને કંઇને બદલે કંઈ જણાવા માંડે છે. અધિકાર પ્રાપ્ત કરીને મનુષ્ય ઉપકારને બદલે અપકારજ વધારે કરે છે. અભ્યુદય પામીને મનુષ્ય પોતાની પૂર્વદશાને ભૂલી જાય છે. તે 'अभ्युदये क्षमा', સહિષ્ણુતાનો આદેશ ભૂલી જઇને 'अभ्युदये उद्दण्डता' નું લક્ષ્ય બની જાય છે. અભ્યુદયશાળી જમીનદારોની અન્યાયની તલવારને ગરીબ ખેડુતોનાં ગળાં કાપતી હમે રોજ જોઈ રહ્યા છીએ. સાંભળ્યું છે કે ખડગબહાદુરસિંહ ભૂપતિ ક્ષણ માત્રમાં ચાહે તેને નાબુદ કરવાનું સામર્થ્ય રાખતા, તેમનો ક્રોધ તો ગજબજ હતો. તેણે પોતાની હયાતિમાં કેટલાયને જગતપૃષ્ઠ ઉપર-થી અશુદ્ધ અક્ષરની માફક સદાને માટે નાબુદ કરી નાખ્યા હતા, પણ પછી થોડા દીવસોમાં એ પણ સાંભળ્યું કે તેને લકવાએ માર્યો છે, હવે તે ખાટલામાં પડ્યો પડ્યો સડ્યાજ કરે છે.

એક ભાઈ કહી રહ્યા હતા કે કાશીના સૌથી મોટા મઠના મહંત આજકાલ ખરે બપોરે ઘીની મશાલ સળગાવીને ફરવા નીકળે છે, જ્યારે કે સાધારણ મનુષ્યોને ઘી દવાની સાથે ઘસી ચોપડીને સૂંઘવાને પણ નથી મળતું જમ્મુ અને કાશ્મીરના મહારાજા સાહેબ કાશી સ્ટેશન પરથી પગે ચાલીને વિશ્વનાથજીના દર્શન કરવા જતા હતા, પણ મહંતજી નજીકના મઠમાંથી પણ પાલખીમાં બેસીનેજ વિશ્વનાથજીના દર્શન કરવા પધારે છે કહો, આનું નામ શું? 'अभ्युदये क्षमा' એટલે કે અધિકારનો સદુપયોગ છે? જેમના હાથમાં બીજાના જાનમાલની રક્ષાનો ભાર છે, જે તપોમય જીવન વીતાવનારાઓ માટે આદર્શ જીવનનો પાઠ શીખવનારા છે, જે રાજહંસ હાથમાં લઈને દૂધનું દૂધ અને પાણીનું પાણી કરી બતાવવાનો દમ રાખે છે, જે સદા ચોથી પત્રોમાંથી ધર્મતત્ત્વ શોધીને જનતાની સામે રજુ કરવાની જવાબદારી પોતાના ઉપર લઈ ચુક્યા છે, તેઓ ક્યાં સુધી પોતાના અધિકારનો સદુપયોગ કરી રહ્યા છે? તે સંસાર સારી રીતે જાણતો હશે મનુષ્ય જીવનનું મહત્ત્વ પ્રકૃતિનું સ્મરણથી, આગ આપવાથી, અશોભન પદાર્થોની વધારે પડતી ચમકમાં પડીને પોતાનું કર્તવ્ય ભૂલી જવામાં નથી, તેની વિશેષતા તો અભ્યુદયમાં ક્ષમાનો ગુણ કેળવવામાં છે અભ્યુદય અર્થાત્ સંપત્તિના પ્રાપ્તિ કાળમાં ક્ષમા, સહિષ્ણુતા ધારણ કરવી અને ઉદ્ધતતાનો પરિત્યાગ કરવો, એવી યોગ્યતા મહાનુભાવ પુરુષોમાં સ્વભાવ સિદ્ધ હોય છેજ

'सदसि वाक्पटुता'

મનુષ્ય સામાજીક પ્રાણી છે, તેને સમાજમાં રહેવું છે, તે સમાજમાં રહીનેજ કંઈક મેળવી શકે છે જે કમણ્ડ એકાન્તસેવી છે, તે પહેલાં સમાજમાં રહીનેજ એકાન્તવાસના લાભ ઉપર વિચાર કરવાનો અવસર મેળવી શક્યો છે પરંતુ સમાજમાં રહેવાવાળાઓમાં પોતપોતાના સ્વાર્થને માટે આપસમાં સંઘર્ષ થતો રહે છે, અને તેથીજ લડાઈ ઝગડા તથા યુદ્ધ ઈત્યાદિ અશાન્તિપ્રદ અનેક પ્રકારના કલેશોની સૃષ્ટિ ઉત્પન્ન થઈ જાય છે, સમાજમાં જે ચતુર છે, બુદ્ધિમાન છે અને દયાળુ સ્વભાવના છે, તેઓ સંઘર્ષને ટાળવાનો પ્રયત્ન કર્યા કરે છે પરન્તુ વિવાદોને તો તેજ મટાડી શકે કે જેનામાં ઉભય પક્ષને સમજાવવાની યોગ્યતા હોય જે વાક્પટુ હશે, જેનામાં યુક્તિયુક્ત બોલવાની કળાનું પરિજ્ઞાન હશે, તેજ સભામાં સ્વપક્ષ ઉપસ્થિત કરીને તેનું સમર્થન કરી શકે છે વખત બે વખત જે બહુજ બેલ બોલ કર્યા કરે છે, તેની વાણીનું સામર્થ્ય નષ્ટ થઈ ગયેલું હોવાથી તેના કહેવાની કોઈના પર અસર થતી નથી, સભામાં તો તેજ પુરુષ નિઃશંકપણે બોલી શકે છે કે જે ચરિત્રહીન ન હોય, એવા મહાત્માજ સજ્જન હોઈ શકે છે 'सदसि वाक्पटुता' અર્થાત્ સભામાં બોલવા ચાલવાની રીતો તો મહાનુભાવોની સ્વાભાવિકતામાંથી સહજ જડી આવે છે

'युधि विक्रम'

લડાઈ—ઝગડાથી સૌ કોઈ બચવા ઇચ્છે છે, તેના પ્રત્યે સૌનો તિરસ્કાર છે, તેનાથી કોઈને લાભ નથી, જે સ્વાર્થવશ ઝગડાથી લાભ થતો માને છે તેમને પણ એ અનિષ્ટ વ્યાપારથી આખરે તો દુઃખી થવુંજ પડે છે એ તદ્દન સાચું છે કે યુદ્ધ દ્વારા બળાત્કારે પ્રાપ્ત કરેલી બીજાની સંપત્તિ કોઈની પાસે સદા સ્થિર રહી શકતી નથી, અને તેને મેળવનારો મનુષ્ય પણ રહી શકતો નથી. એ સામર્થ્ય તો પરિશ્રમાર્જિત સંપત્તિનું જ છે કે

જે ઘણા દિવસો પર્યંત ટકી રહે છે. અને તેનાથી ઇષ્ટ સાધન પણ થઈ શકે છે અમારો તો એવો અનુભવ છે કે અન્યાય દ્વારા પ્રાપ્ત થયેલી વિભૂતિ હમેશાં તેની પાસે તો રહેતીજ નથી, ઉલટી તે પોતાની સાથે કઈક વધારેજ લેતી જાય છે.

અમે એમ તો કહેતાજ નથી કે યુદ્ધ કરવુંજ ન જોઇએ, એ તો લડવું જ પડશે, પણ યુદ્ધ કોઇના ઉપર-આક્રમણ કરીને શાન્તિભંગ કરવાને માટે તો નહિ જ લડાવું જોઇએ. હા, આપણા દેશ ઉપર જો કોઈ આક્રમણ કરે, તો પછી તે ચાહે તે હોય, કેટલાયે પ્રસિદ્ધ શક્તિ સામર્થ્યવાન હોય, તેમની સામે રહીને યુદ્ધ કરનારા યોદ્ધાઓને માટેજ તો એમ કહ્યુ છે કે—

द्वाविमौ पुरुषौ लोके सूर्यमण्डलभेदिनौ ।
परिव्राड् योगयुक्तश्च रणे चाभिमुखो हत ॥

'તે સુર્યમંડલને ભેદીને યોગી મુની જેવી ઉચી ગતીને પ્રાપ્ત કરે છે બીજાઓને બરબાદ કરવાને નહિ, પરંતુ સૌને આબાદ કરવાને માટે અગર જો યુદ્ધ કરવાનો પ્રસંગ આવી પડે તો તેનેજ માટે 'युधि विक्रम '—રણાંગણમાં પરાક્રમ કરવાનું કહેવામાં આવેલું છે.

જાતિ તથા દેશની રક્ષાને માટે પોતાના લોહીના તેલથી પોતાની પાસળીના હાડકાની બત્તી સળગાવી રણચંડીની આરતી ઉતારનારનાજ સ્વર્ગની અપ્સરાઓ યશોગાન કર્યા કરે છે. દેશની રક્ષાને વખતે માળા તેમજ અન્ય પોથી પત્રોને ફેંકી દઇને જેઓ હાથમા સમશેર પકડી રણભૂમિને ચારધામની યાત્રા સમજીને તુરતા તુરત પહોંચી જાય છે, તેમને જ મહાનુભાવ કહી શકાય, કુમકુમ અને ચન્દનના તિલક છાપાની જગ્યાએ જેઓ પોતાના શરીરમાંથી નીકળતા ખુનથી ઉર્ધ્વ પુણ્ડ્ર યા ત્રિપુણ્ડ્ર ધારણ કરીને રણદેવતાની ઉપાસના કરે છે, તેઓજ મુક્તિ (સ્વતન્ત્રતા) પદના સાચા અધિકારીઓ કહેવાવાને યોગ્ય છે, જે રણભૂમિરૂપ અવિમુક્ત વારાણસીમા જઇને મરી મટનારને અમર સમજીને, અને સ્વયં પણ તેજ ગતિને પ્રાપ્ત કરવાની ઇચ્છાથી રણક્ષેત્ર ધર્મક્ષેત્રમાં ઉમંગથી દોડી જાય છે, તેમની સાથે વરવા માટે અપસરાઓ અંદર અંદર વિવાદ કરે છે. જેઓ પરોપકારને માટે પોતાનું લોહી વહેવડાવે, જેઓ કોઇથી પણ લડાઈ-ઝગડા ન કરે, જેઓ વિવાદના પ્રસંગમાં શાન્તિ સ્થાપન કરવા કરાવવામા પોતાની સર્વ શક્તિ લગાડી દે, જેઓ બહુ છેડતી કરવા છતાં પણ શાંત બન્યા રહે, અને જેઓ રાષ્ટ્ર રક્ષાર્થ યુદ્ધમા જ્વાલામુખી બની જાય, ભયકર વાઘ બની જાય, તેઓને જ મહાનુભાવ કહી શકાય કેમકે 'युधि विक्रम ' અર્થાત્ રાષ્ટ્રિય યુદ્ધમાં આગળ પડીને પરાક્રમ બતાવવું, રાષ્ટ્રરક્ષાર્થ પોતાના સર્વસ્વ જીવનનો સહર્ષ ત્યાગ કરવો એ મહાનુભાવ સજ્જનોનો સ્વાભાવિક ધર્મ છે.

'यशसि अभिरुचि.'

લોકમા પ્રતિષ્ઠા મેળવવી ઘણી મુશ્કીલ છે, તે માત્ર યોગ્યતાથીજ મળે છે, યોગ્યતા તપશ્ચર્યા વગર મળતી નથી, તપશ્ચરણ સંયમી, સદાચારી, અને વિચારવાન હોય તે જ કરી શકે છે. મતલબ એ કે જેનું નૈતિક જીવન ઉન્નત અને ઉત્તમ હશે, તેજ લોકમાં સન્માન પ્રાપ્ત કરી શકશે. પોતાના મોઢે પોતાના ગુણગાન કરીને કોઇ પણ નામના મેળવી શકયો નથી, નામના કર્તવ્ય કરવાથીજ પ્રાપ્ત થાય છે. જે લોકો પોતાની પ્રતિષ્ઠાની સુવાસથી પોતાની જાતિ અને દેશને સુગન્ધિત કરવા ઇચ્છે છે, તેમણે કોઇને કોઈ ગુણ અવશ્ય પ્રાપ્ત કરવો જોઇએ, મનુષ્ય પોતાના જીવનને માટે

જે કાંઈ પ્રયત્ન કરે છે, તેમાં તો તેને પરિશ્રમિ, બુદ્ધિમાન્ અને અધ્યવસાયી બનવું જ પડે છે, પરન્તુ તે સિવાય કોઈ એક પણ ગુણ, હુન્નર જરૂર પ્રાપ્ત કરી લેવો જોઈએ એવી રીતે કોઈ એક મનુષ્ય દુકાનનું કામ કરે છે, તો તેમાં તો એ પારંગત છે જ, સાથેજ તેને ગાન, વાદ્ય, ગણિત, પદાર્થ વિદ્યા, અશ્વારોહણ, મોટર ચલાવવી, સાહિત્યાભિરૂચિ, આદિ કોઈ પણ એક અથવા અનેક વિષયોમાં વિશેષજ્ઞતા પ્રાપ્ત કરવી જોઈએ એવી સ્થિતિમાંજ મનુષ્ય યશસ્વી થવાની પહેલી સીડી પર ચઢી શકે છે.

મનુષ્ય એમ સમજીને સર્વ કામ કરતો રહે કે—'મારી નામના થાય પણ બદનામી ન થાય' 'મને કોઈ બુરો ન બતાવે' તો તે ઘણીજ ખરાબીએથી બચી શકે છે, પણ સાથેજ વિચાર કરવો જોઈએ કે 'હું સમાજના લોકોની નજર ચુકાવીને આ કામ ભલે કરી લઉં, સમાજની તીવ્ર આલોચનાઓનું લક્ષ ભલે ન બનું, પણ ઈશ્વરની દ્રષ્ટિથી નહિ બચી શકું ઈશ્વરના ન્યાયથી મને પોતાને નથી બચાવી શકતો' એવો મનુષ્ય કદી પણ કુમાર્ગગામી થઈ શકતો નથી મનુષ્ય પોતે પોતાને બનાવવા બગાડવાને સમર્થ છે જે પોતાનો સુધાર ચાહે છે પોતે પોતાને સુધારવા ચાહે છે તેને માટે—

अय मर्द ! तूँ उठ बाँध कमर क्यों डरता है ?
घर आगे पग फिर देख खुदा क्या करता है ?

આ કહેવત મુજબ પરમેશ્વર સહાયક થઈને તેને કાર્યક્ષેત્રમાં આગળ વધવાનું સામર્થ્ય પ્રદાન કરે છે અને જે પોતાનો નાશજ કરવામાં મશગુલ છે તેમને—

जिमि कुपथ पग देत खगेशा।
रहै न तेज बल धी लवलेशा ॥

વચનાનુસાર જાણી લેવું જોઈએ કે તેજસ્વિતા, બલ, અને બુદ્ધિ જે સર્વ કામોનાં સાધક છે, તે કુમાર્ગગામીની પાસે નષ્ટ થઈ જાય છે એ નિશ્ચયજ છે કે એક પ્રાથમિક પુણ્યના પેટમાં સો પુણ્યોને જન્મ આપનારૂં બીજ છુપાયલું પડ્યું છે એવીજ રીતે એક પ્રાથમિક પાપની અંદર હજાર પાપોને ઉત્પન્ન કરવાનું સામર્થ્ય ભર્યું પડ્યું છે જે 'यशसि अभिरुचि' છે, પોતાની કીર્તિ ઇચ્છે છે, તેમને માટે પાપકર્મોમાં અપ્રવૃત્તિ સ્વભાવસિદ્ધ આવી જાય છે.

'व्यसनं श्रुतौ'

સંસારનો કોઈ પણ પદાર્થ મનુષ્યને મનુષ્યતા નથી આપી શકતો, એવી કોઈ શક્તિ અગર છે તો તે વિદ્યા છે—'विद्याविहीन पशु' એ કહેવત પ્રસિદ્ધજ છે વિદ્યા મનુષ્યને માટે કેટલી આવશ્યક છે, એના પર વધારે કહેવાની એટલા માટે આવશ્યકતા નથી કે મનુષ્યના જીવન માટે તેની અનિવાર્ય આવશ્યકતાને સૌ કોઈ જાણે છે

હમારે એટલું તો અવશ્ય કહેવું પડશે કે પોતાનું ભલું ચાહનારે એક ક્ષણ માત્ર પણ ગપસપ કે કલહ વિવાદ યા તો બીજા ખોટાં કામોમાં નષ્ટ ન કરવી જોઈએ હવે શેતરંજ, ચોપાટ, તાસ વિગેરે રમવા ખેલવાનો વખત નથી રહ્યો કેટલાકનું કહેવું છે કે એ રમતથી મનોરંજનની સાથે સાથે બુદ્ધિની ઉહાપોહ શક્તી વધી જાય છે. એ વાત બહુજ વિચાર કરવા છતાં પણ અમારી સમજમાં ન આવી, શું ગ્રંથો જોવા, વિચારવા તથા મનન કરવા તે કરતાં પણ વધારે શેતરંજ વિગેરેમાં બુદ્ધિને વિકસિત કરવાનું સામર્થ્ય છે? શેતરંજ, ગંજીફા, વિગેરેમાં કોઈ એક પ્રકૃતિવાળા મનુષ્યનું ભલે કંઈ મનરંજન થઈ જતું હોય પણ ગ્રન્થોમાં તો સર્વ પ્રકારની રૂચિવાળાને માટે પુષ્કળ સામગ્રી ભરી પડી છે પુસ્તકોથી શિક્ષા મળે છે ત્યારે શેતરંજ

વિશેષથી વખત બરબાદ થાય છે. જે લોકોને ગ્રંથાવલોકન કરતાં નથી આવડતું તેઓ તે શીખી શકે છે. જેઓ કોઇ આંખ અથવા માથાના રોગથી અથવા તો વધારે અવસ્થા થઇ જવાથી ગ્રંથાભ્યાસ કરવામાં અસમર્થ છે, તેઓ બીજા પાસેથી તે સાંભળી શકે છે અને તેથી એવોજ લાભ ઉઠાવે છે કે જેવો વાંચવાવાળો ઉઠાવે છે. બધા લોકોએ સ્વાધ્યાય તો કરવુંજ જોઇએ, ચાહે તો તે સાંભળીને કરે કે પછી વાંચીને—

सर्वद्रव्येषु विद्यैव द्रव्यमाहुरनुत्तम्।
अहार्य्यत्वादनर्घत्वादक्षयत्वाच्च सर्वदा ॥

આ હેતુઓને લઇને વિદ્યાનો મુકાબલો સંસારનો કોઈ પદાર્થ કરી શકતો નથી. 'अहार्यत्वात्' 'अनर्घत्वात्' 'अक्षयत्वात्', વિદ્યા ચોરી કરીને ચોરાતી નથી, તેને કોઈ કિંમત કરીને વેચી કે ખરીદી શકતું નથી, તથા તે આપવાથી ઘટી શકતી નથી પણ વધે છે. જો કે લોકોમાં ઉન્નતિ કરવાને માટે શાસ્ત્ર વિદ્યા અને શસ્ત્ર વિદ્યાનાં નામ લેવામાં આવે છે, પરન્તુ વૃદ્ધાવસ્થામાં લાચારીથી શસ્ત્રવિદ્યાનો ઉપયોગ થઇ શકતો નથી. પણ શાસ્ત્ર વિદ્વાનને વૃદ્ધાવસ્થામાં પણ વધારે અનુભવી હોવાને કારણે શ્રદ્ધાની દ્રષ્ટિથી જોવામાં આવે છે.

ભાવ એ છે કે આપત્તિને વખતે ધૈર્ય ધારણ કરવું, સંપતિ પ્રાપ્ત થયા પછી સહનશીલતાથી કામ લેવું, સભામાં ચતુરાઇથી વાતો કરવી, લડાઈમાં પરાક્રમ બતાવવું, હમેશાં નામ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી યોગ્ય કામ કરવું અને શાસ્ત્ર વાંચવાનો શોખ રાખવો એ ગુણો મહા પુરૂષોમાં સ્વભાવથીજ હોય છે.

બીજા લોકોએ પણ મહાપુરૂષોના ઉક્ત ગુણોનો લાભ લેવો જોઇએ. સન્યાસી સાધુ સંતોમાં એક બીજાને 'महापुरुष' કહે છે. જે બીજા સંસારી પુરૂષોની અપેક્ષા વિશેષતા રાખે છે, તેને મહત્વ આપવું પડે છે, તેનાથીજ તે મહાપુરૂષ કહેવાય છે. ભગવાનને પણ 'वन्दे महापुरुष ते चरणारविन्दम्' ઇત્યાદિ સ્તુતિ વચનોમાં મહાપુરૂષ કહ્યા છે. બધા દેશો તથા જાતિયોમાં મહાપુરૂષોના અવતાર થયા કરે છે. તેઓ પોતાના ઉપદેશોથી તથા સ્વયં આદર્શ બનીને સૌનું કલ્યાણ કરવાની ભાવનાથી મનુષ્યોને માટે એક એવો શાસ્ત્રીય સુગમ માર્ગ બતાવે છે કે જે બધાને માટે સીધો હોય અને સરલ હોય.

મહાપુરૂષો અને તેમના ગુણો સૌનું કલ્યાણ કરે છે, અતઃ કહેવુંજ પડે છે કે ધન્ય છે, 'મહાપુરૂષ.'

---

# અર્જુને યુદ્ધ શા માટે કર્યું ?

**( સં૦—વકીલ બાલાભાઈ નારણજી બી૦ એ૦ )**

[ અનુસંધાન પૃ૦ ૧૧૨૮ થી આગળ ]

ગતાંકમાં જણાવ્યા પ્રમાણે કહીને ભગવાને આઠમો અધ્યાય સંપૂર્ણ કર્યો. અને પછી નવમા અધ્યાયનો આરંભ કર્યો. આ નવમો અધ્યાય તો નીરૂપમ છે, એટલે તેને કોઇની ઉપમા આપી ન શકાય તેવો છે. સારાંશ એજ કે આ નવમો અધ્યાય શરૂથી છેવટ સુધી મધુર અને સર્વ અમૃતના સારરૂપ છે. એટલુંજ અમો ટુંકાણમાં જણાવીશું.

ગીતા રસીકોએ આ નવમા અધ્યાયની મધુ

ઇશ્વરનું ભાન તે મુર્તીની સેવા, પૂજા, ભકતી અને દર્શનથી થાય છે, પરંતુ ધીમે ધીમે ઇશ્વરની બીજી મુર્તીઓ, બીજા પ્રકારની શકતીઓના પ્રતીકો તરફ આપણી ભાવના લંબાવી છેવટ વીરાટ, નીરંજન, નીરાકાર ઇશ્વર તરફ ભાવના પહોંચશે.

ઇશ્વરની મુર્તી ખરી રીતે હોઇ શકે નહીં. પરંતુ તેની અમુક અમુક શકતીઓને લક્ષમાં રાખી તેવી તેવી મુર્તિઓ વિદ્વાનોએ કલ્પેલી છે.

ઇશ્વરને જ્યારે જગતનું અગર ધર્મીષ્ટ અને ગરીબોનું રક્ષણ કરવાનું હોય છે ત્યારે ઇશ્વરની વીષ્નુ મૂર્તી કલ્પવી પડે છે, કારણ વીશ્નુનું કાર્ય જગતનું રક્ષણ કરવાનું છે, પરંતુ શકતી વીના, સામર્થ્ય વીના, જેમ મનુષ્ય પાંગળો ગણાય તેમ દેવ પણ પાંગળાજ હોય. તેથી વીશ્નુરૂપે જગતનું પાલન કરવાનું હોય છે, ત્યારે પાલન કરવાના સાધન તરીકે લક્ષ્મીની જરૂર પડે છે કારણ લક્ષ્મી યાને દ્રવ્ય શીવાય સર્વ પ્રકારનું રક્ષણ અશકય છે. તેથી રક્ષણ કરનાર દેવ વીશ્નુની શકતી યાને સ્ત્રી તરીકે કે લક્ષ્મીજીની કલ્પના વીદ્વાનોએ કરેલી છે તેજ પ્રમાણે જગત અગર પાપીઓનો સંહાર કરવાનો હોય ત્યારે ભગવાનની સંહારક શકતીને મહાદેવ અગર શંકર તરીકે કલ્પી તેની મુર્તી વિદ્વાનોએ કલ્પી છે પણ તેવા મોટા દેવ મહાદેવ અને શંકર પણ શકતીને અભાવે કંઇ કરી શકે નહીં માટે તેની શકતી પાર્વતી યાને હીમાલય પર્વતની કન્યાને કલ્પવામાં આવેલી છે. કારણ અગાઉના જમાનામાં જ્યારે પાષાણ યુગ ચાલતો હતો ત્યારે મનુષ્યો પાસે પાષાણનાં હથીઆરો હતાં તેવે સમયે સંહાર કરનાર દેવને સંહારક શકતી તરીકે પાષાણના મોટા ગંજ જેવા હીમાલયની પુત્રી પાર્વતીનેજ શકતી તરીકે આલેખી છે.

આ સંહારક દેવને મહાદેવ એટલે મોટા દેવ અથવા શંકર એટલે કલ્યાણ કરનાર કહેવાય છે. તેનું કારણ એ કે તે પાપીલોકોનો સંહાર કરી પ્રવીત્ર લોકોનું કલ્યાણ કરે છે, એટલે સૃષ્ટીને સારી રીતે ચલાવે છે, માટે તેનું નામ શંકર. હાલના જમાનામાં મેજીસ્ટ્રેટો પણ જો પાપી ખરા ગુન્હેગારોને સખત નસ્યત કરી, પવિત્ર પુન્યશાળી મનુષ્યને નિર્ભય બનાવે તો તેવા મેજીસ્ટ્રેટ પણ તેટલા પુરતા તે તે પ્રદેશના મહાદેવ અગર શંકર ગણાય

આ રીતેજ બીજી ઇશ્વરી શકતીની મુર્તીઓનું સમજવું. જેવા કે ગણપતી નવ દુર્ગાઓ વીગેરેનુ સમજવું. આ બધા દેવોમાં ઇશ્વરની એક અંશ એક પ્રકારની શકતીને અનુલક્ષી મુર્તી બનાવી છે અને પછી તે શકતીને અનુલક્ષી તેની સ્તુતીનું એક મોટું પુરાણ લખાયલું છે. જેમકે વીષ્નુ પુરાણ શીવ પુરાણ, દેવીપુરાણ, ગણેશ પુરાણ વીગેરે.

આ બધાથી ઇશ્વરની એકેક શક્તીનું ભાન મનુષ્યને થાય છે

પરંતુ આ પ્રણાલીકામાં આ રૂઢીમાં ખામી એ છે કે એક શક્તીમાંથી બીજી શકતી અને પછી ત્રીજી શક્તી તરફ ઇશ્વરની ભાવના વધારી છેવટ સર્વ શક્તીઓ સર્વ દેવોમાં એક નીરંજન નીરાકાર, વીરાટ ઇશ્વરનીજ શક્તીઓ નીરનીરાળી આરોપાએલી છે એમ સમજી જઈ વીરાટ ઇશ્વર તરફ ભાવના વધારવી જોઇએ.

જ્યારે હાલ તો મુર્તીઓને લઇને લોકો એક ડગલું પણ આગળ વધતા નથી. બીજી શક્તી કલ્પીજ શક્તા નથી શીવ ભકતો વીશ્નુ શકતીને માનતા નથી. વીશ્નુ ભકતો શીવનું નામ લેતાં અભડાય છે, આ સ્થીતિ નર્કમાં લઇ જનારી છે.

( ક્રમશઃ )

# ગીતાગૌરવ ભાગ-પાંચમામાંથી કંઈક—

अशास्त्रविहितं घोरं
तप्यन्ते ये तपो जनाः ।
दम्भाहंकारसंयुक्ताः
कामरागबलान्विताः ॥ ५ ॥
कर्षयन्तः शरीरस्थं
भूतग्राममचेतसः ।
मां चैवान्तःशरीरस्थं
तान्विद्ध्यासुरनिश्चयान् ॥ ६ ॥

જે મનુષ્ય શાસ્ત્ર વિધિથી રહિત કેવળ મન કલ્પિત ઘોર તપ કરીને દંભ, અહંકાર, કામના, આસક્તિના બળ ઉપર શરીરસ્થ પંચ મહાભૂતોના-સમુદાયને તથા શરીરાન્તર્ગતરૂ અન્તર્યામીને પણ કષ્ટ આપે છે તેવા અવિવેકી મનુષ્યોને તું આસુરી સિદ્ધાંતવાળા જાણ.

ગી૦ મો૦—હે અર્જુન, જે તપ આદિ કર્મો કરવાનું શાસ્ત્રમાં વિધાન નથી, જેમાં કોઈ સુક્ષ્મ મત વિધિનું પાલન કરવામાં આવતું નથી તથા નાના પ્રકારના આડંબરોથી શરીર, ઈંદ્રિઓને કષ્ટ પહોંચાડવામાં આવે છે એ બીભત્સ રીતીને ઘોર તપ કહેવામાં આવે છે એવા કર્મ કરનારાઓમાં શ્રદ્ધાનો લેશ માત્ર પણ હોતો નથી એવા લોકો પોતાનો પ્રભાવ જમાવવાને તથા બીજાને ઠગવાને એવાં પાખંડ રચીને પોતાની તપસ્યાના અહંકારથી ફુલ્યા રહે છે ભોગોમાં તેમની અત્યંત આસક્તિ રહેલી હોય છે, તેથી તેઓ ઈશ્વરના દાસ તો નહી પણ કામનાના દૃઢ દાસ બનીને કઠોર કર્મોથી પોતાના પંચ મહાભૂત, મન, બુદ્ધિ, અહંકાર, દશ ઈંદ્રિઓ અને ઈંદ્રિઓના પાંચ વિષય રૂપ ભૂત સમુદાયને ( ગી૦ ૧૩।૫ ) એટલે કે શરીરને ક્ષીણ દુર્બળ તથા શુષ્ક કરીને પોતાના તથા બીજાના આત્માને પણ ત્રસ્ત કર્યા કરે છે આ પ્રમાણે શાસ્ત્રથી પ્રતિકુળ આચરણ કરનારા બોધ શક્તિથી રહિત તથા આવરણ દોષ સહિત ઘમંડી તથા સ્વાર્થી મનુષ્ય સોળમા અધ્યાયમાં વર્ણન કરેલી આસુરી સંપત્તિનાજ અનુરાગી પથિક છે. રાવણ, ત્રિપુરાસુર, બાણાસુર આદિની પેઠે તેમની તપસ્યાથી પણ સંસારને કલેશ પહોંચે છે

ક૦ પ્ર૦—મિત્રો, આજ કાલ ઘણા લોકો પોતાના સ્વાર્થ સાધનાના બીજા કોઈ ઉપાય ન દેખાતા જપ, તપ, સમાધિ લગાવવી અગર ધૂણી તાપવી આદિના વ્યવસાય ચલાવ્યા કરે છે. મોટા મોટા મેળામાં, તીર્થ સ્થાનોમાં અગર કોઈ ધાર્મિક પર્વના અવસર ઉપર તમે જોયું હશે કે, કોઈ ભીષ્મ પિતામહની બાણશૈયા ઉપર સૂતા છે, કોઈ પંચાગ્નિથી બાળીને એ રાસી અગ્નિ સ્થીના તપ કરે છે, કોઈ ખડેશ્વરી છે, કોઈ ઉર્ધ્વબાહુ છે, કોઈ ઊંધે માથે લટકાએલા છે તો કોઈ ચરમ ઓઢીને ધ્યાનસ્થ બેઠેલા હોય છે, પરંતુ તેમની દાનત પૈસા ઉપર લાગેલી હોય છે, ભગવાનથી તેઓ ઘણા ગાઉ દૂર રહે છે આ પ્રમાણે જે આસુરી તપરૂપી ઝેરમાં પીડારૂપી બીજ વાવે છે તેનાથી પેદા થનારા ફળથી તેમને આખો જન્મારો પીડાજ ભોગવવી પડે છે. જો અંતઃકરણ સ્વચ્છ હોય, તેમાં તુચ્છ સ્વાર્થની ગંધ પણ ન હોય અને પરમાત્મા તરફજ લાગેલું હોય તો તો એ તપસ્યાના ઉપરોક્ત પ્રકાર દુષિત નથી પણ કેટલાક પ્રકાર તે શાસ્ત્રાનુમોદિત પણ છે પણ જો અંતઃકરણ સાફ હોય તો કોઈ તપસ્યાની દુકાનદારી કરવાને એવાં વિક્ષેપવાળા

સ્થળોમાં આવેજ શા માટે ? જે લોકોના શરીર તેમના કાબુમાં રહેતાં નથી અને મન, યમ નિયમોનું પાલન કરવામાં અશક્ત હોય છે એવા લોકોને સારૂ કેટલાક હઠયોગનાં આસન, મુદ્રા, બંધ આદિ બતાવેલાં છે, તથા શીતોષ્ણ આદિ દ્વંદ્વ સહનના અભ્યાસને અર્થે પંચાગ્નિ તાપન આદિની પણ પ્રક્રિયા છે, પણ એ સર્વ ઉચ્ચ સ્થિતિમાં પહોંચવાને સારૂ થોડા કાળ સુધી કરવા યોગ્ય સાધન માત્ર છે. અજાણ્યા લોકો એ વાત ઉપર ધ્યાન ન આપતાં એ બાહ્ય આડંબરોનેજ પ્રધાન ધ્યેય સમજે છે અને જન્મભર તેમને ગળામાં લટકાવી રાખે છે. પ્રથમના ઋષિ મુનિઓ પણ મનોનિગ્રહ તથા પોતાના ધ્યેય ઉપર સદાએ દૃઢ રહી શકાય તેને સારૂ કેટલાક વિશેષ નિયમોની સાથે કઠોર તપ કરતા હતા, પણ તે પ્રભુપ્રિત્યર્થે થતું હતું, નહી કે જરા પણ અંશે પૈસા પ્રિત્યર્થે. અસલમાં તો ભજન, ધ્યાનના સાત્વિક પ્રકાર ગીતાના છઠ્ઠા અધ્યાયમાં કથિત છે તેજ ઉત્તમ છે. યથા—

युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥ १७

જેના આહાર વિહાર નિયત છે, જેમના કર્મોનો વ્યવહાર તોળી માળીને થાય છે, જે નિયમિત રીતે ઊંઘે છે અને નિયમિત રીતે જાગતો રહે છે, તેવાઓને સારૂ યોગ દુઃખને નષ્ટ કરનારો અને સુખપ્રદ થાય છે. થોડું ખાવું અગર એકવાર ખાવું એ એક પ્રકારનો ઉપવાસ છે. જો કોઈ મનની પ્રસન્નતાને ખોઈ જીદ્દથી ભૂખે મરે તો તેને ઉપવાસ કહેવાય નહી. મનનું સમત્વપણું જાળવી રાખવાને સારૂ વ્રત કરવામાં આવે છે. તેમ ન થાય તો વ્રતોનું કાંઇ પણ પ્રયોજન નથી. હઠ અગર બળાત્કારથી જે કામ થાય તે અસુરોનું થવાનું, દેવતાઓનું નહી. તેથી એવા ઉપવાસ, વ્રત અગર નિયમ રાખો કે જેનાથી શરીરની શક્તિ ક્ષીણ ન થતાં મનનો ઉત્સાહ બન્યો રહે. આ વાતોમાં લોકમાં દેખાડો કરવાની ભાવના કદી પણ ન રહેવી જોઇએ. પ્રભુ તો તમારાં કર્મોને હજારો આંખોએ દેખે છે, તેમની દર્શનશક્તિ સુવિશાળ પહાડોને ભેદીને અંધારી ગુફાઓમાં જેટલી સહેલાઇથી પહોંચે છે તેટલી બહાર પહોંચતી નથી. કોઇ કર્મ ઉજાગરો કરીને ( સ્વરથતાથી નહી ) કરવામાં આવે તો તેમાં દંભ અને અહંકારની માત્રા જરૂર હોવાની. તેવે સમયે 'પ્રભુ તિરોહિત' થઇ જાય છે અને તપસ્યા કેવળ એક વ્યવસાય માત્રજ થઇ જાય છે.' અહંકારભરી તપસ્યા, ઉપાસના, પ્રભુના દરબારમાં કદી પહોંચતી નથી. એ વિષયનું એક રોચક દૃષ્ટાંત સંભળાવવાનું અનુચિત નહી ગણાય —

હિમાલયના કોઇ તપોવનમાં એક ભારે તપસ્વી તપોધન નામના મહાત્મા રહેતા હતા. તેઓ કદી ઉર્ધ્વબાહુ થઇને, કદી એક પગે ઉભા રહીને, કદી માત્ર એકજ ગ્રાસ ખાઇને તો કદી મહીનાઓ સુધી પવનનો આહાર કરીને, એમ એકથી એક કઠણ તપ કરતા હતા. તેમનાં એવાં કઠોર વ્રતોની વાત સાંભળીને દૂર દૂરથી અનેક સાધુ મહાત્માઓ તેમના દર્શને આવવા લાગ્યા. ત્યારે મહાત્માજીએ પોતાનો ક્રમ એનાથી પણ વધારી દીધો. તેમણે સર્વત્ર પ્રસિદ્ધ કરી દીધું કે પ્રત્યેક બાર બાર વર્ષે હમે હમારો એક એક નિયમ વધારતા ચાલીશું અર્થાત, પહેલા મુનિ, પછી તેની સાથેજ ક્રમશઃ ઉર્ધ્વબાહુ, અગ્નભક્ષી, વાયુભક્ષી ઇત્યાદિ થઇને તપ કરીશું. તેઓ એવો વિચાર કરતા હતા કે—હું જેટલાં સાધન કરૂં છું તેટલાં સાધન કરવાની હિંમત કોઇ પણ તપસ્વીમાં નથી. ઘણાએ સાધુ આ તપોવનમાં આવ્યા પણ મારી શ્રેણીએ પહોંચેલો તેમાંનો કોઇ પણ નહોતો, આટલું કઠણ સાધન હુંજ કરૂં છું. અસ્તુ, આ પ્રકારે તપસ્યા કરતાં કરતાં ઘણાં વર્ષો વીતી ગયાં. અને તેમની ખ્યાતિ સર્વો નારદજીના કાન સુધી પણ પહોંચી ગઇ એટલે તેઓ પણ પોતાની દિવ્ય વીણા વગાડતા અને મુખથી શ્રી નારાયણ ધ્વનિ કરતા કરતા તપસ્વી મહાત્માના આશ્રમ ઉપર

આવી ગયા. પરંતુ નારદજીના આવવાથી પણ મહાત્માના ચિત્તમાં કોઈ પણ આદરભાવ પ્રગટ થયો નહીં અને મામુલી રીતથી તેમને કહ્યું—કહો નારદજી, આપ કેણી બાજુ જઈ રહ્યા છો ?

નારદજીએ કહ્યું—મહર્ષે, હું ભૂલોકમાં ફરીને વૈકુંઠ તરફ જતો હતો, ત્યાં માર્ગમાં મેં આપની ઘણી ખ્યાતિ સાંભળી, તેથી આપનાં દર્શનની ઈચ્છાને રોકી શક્યો નહીં.

મહાત્માજીએ કહ્યું—આપે ઘણી કૃપા કરી. પણ આપ વૈકુંઠમાં જાઓ છો તો ત્યાં પ્રભુને એ જરૂર પૂછી જોજો કે મારો ઉદ્ધાર કરવામાં આટલી વાર શા માટે થાય છે ? મારાથી અધિક તપ કરનારો પણ શું કોઈ ભક્ત તેમની દૃષ્ટિમાં છે ? નારદજીએ એ વાતનો સહર્ષ સ્વીકાર કર્યો. તેમની તો એવી વાતોમાં પ્રાકૃતિક જ રુચિ છે. 'આપ આમ ન થશો, હું શીઘ્ર પ્રભુને પૂછીને આપને સૂચના આપીશ' એટલું કહીને નારદજીએ ત્યાંથી વિદાય લીધી. વૈકુંઠમાં જઈને તેમણે પ્રભુને દંડવત પ્રણામ કર્યા અને અન્યાન્ય સમાચારોની વચમાં એ ગમ્મત પણ છેડી કે—હિમાલયના તપોવનમાં તપ કરનારા તપોધન મહાત્માનો ઉદ્ધાર હજી સુધી કેમ થયો નથી ? ભગવાને પૂછ્યું કે—એ કેટલા દિવસથી તપ કરે છે ? નારદજીએ કહ્યું—હું શું કહું. આપ જાણતાજ હશો, કહે છે સેંકડો વર્ષ થયાં તેઓ તપ કરે છે. તેમણે કહેવામાં કહેલ એટલાં બધાં તપ, યોગ આદિ સાધન કર્યાં છે કે કોઈએ એક જ જીવનમાં એટલાં તપ કરેલાં સાંભળ્યાં પણ નહીં હોય. હવે તો તેઓ વૃદ્ધ થઈ ગયા. દાંત પડી ગયા અને વાળ તો પાકીને ગુંજ થઈ ગયા.

ભગવાને કહ્યું—જુઓ નારદ આ ચોપડીઓ પડી છે તેમાંથી ભક્ત નામાવળી પુસ્તક ઉઘાડીને તેમનું નામ જોઈ લો. તેમાં જે પ્રમાણે લખ્યું હશે તે પ્રમાણે થશે. નારદજી પુસ્તક લઈને આદિથી અંત સુધી વાંચી ગયા. એક વાર નહીં બેવાર નહીં, પણ ત્રણ વાર પણ તપોધન મહાત્માનું નામ તેમાંથી નીકળ્યું નહીં. અંતમાં જરા હસીને બોલ્યા—પ્રભો, સાંભળ્યું છે કે મર્ત્યલોકની દફતરોમાં ઘણો ગોટાળો ચાલે છે, પણ હવે તો એમ જણાય છે કે આપને ત્યાં પણ એવુંજ અંધેર ચાલુ થવા માંડ્યું છે. આટલા મોટા તપસ્વીનું આપને ત્યાં નામ સુધ્ધાં પણ નથી !

પ્રભુએ હસતાં હસતાં કહ્યું—આ નામાવળીમાં એમનું નામ ન હોય તો તેમાં મારો દોષ નથી, અહંભાવથી જે લોક તપ કરે છે તે ગમે તેટલા મોટા તપસ્વી હોય તો પણ તેમનું નામ અહીં દાખલ કરવામાં આવતું નથી. આ સાંભળતાંજ નારદજીએ વિચાર કર્યો કે—વાત તો બરાબર છે. એ તપસ્વી જરૂર અહંકારી છે તેમાં સંદેહ નથી. તેણે મારી સાથે પણ તપસ્યાના બળ ઉપર લુખો વર્તાવ કર્યો હતો. નારદજી ભગવાન પાસેથી વિદાય લઈને ક્રમશ મૃત્યુલોક તરફ આવ્યા અને તપસ્વીજીના આશ્રમ ઉપર પહોંચી ગયા. તેમને દેખતાંજ તપસ્વીએ પૂછ્યું—મહારાજ, મારી વાતનો જવાબ લાવ્યા કે નહીં ?

નારદજીએ કહ્યું—હા મેં આપને માટે પૂરી કોશિશ કરી પણ ભગવાનના ઉત્તરથી મને ઘણું આશ્ચર્ય થયું. તેમણે કહ્યું કે આપની ઉપાસના અહંકારના ભારની સાથે બંધાયેલી છે. તેથી તે આપને ઉપર આવવા દેતી નથી. આ સાંભળીને તપસ્વીજી મહાજ લજ્જિત થઈને બોલ્યા—દેવર્ષે, ભગવાને યથાર્થજ કહ્યું છે. ખરેખર છે કે મારામાં અહંકારની માત્રા વધેલ છે. હું સર્વદા મારી તપસ્યાનું અભિમાન રાખું છું. મારામાં એ મોટો દોષ છે. હવે આજથી હું આપની દ્વારા સંકલ્પ કરીને અભિમાનનો ત્યાગ કરું છું. એટલું કહીને મહાત્માએ તે તપોવનમાં રહેનારા નાના મોટા સર્વ સિદ્ધ, સાધક તપસ્વીઓને સમષ્ટિરૂપે પોતાના આશ્રમમાં આમંત્રિત કર્યા અને પોતાને હાથે સર્વનાં ચરણ પ્રક્ષાલન કર્યાં. વિનિત ભાવથી

સર્વનો સત્કાર કરીને નારદજીની સાક્ષિમાં પ્રાર્થના કરી કે—મહાનુભાવ વૃંદ, અત્યાર સુધી હું મને પોતાને સર્વ શ્રેષ્ઠ તપસ્વી સમજતો હતો તે મારી મોટી ભૂલ હતી. તપસ્યાના ગર્વમાં ચકચૂર રહીને આટલું જીવન મેં ટાઢ તડકો સહન કરીને ઠુંઠા સમાન નિરર્થક વીતાડી દીધું છે. હવે હું આપની શરણમાં છું. આપ મારી સામર્થ્યાનુસાર યોગ્ય તપશ્ચર્યાનું વિધાન કરીને મને અનુગ્રહિત કરો. વૃદ્ધ તપસ્વીજીનાં વિનમ્રપૂર્ણ વચનોથી સર્વ સમાગત મુનિવૃંદના હૃદય ગદ્‌ગદ થઈ ગયા. એ તો સ્વાભાવિકજ હતું, પરંતુ એક અઘટિત ઘટના પણ બની ગઈ. એક ખુણામાં દિવ્ય ધ્વનિની સાથે પ્રકાશ છટા ફેલાઈ ગઈ અને તેમાંથી વિમાન સમેત બે સ્વર્ગીય વ્યક્તિઓ પ્રગટ થતાની સાથેજ તપોધન મહાત્માને વિમાનમાં બેસાડીને ચાલી ગઈ. તે પછી સર્વ લોક નારદજીની પ્રદક્ષિણા કરી કરીને પોતપોતાના આશ્રમમાં ચાલ્યા ગયા. કહેવાનો અભિપ્રાય એ છે કે, કોઈ બીજા ઉપર મોટા થઈને પોતાનો પ્રભાવ જમાવવાને સારૂ કોઈ ગમે તેટલાં સારાં કામ કરે પણ તેનાથી સફળતા મળશે નહી. ધાર્મિક કામમાં સરળતા અને નમ્રતાની સર્વથી અધિક આવશ્યકતા છે. એમ હોય તો કોઈ ક્રિયામાં કાંઈ ભૂલ ચૂક થઈ જાય તો તેને ભગવાન પૂરી કરી દે છે.

વસ્તુતઃ વિચાર કરવામાં આવે તો કોઈ પણ કર્મ સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ વિધિ વિધાનથી ઘણા યત્નપૂર્વક કરવામાં આવે તો પણ તે પ્રભુના મહીમાને પહોંચી શકે એવી યોગ્યતાવાળું થતું નથી. સર્વ સમર્થ, અનંત બ્રહ્માંડોના અધિપતિ સર્વ શક્તિમાન પરમેશ્વરનો પ્રેમ મેળવવાને અર્થે, ક્ષુદ્ર જંતુ મનુષ્યોનાં કર્મ સમર્થ થઈ શકતાં નથી. ક્યાં તેનું અનંત ઐશ્વર્ય અને ક્યાં આપણી અકિંચનોની ક્ષુદ્ર ક્ષુદ્ર વસ્તુઓ! આપણે સમજીએ છીએ કે તેની સ્તુતિ પ્રાર્થના અગર જપ તપ કરીને તેને સંતુષ્ટ કરી લઈશું, પણ એ તો મન વાણીથી અગોચર છે. આપણે સમજીએ છીએ કે પ્રભુને સુંદર સિંહાસન ઉપર બેસાડીને તેમને સુશોભિત કરીશું, પરંતુ એ તો સમસ્ત ભુવનોના સિંહાસનોનો અધિપતિ છે. આપણે ધારીએ છીએ કે સુંદર સુંદર વસ્ત્રાભૂષણોથી તેને પ્રસન્ન કરી શકાય છે, પણ એ તો પોતાના ભક્તોને અષ્ટસિદ્ધિ નવનિધિ પ્રદાન કરે છે. તેની પાસે ક્યાં વસ્ત્રાભૂષણનો અભાવ છે? આપણે સમજીએ છીએ કે પ્રભુને વિવિધ ફળ, મિષ્ટાન, છપ્પન ભોગ આદિથી સંતુષ્ટ કરી લઈશું, પણ એમની પાસે તો મહાલક્ષ્મી અને અન્નપૂર્ણા વિરાજી રહ્યાં છે. ખરી વાત એ છે કે પ્રભુને કોઈ પણ વસ્તુની ખોટ નથી, તો પણ પોતે મહાન દયાળુ છે, તે પોતાને માટે નહી પરંતુ કૃપા કરીને આપણો ઉદ્ધાર કરવાને સારૂ, આપણને પોતાના શાંતિ નિકેતનમાં લઈ જવાને સારૂ તથા આપણી શ્રદ્ધાનું તારતમ્ય જોવાને સારૂ અતિ સામાન્ય કર્મો અને પદાર્થોનો પોતે અંગીકાર કરે છે. એ અંગીકાર કોઈ અભાવને કારણે નહી પણ આપણા ઉપર અપાર દયા દેખાડવાને સારૂ કરે છે. ગરીબ, દુખી સર્વ પોતાના સામર્થ્ય અનુસાર સાદામાં સાદો ઉપહાર લઈને પ્રભુના શરણમાં પહોંચી શકે છે. પ્રભુ કર્મના ગૌરવ કે વસ્તુના મૂલ્ય ઉપર ધ્યાન નથી આપતા, પરંતુ અંતરના પ્રેમ તરફ શુદ્ધ હૃદયની શ્રદ્ધાભરી ભક્તિ તરફ નિરંતર ધ્યાન રાખે છે. એક સ્થળે શિવપુરાણમાં તેમણે કહ્યું છે કે—

परिपूर्णस्य नित्यस्य मम किं क्रियते नरैः।
किन्तु सर्वात्मना देवि मया भावो हि गृह्यते ॥

અર્થાત્ હું નિત્ય પરિપૂર્ણ સ્વરૂપ છું, મારો સંતોષ મનુષ્યો દ્વારા ભલા કેવી રીતે થઈ શકે? હે દેવી, સર્વ ભૂતોનો અંતરાત્મા હું કેવળ તેમના ભાવનેજ ગ્રહણ કરૂં છું. અહીં પ્રભુની ઉદારતાને જુઓ, ઉપહાર તો કાંઈ પણ લેતા નથી પણ બદલામાં કેટલો પુરસ્કાર અર્પણ કરી દે છે, એ ઉદારતા સર્વ સમર્થ પ્રભુને યોગ્યજ છે. જો કોઈ

અજાણ્યો બાળક કોઇ ધનિકને ફુલનો એક ગુચ્છો ભેટ કરે છે તો તે ધનિક સહેજમાં તેને ચાર આઠ આના પુરસ્કાર આપી દે છે, કોઇ કૃષક (ખેડુત) પહેલા ઉપજની વસ્તુ જમીનદારને નજર કરે છે તો જમીનદાર તેના સામર્થ્ય પ્રમાણે કંઇને કંઇ પ્રતિદાન આપે છે, કોઇ ભિક્ષુક બ્રાહ્મણ કોઇ રાજાની પાસે એક પુષ્પમાત્ર લઇને ઉપસ્થિત થાય છે તો રાજા તેને સંતુષ્ટ કરીને વિદાય કરે છે આ સર્વ ધનિક, જમીનદાર અગર રાજા અલ્પ સમૃદ્ધિવાન અને અલ્પ ઉદાર છે તો પણ નાના શા ઉપહારને બદલે મોટા મોટા ઉપહાર આપી દે છે તો પછી સર્વ ઐશ્વર્યવાન, અનન્ત ઉદાર પરમ દયાળુ ભગવાન ભક્તોએ આપેલા નજીવા ઉપહારને બદલે મોટો પુરસ્કાર આપે તેમાં શો સંદેહ છે? પ્રભુને નિમિત્તે કરેલું કોઇ કામ વિફળ જતું નથી એ એક સુનિશ્ચિત વાત છે પણ તે કામમાં કેવળ માત્ર પ્રભુજ નિમિત્ત હોવા જોઇએ, લોકોમાં પ્રતિષ્ઠા વધારવાની કામના કે રૂપીયા પૈસા મેળવવાની વાસના તેમાં અપ્રધાનરૂપમાં પણ રહેલી હશે તો તે કામ પ્રભુ પ્રીતિ સંપાદન કરી શકશે નહીં હા, થોડા અંશમાં એટલીજ ઇચ્છા પૂર્તિ ભલે થઇ જાય, પરંતુ જે લોક કેવળ લોક દેખાવને માટે, સીધા સાદા લોકોને ઠગવાને માટે જપ તપના ઢોંગનો શ્રમ કરે છે તેમના તો બન્ને લોક નષ્ટ થઇ જાય છે

અહીં સુધી અર્જુનના 'શાસ્ત્રવિધિ ન જાણનારા શ્રદ્ધાળુઓની ભજન પૂજન કરવાથી શી ગતિ થાય છે?' એ પ્રશ્નનું સમાધાન ભગવાને કર્યું આ કથનનો ભાવ એ નિકળે છે કે—મનુષ્યની શ્રદ્ધા તેની પ્રકૃતિ સ્વભાવને અનુસાર સાત્વિક, રાજસ અગર તામસ હોય છે તથા તેને અનુસરીનેજ મનુષ્યના કર્મોમાં અંતર પડે છે અને તે કર્મોને અનુરૂપજ તેને પૃથક્ પૃથક્ ગતિ પ્રાપ્ત થાય છે પરંતુ રાજસ કે તામસ શ્રદ્ધા હોવાથી આસુરી કક્ષામાંજ હંમેશને માટે તેને રહેવું પડે એવું કંઇ નથી પોતાની સ્વાધીનતાના ઉપયોગને નિયંત્રિત કરીને શાસ્ત્રીય આચરણોને જોઇને અગર સાંભળીને પોતાની પ્રકૃતિના સ્વભાવને ધીરે ધીરે સુધારતા જવું એ દરેક મનુષ્યનું કર્તવ્ય છે હા, જેઓ તેમ નથી કરતા અને દુષ્ટ પ્રકૃતિ સ્વભાવનુંજ અભિમાન રાખીને શાસ્ત્રોથી વિપરીત આચરણ કરે છે તેમને આસુરી બુદ્ધિનાજ કહેવા જોઇએ અસ્તુ

—o—

# મહાદેવનો મહામહીમા

( લે૦—સ્વામી શ્રી શિવાનન્દજી, યોગીરાજ, વૈદ્ય, ધન્વન્તરિગુરૂ )

આ ચાતુર્માસ્યની શરૂઆતમાં એક આશ્રમમાં કોઇ એક મહાનુભાવ મહાદેવજીના મહિમાના વિષયમાં આવી રીતે પ્રવચન કરી રહ્યા હતા—

એમ તો ઉપાસનાઓ ઘણા પ્રકારની છે પરંતુ બધામાં શીઘ્રતાથી ફલવતી થતી હોય તેવી ઉપાસના શંકર મહાદેવની છે મહાદેવજીની કૃપાથી જે સ્થાનો અને વ્યક્તિઓનો મહામહીમા લોકમાં પ્રસિદ્ધિ પામ્યો છે, તેમનું દિગ્દર્શન કરાવીને આજ અમે શ્રોતાઓને પુણ્યશાળી બનાવીશું—

૧—શ્રી કાશીપુરી—બધી દુનિયામાં મૃત્યુને બુરૂં સમજવામાં આવે છે પરન્તુ કાશીના મરણને મંગલ કહ્યું છે. એ કાશીનો મહીમા છે, અને એ મહત્વનું કારણ ભગવાન કૈલાશપતિ છે જેમકે જીવમાત્રમાં મનુષ્ય, મનુષ્યોમાં પણ બ્રાહ્મણ અને

બ્રાહ્મણોમાં પણ બ્રહ્મનિષ્ઠ શ્રેષ્ઠ છે, તેવીજ રીતે પૃથ્વીમાં આર્યાવર્ત, તેમાં વળી તીર્થસ્થળ અને તેમાં પણ કાશીનું સ્થાન સર્વોત્તમ છે, કેમકે આ અવિમુક્ત ક્ષેત્ર પંચકોશાત્મકરૂપથી વિદ્યા અને મુક્તિ બન્નેને આપનારૂં છે. જ્યાંની વિદ્યા બધાં તિર્થોના મહત્વને પ્રકાશમાં લાવે છે તે પુરી પ્રલય કાલમાં પણ નષ્ટ થતી નથી. કેમકે તે મહાદેવજીના ત્રિશુલ પર અવસ્થિત છે. અથવા ત્યાં સુધી પ્રલય કાળનું અથાહ પાણી અને પ્રલયાગ્નિની જ્વાળાઓ પહોંચી શક્તી નથી, અહિં વિશ્વનાથ નામના જ્યોતિર્લિંગનાં સાક્ષાત્ દર્શનનો લાભ પ્રાપ્ત થાય છે, જે ગંગા અને અન્નપૂર્ણાની વચમાં પ્રતિષ્ઠિત છે. બીજાં તિર્થ સ્થાનોમાં જે પ્રાણી મરે છે, તે તે તિર્થોના મહિમાથી કાશીમાં જન્મ ધારણ કરે છે. પછી તે કાશીમાં મરીને મુક્તિને પ્રાપ્ત થાય છે.

વ્રજભુમિમાં ભગવાન કૃષ્ણચંદ્રે અવતાર ધારણ કરીને કેવી કેવી લીલાઓ કરી, અયોધ્યાને પોતાના જન્મથી કૃતાર્થ કરવાવાળા શ્રી રાજા રામે કેવાં કેવાં ચરિત્ર બતાવ્યાં, નૈમિષારણ્યમાં અઠયાસી હજાર રૂષીયોએ કેવા કેવા પ્રશ્નોત્તરરૂપમાં સુસંવાદ કર્યા, વિન્ધ્યક્ષેત્રનો શું મહીમા છે, ચારે ધામ અને બાવન હદ્દો કેમ બનાવવામાં આવ્યા, માન્ધાતા વિગેરે ભૂપતિઓએ જનતાનો શો ઉપકાર કર્યો, રઘુ, વિક્રમાદિત્ય કોણ હતા, આચાર્ય શંકરનું વિજ્ઞાન કેવું છે, વિગેરે પ્રશ્નોના ઉત્તર તમે કયા આધાર પર આપી શકશો ? બીજા પણ ઘણાજ ઋષિ, મુનિ, ભક્ત, સંત, સાધુ, વીર વિગેરે પ્રાચીન કાળમાં થઈ ગયા છે, તમે તેમના વિષયમાં વગર પરિચયથી કેવી રીતે પરિચિત થઇ શકશો ? એ બધાનું જ્ઞાન કરાવનારૂં શાસ્ત્ર છે, લોક કથાઓ છે અને ઇતિહાસ છે. એજ બધા આર્યોનો પરિચય આપનાર છે, એ બધાંનું નિર્માણ આ કાશી નગરીમાં થયું છે. જે ગ્રંથોની રચના અહિં નથી થઇ, તેના ખરા ખોટાની પરિક્ષા અહિં થઇ છે. એવી આ કાશી નગરી છે, તેને જે એ ગૌરવ પ્રાપ્ત થયું છે તેનું એકમાત્ર કારણ મહાદેવજીનો મહીમા છે, જે અહિંના લોકોની બુદ્ધિમાં આટલી શકિત લાવી શક્યો છે.

૨—ચંદ્રમાના પુત્ર બુધે કાશીમાં બુધેશ્વર શિવલિંગ સ્થાપન કરીને તેની પૂજાથી એ વરદાન મેળવ્યું હતું કે 'તમારો લોક બધા નક્ષત્રોથી ઉંચો રહેશે, તમારી પૂજાથી બુદ્ધિનો વિકાસ થશે.'

કાશી ખં૦ અ૦ ૫

૩—એક વખત ગરૂડની પાંખો અચાનક તૂટી પડી, તે જોઇને આશ્ચર્ય ચકિત થઈ વિષ્ણુએ વિચાર કર્યો કે વજ્રોના પ્રહારથી જેનો એક વાળ પણ વાંકો થઈ શકતો નથી, બ્રહ્માસ્ત્ર પણ જેની પાંખો ઉપર વિફલ નિવડે છે, તેની પાંખો કેમ તૂટી પડી ? તેટલામાં તેમની દૃષ્ટિ તપસ્વિની શાણ્ડિલી પર પડી, તેને જોતાંજ વિષ્ણુ સમજી ગયા કે ગમે તેમ હોય પણ ગરૂડે આ તપસ્વિનીનો કોઈ અપરાધ કર્યો છે, તેના કોપથીજ આમ બન્યું છે. ભગવાને કહ્યું—દેવિ ! ગરૂડે તમારો શો અપરાધ કર્યો છે કે જેને કારણે તેને આટલો કઠોર દંડ આપ્યો ? તપસ્વિનીએ જવાબ આપ્યો—તેણે મારી સામે સ્ત્રી જાતિની ઘોર નિન્દા કરી છે, તેને અનેક દોષ લગાડ્યા છે, અને જેમ મનમાં આવ્યું તેમ નિઃસંકોચ બોલી નાખ્યું છે, હું તેને સહન કરી શકી નહિ. ભગવાને નમ્ર સ્વરમાં કહ્યું—ગરૂડનો અભિપ્રાય સ્ત્રી જાતિ માત્રની નિંદા કરવાનો ન હતો, તેને સ્ત્રીઓમાં જે કંઈ દુર્બળતાઓ છે તેનું માત્ર દિગ્દર્શન કરાવ્યું છે, તે નારી જાતિ ઉપર કલંક શા માટે લગાડે ? આપ

ક્ષમા કરો, તપસ્વિ જનોએ આવો કઠોર દંડ આપવો એ ઠીક નથી. તે સાંભળીને શાંડિલ્યે કહ્યું—મારૂં કહેલું કોઈ પણ અન્યથા કરી શકતું નથી, જે કહી દીધું છે, તે થઈનેજ રહેશે. તેનો માત્ર એકજ ઉપાય છે—'ગરૂડ શંકરજીની ઉપાસના કરીને તેમને પ્રસન્ન કરી લે, તો તે પૂર્વ સ્થિતિને પ્રાપ્ત થઈ શકશે.' એ સાંભળીને ગરૂડે વિષ્ણુની આજ્ઞાથી ગોકર્ણક્ષેત્રમાં જઈને ગરૂડેશ્વર મહાદેવની સ્થાપના કરી અને શંકરના વરદાનથી ફરીથી પહેલાંના જેવી સ્થિતિ પ્રાપ્ત કરી.

૪—દૈત્યગણ નર્મદાના કિનારા પર સ્થિત ઓંકારેશ્વર મહાદેવની તપસ્યા કરીને દૈત્ય સમૂહને જીતી શક્યા હતા. ( રેવા ખંડ અ૦ ૪૭ )

૫—ચંદ્રમાએ દક્ષપ્રજાપતિની રોહીણી વિગેરે સત્તાવીસ કન્યાઓ સાથે વિવાહ કર્યા હતા, જો કે તેમાં એકથી એક સર્વ સુંદર હતી, પરંતુ ચંદ્રમાનો પ્રેમ રોહિણી પર અધિક થઈ ગયો. એ ભેદ દૃષ્ટિથી દુઃખિત થઈ અન્ય સપત્નિઓએ પોતાના પિતા દક્ષને તે વિષે ચન્દ્રમાને સમજાવી દેવા કહ્યું. પ્રજાપતિએ અનેક વાર સમજાવ્યું, પણ ચંદ્રમાએ ન માન્યું. છેવટે પ્રજાપતિએ—'જે સમાન શ્રેણી વાળાઓમાં વિષમતાનો વ્યવહાર કરે છે તે નરકગામી થાય છે' એ પ્રકારનો ધિક્કાર આપીને ચંદ્રમાને એવો શાપ આપી દીધો કે તું ક્ષય રોગગ્રસ્ત થા.

અન્તે ચંદ્રમાની ઇન્દ્ર આદિ દેવતાઓએ તથા વશિષ્ઠ આદિ ઋષિઓએ એવી દુર્દશા જોઈને કહ્યું કે જે થવાનું હતું તે તો થઈ ગયું, હવે તો તે પ્રભાસ તીર્થમાં જઈને દિવ્ય હજાર વર્ષ સુધી મહામૃત્યુંજયનો જપ કરે, ત્યારે તેનો 'તપેદિક' રોગ દૂર થઈ શકે, અન્યથા બીજો કોઈ ઉપાય તેને માટે સારા થવાનો નથી. ચંદ્રમાએ તેમ કરવાથી મહાદેવજીએ તેનો રોગ દૂર કર્યો. ( રેવા ખંડ )

૬—એકવાર અગ્નિને યજ્ઞોનો માલ ખાઈ ખાઈને અજીર્ણ રોગ થઈ ગયો હતો, તે કોઈ પણ પ્રકારે સારો થતોજ ન હતો, તેથી તે ભૃગુકચ્છ નામના તીર્થમાં જઈને મહાદેવજીનું તપ કરવા લાગ્યો. દેવતાઓએ પણ મહાદેવજીની સ્તુતિ કરતાં કહ્યું કે પ્રભુ, આ અગ્નિ અમારૂં મુખ છે આપ તેનો રોગ નષ્ટ કરી દો. મહાદેવજીએ તે પ્રમાણેજ કરી દીધું. ( રેવાખંડ )

૭—કુબેરના પૂર્વ જન્મની કથા એવી છે કે—યજ્ઞદત્ત નામના બ્રાહ્મણે પોતાના ગુણનિધિ નામના પુત્રને તે જુગાર વિગેરેનો દુર્વ્યસની હોવાને કારણે પોતાના ઘરમાંથી કાઢી મુક્યો. તે ભૂખ્યો તરસ્યો સાંજની વેળામાં એક મંદીરના દરવાજા પર જઈ પહોંચ્યો અને ત્યાં શિવકીર્તન સાંભળવા લાગ્યો. રાત્રે બધાના સૂઈ ગયા પછી તે પ્રકુલ્લિતચિત્ત મંદીરમાં ભોગ ધરાવેલા પદાર્થો ચોરવા માટે પેઠો અને પોતાનું કપડું ફાડીને તેની બત્તી બનાવી સળગાવીને પ્રકાશ કર્યો. જ્યારે પદાર્થો ચોરીને તે બહાર નિકળવા લાગ્યો ત્યારે તેના પગની ઠોકર વાગવાથી એક આદમી જાગી ગયો અને તેણે તેને ચોર સમજીને માથામાં એવી લાઠી મારી કે તે ત્યાંજ મરીને ઢગલો થઇ પડ્યો.

એ દીપદાનના ફળથી બીજા જન્મમાં તે કલિંગ દેશનો રાજા થયો. પૂર્વસ્મૃતિના બળથી તેને રાજ્યભરનાં મંદીરોમાં દીપદાનનો પ્રબન્ધ કરી દીધો. ત્યાંથી મરીને તે પુલસ્ત્યના પુત્ર વિશ્રવાના ઘરમાં ઉત્પન્ન થયો. ત્યાં તેણે મહાદેવજીની ઉગ્ર તપસ્યા કરી. મહાદેવજીએ પ્રસન્ન થઈને કહ્યું કે તમે તમારૂં અભિષ્ટ વરદાન માગો. એવું સુમધુર

વચન સાંભળીને જ્યારે તેણે આંખ ખોલી ત્યારે સૌથી પ્રથમ તેની દૃષ્ટિ પાર્વતી પર પડી, તે તેને ક્રૂર દૃષ્ટિથી તાકી તાકીને જોવા લાગ્યો. તેનું પરિણામ એ થયું કે તેની ડાબી આંખ ફૂટી ગઈ, આ દુર્વ્યવહાર જોઈને પાર્વતિએ કહ્યું, કે આ તાપસ ઘણો દુષ્ટ માલમ પડે છે, જે મને બુરી નજરે જોઈ રહ્યો છે. તે ઉપરથી મહાદેવજીએ તેમને એમ સમજાવ્યું કે એ તારો પુત્ર છે, તમે આદ્યાશક્તિ સમજીને એકીટસે જોઇ રહ્યો છે. તે પછી મહાદેવજીએ તેને દેવતાઓનો કોશાધ્યક્ષ બનાવી દીધો, પણ કુદૃષ્ટિથી પાર્વતીને જોવાને કારણે કુબેર નામ પડયું, બાકી તેનું બધું ઐશ્વર્ય મહાદેવજીની કૃપાનું ફળ છે. ( શિવપુરા॰ અ॰ ૧૨૧ )

૮—એકવાર યમરાજે મરીને પરલોક ગયેલા માણ્ડવ્ય ઋષિને પૂર્વજન્માર્જિત કર્માનુસાર શૂળી પર ચઢાવવાનો દંડ કર્યો. આ દંડ ભોગવીને ઋષિએ યમરાજની પાસે જઈને પૂછ્યું કે કયા પાપથી તમે મને ફાંસીની સજા આપી છે! યમરાજે કહ્યું—અમુક જન્મમાં બાલ્યાવસ્થામાં તમે અનેક જીવોને સોયની અણીથી વિંધ્યા હતા, તેમની યાતનાથી તમારે નરક ભોગવવું પડશે, જેનો એક ભાગ તમે શૂળાનો દંડ ભોગવીને ભોગવી લીધો છે. એ સાંભળીને ઋષિએ 'આટલા નાના અપરાધ માટે આવો કઠોર દંડ આપીને તમે મારી સાથે ઘોર અન્યાય કર્યો છે' એમ કહીને તેમણે યમરાજને શ્રાપ આપ્યો કે તમે મનુષ્ય યોનીમાં ચંડાલ જાતિને પ્રાપ્ત થાઓ.

યમરાજ ઉક્ત શ્રાપથી મુક્ત થવાને માટે જગન્નાથપુરીના કપાલમોચન સ્થાનમાં જઇને શંકરની આરાધના કરવા લાગ્યા. શંકરજીના પ્રગટ થવાથી યમરાજે પોતાના ઉપર થયેલી બળ જબરાઇ પ્રતિ તેમનું ધ્યાન ખેંચતાં કહ્યું કે પોતાના કર્મફળાનુસાર માણ્ડવ્ય ઋષિને ફળ ભોગવવું પડયું, તેમાં મારો શું દોષ હતો ? તો પણ ઋષિએ મને શ્રાપ આપ્યો

યમરાજનાં કરૂણાપૂર્ણ વચનો સાંભળીને શંકરજીએ કહ્યું—તપસ્વિનાં વચન વૃથા થઈ શકતાં નથી, હા, હું એટલું કરી શકું છું કે શુદ્રયોનીમાં રહેવા છતાં પણ તમને બ્રહ્મજ્ઞાન રહેશે, અને શુદ્ર યોનિ જનિત ગ્લાનિ પણ તમને થશે નહિ. આખરે યમરાજે એક દાસીને ઘેર જન્મ ધારણ કર્યો અને તેમનું નામ વિદુર પડયું, જે મોટા પ્રભુભક્ત અને જ્ઞાની થયા. આ કૃપા શંકરજીની હતી.

( નાગર ખંડ )

૯—ઇન્દ્ર મહારાજે ત્વષ્ટા ઋષિના પુત્ર વિશ્વરૂપને મારી નાખ્યો. પુત્રવધથી દુઃખી થઈ અને ક્રોધ કરીને ત્વષ્ટાઋષિએ દારૂણ તપ કરીને બ્રહ્મા પાસે દેવતાઓને ભયભીત કરનારો પુત્ર ઉત્પન્ન થાય એવું વરદાન માગ્યું, જેનાથી ત્વષ્ટાને ઘેર 'વૃત્ર' નામનો પરમ પ્રતાપી પુત્ર ઉત્પન્ન થયો. ઇન્દ્ર પાસેથી બદલો લેવા માટે વૃત્રાસુરે ઘોર તપસ્યા કરવાનો પ્રારમ્ભ કરી દીધો. તેનું તપ જોઇને ભયભીત થયેલા ઇન્દ્રે દધીચી ઋષિના હાડકાંથી બનેલા વજ્રથી તેને મારી નાખ્યો.

વૃત્ર બ્રાહ્મણ હતો, તેથી બ્રહ્મહત્યા ઇન્દ્રની પાછળ એવી પડી કે જ્યાં જ્યાં ઇન્દ્ર ગયા ત્યાં ત્યાં તેનો પીછો ન છોડ્યો. બ્રહ્મહત્યા, સુરાપાન, ચોરી ગુરૂપત્નિગમન અને વિશ્વાસઘાત એ મહા પાપોથી બચવું ઘણુંજ કઠણ છે, તેનાથી દુઃખી થઇને ઇન્દ્ર સિંહાસન અને શચીનો ત્યાગ કરી તપ કરવા માટે નીકળી પડ્યા. અનેક તીર્થ, મંદીર, સમુદ્ર, નદી, તલાવ વિગેરેમાં જવાથી પણ જ્યારે બ્રહ્મહત્યાનો દોષ દૂર ન થયો ત્યારે આખરે ઇન્દ્રે હિમાલય પર્વત

પર જઈને કૃચ્છ્ર ચાન્દ્રાયણ, ગ્રીષ્મ ઋતુમાં પંચાગ્નિ તપ, વર્ષામાં ખુલ્લા મેદાનમાં રહીને તથા ઠંડીમાં જલધારાવાસ આદિ કરીને શંકરની તપસ્યામાં દશ હજાર વર્ષ વિતાવ્યાં ત્યારે ઇન્દ્રની તપસ્યાથી પ્રસન્ન થઈને શંકરજી તેને વરદાન આપવા આવ્યા, ત્યારે ત્યાં સર્વ દેવતા હાજર થઈ ગયા. તે સમયે બૃહસ્પતિજી મહાદેવજીને કહેવા લાગ્યા કે ઇન્દ્રે દેવતાઓના કહેવાથી વૃત્રાસુરને માર્યો છે, છતાં પણ તેને બ્રહ્મહત્યા લાગી, તો તેને તમે દૂર કરો.

આ સાંભળીને શંકરજીએ બ્રહ્મહત્યાના ચાર ટુકડા કર્યા એક ભાગ નદીમાં, બીજો પૃથ્વીમાં, ત્રીજો રજસ્વલા સ્ત્રીમાં અને ચોથો શૂદ્રસેવક બ્રાહ્મણમાં એમ વહેંચી દીધા. ઇન્દ્ર મહાદેવજીના પ્રતાપથી પહેલાના જેવા થઈ ગયા. (રેવાખંડ)

૧૦—શુક્રાચાર્ય જે દૈત્યોના ગુરૂ છે, તેમને અર્બુદ પહાડ પર શંકરજીની ઘોર તપસ્યા કરીને આવું વરદાન માગ્યું—

यदि तुष्टो महादेव विद्या देहि महेश्वर ।
यया जीवन्ति सम्प्राप्ता मृत्युं सर्वेऽपि जन्तवः ॥

આપ પ્રસન્ન હો તો એવી વિદ્યા આપો કે જેનાથી મરી ગયેલા પ્રાણી જીવતાં થાય. શંકરજીના તથાસ્તુ કહેવાથી એ વિદ્યાના પ્રભાવથી શુક્રાચાર્યના શિષ્ય મરી ગયેલા દૈત્યો જીવતા થઈને યુદ્ધમાં દેવતાઓનો સામનો કરવામાં સમર્થ થતા હતા.

૧૧—બૃહસ્પતિના વિષયમાં એમ કહેવાય છે કે બ્રહ્માએ સૃષ્ટિ કરવાની ઇચ્છાથી મરીચી, અત્રિ અને અંગીરા વિગેરે સાત માનસપુત્ર ઉત્પન્ન કર્યા તેમનામાંથી આ અંગીરાએ કાશીમાં જઈ શંકરનું તપ કર્યું. ઉગ્રસ્વરૂપ મહાદેવજીએ પ્રસન્ન થઈને વરદાન માગવા કહ્યું ત્યારે અંગિરાએ કંઈ વરદાન માગ્યું નહીં, કેવળ એમ કહ્યું કે મને ફક્ત તમારા દર્શનની ઇચ્છા હતી, હું બીજું કંઈ ઇચ્છતો નથી તે ઉપરથી મહાદેવજીએ કહ્યું કે ઋષિવર, તમે બહુ ભારે તપ કર્યું છે, તમે ઇન્દ્રાદિ સર્વ દેવતાઓના ગુરૂ થશો, તમારૂં 'બૃહસ્પતિ' નામ થશે હું તમને વાચસ્પતિની ઉપાધીથી વિભૂષિત કરૂં છું તેમનું સર્વના ગુરૂ બનવું મહાદેવજીની કૃપાથી થયું (કાશી ખં૦)

૧૨—નરનારાયણનો ઉત્તરાખંડમાં મોટો મહીમા છે, આ પ્રદેશને બદ્રીનારાયણધામ કહે છે કે જે ચાર ધામમાં એક મુખ્ય ધામ છે ત્યાં નરનારાયણે ભગવાન શિવજીનું તપ કર્યું હતું તેમની તપસ્યાથી પ્રસન્ન થઈને જ્યારે મહાદેવજીએ તેમને વરદાન માગવા કહ્યું, ત્યારે નરનારાયણ શંકરજીનું સ્વરૂપ જોઈને પ્રસન્ન થઈ ગયા અને બોલ્યા—'અમને તમારા દર્શનના લાભથી સર્વ કાંઈ મળી ગયું, હવે તો એટલીજ પ્રાર્થના કરીયે છીએ કે સદા આપનો નિવાસ અહિંજ રહે' ત્યારથી શિવજી કેદારનાથના નામથી ઉત્તરાખંડમાં નિવાસ કરે છે આ તેજ સ્થાન છે કે જ્યાં મહિષનું રૂપ ધારણ કરીને ઓળખી લેવાથી શંકરજીએ પાંડવોનો ઉદ્ધાર કર્યો હતો આજ કાલ ઉત્તરાખંડના એ પવિત્ર પ્રદેશને કેદારખંડ કહે છે અહિં મોટામોટા ઋષિ, મુનિ, યોગી યતિ, તપ, ધ્યાન કરવામાં હમણાં પણ લાગેલા જોવા મળે છે

આ સર્વ નિદર્શનોનો ફલીત [illegible] અર્થ એ નિકળે છે કે જેનાથી મનુષ્ય તથા સ્થાન પણ પૂજનીય થઈ જાય છે અને તેવા સામર્થ્યનું નામ છે, 'મહાદેવનો મહામહીમા'

# પ્રારબ્ધ

( લે૦—સિકંદરરાય બાલાભાઇ દેસાઈ )

વ્યવહાર ઉપર આત્મપ્રેરણાનુસાર દૃષ્ટિ કરાવી, યત્ર તત્ર સર્વત્ર આત્મ લાભ છે એટલા અનુભવ સુધી લાવનાર જે પ્રારબ્ધ તે મનુષ્ય માત્રને કેવી રીતે દગો દે છે તે પણ જોવું જોઇએ, જો કે તે ગમે તે કરે કરાવે તોપણ આત્માનંદમાં વિક્ષેપ આવવાનો નથી.

હે કીસ્મત ! તેં આજ સુધી બહુ દગાબાજી કરી છે. અમુકમાં પરિપૂર્ણ સુખ છે એમ દેખાડી, પરિણામે તેમાંથી મહા કષ્ટ નીપજાવી આપ્યું છે એવી દગાબાજી તેં પ્રથમથી મારી સાથે ચલાવી છે એમ હવે મને સમજાયું છે, એટલે હવે તું મને ક્યાં લઇ જાય છે ? શા માટે તું મને લઈ જવાનો યત્ન કરે છે, હું તો હવે અભેદરૂપી સમુદ્રના તટે આવી ચૂકયો છું. તું મારો છે એમ સમજાવીને તે મને તારે ભરોંસે લીધા છતાં તેં મારી ભરબજારમાં હરરાજી કરી એજ તારી દગાબાજી છે, હવે તારો વિશ્વાસ નકામો છે, તારાથી દોરાવું એ ભૂલ છે. અભેદના પ્રદેશમાં પ્રારબ્ધનો અવકાશજ નથી.

પ્રારબ્ધ—કીસ્મત કેવી દગાબાજી કરે છે તેનો મને પૂર્ણ અનુભવ છે અને એવો અનુભવ પ્રત્યેક માણસને થયો હશેજ. પ્રથમ અને સર્વથી મોટી દગાબાજી તો એજ છે કે આ દુનિયાંમાં અવતરવાનો હેતુ જે છે તેજ કીસ્મતે વ્યર્થ કરી નાંખ્યો છે. નીજરૂપ થવું, આત્મ લાભ પામવો, અભેદ અનુભવવો એ અર્થે જગતના અનુભવની યોજના છે, તો તે દૃષ્ટિથી વ્યવહારને ન ભોગવવા દેતાં કીસ્મતે તો આપણને પોતાના જેવાં કરી દીધાં, પોતારૂપ બનાવ્યાં. કીસ્મત જે ખરૂં ખોટું બતાવે તેજ ખરૂં ખોટું માનતા આપણે થયાં. એમ થવામાં બાધ કાંઇ નથી, પણ આણે તો એમ કરી કરીને આપણને રંજાડવા માંડયાં, પ્રત્યેક અનુભવમાં રંજ-દુઃખ આપવા માંડયું પણ એણે વિસ્તારેલી વિરવાસની મોહિની એવી છે કે જેમ જેમ એવી રંજમાં પડતાં ગયાં તેમ તેમ પણ આપણે કીસ્મતને ને કીસ્મતનેજ વળગતાં ગયાં, બીજી કોઇ પાસ દૃષ્ટિ કરી નહિ. કીસ્મતે પણ આપણને પોતાની ગોદમાં વધારે લપેટી લેવા માંડયાં; એમ લપેટીને પણ છેવટ શું કર્યું ? ભરોંસે લઇને હરરાજી કરી. છુપી રીતે ઘા કર્યો; નિરંતર માર્મિક વેદનારૂપ કલેષ આપ્યો. એવા કીસ્મતને ભરોંસે રહી તે દોરે ત્યાં દોરાવું વ્યર્થ છે.

કહીં કહીં અતિ રમણીય તેજોમય બ્રાહ્યાકાર બતાવીને પણ અંદરથી તો મહા આપત્તિરૂપ પરિણામ ઉપજાવી આપ્યું. ખરા સુખને પણ મરણ વિયોગ-આદિ ભયના ત્રાસથી સુખરૂપે ભોગવવા ન દીધું, સનમ—માશુક—સાંસારિક દારાદિ સમજો, કે પારમાર્થિક આત્મમયતા સમજો પણ તે સનમના દીદારનું જે પરમ સુખ તેમાંએ તેં જુદાઇ પાડવાની યોજના સ્વભાવ સિદ્ધજ જડી રાખી-વ્યાવહારિક માશુકના દર્શનમાં આંખોનું નિમિષો-ન્મેષ પામવું તેમાં જુદાઇ પાડવાની યોજના કરી રાખી છે, પરમાર્થિક માશુક આત્મમયતા તેમાં પણ વ્યવહારના વિક્ષેપરૂપી ક્ષણ તેં સ્વાભાવિક રીતેજ ઘાલી દીધી છે. તારી દગાબાજી પકડાય કે સમજાય તેમ નથી, વસ્તુ—શક્તિથી સ્વભાવ સિદ્ધ પદાર્થોમાં પણ તારી દગાબાજીની રચના તેં ઘાલી દીધી છે, એવું જે તું તેનો વિશ્વાસ વ્યર્થ છે.

અમુક કાર્ય સાધવું છે, તેના આટલાં આટલાં કારણો—સાધનો છે, એ સર્વનો યોગ્ય હીસાબ કરીને અમે સાંકળ ગોઠવીએ છીએ અને એ સાંકળને છેડે ફલ-કાર્ય-મળશેજ એમ આશા રાખીએ છીએ, પણ તે સાંકળના આંકડા અમે ગોઠવતા હોઇએ છીએ તેમાં, કોણ જાણે કેવી રીતે, તું કેટલાક આંકડા એવા ઉલટા ભરાવી દે છે કે એ સાંકળને છેડે પહોંચવાને બદલે વખતે ચોથા ઉલટા આંકડાથી ફેરાઇ અમે જ્યાંથી નીકળ્યા હતા ત્યાંજ પાછા આવીએ છીએ, કે વખતે ઇષ્ટ ફલને પ્રાપ્ત ન કરતાં કોઈ વિપરીત ફળને પ્રાપ્ત કરીએ છીએ ઘણીવાર અમે સ્પષ્ટ જાણતા હોઇએ છીએ કે અમુક વસ્તુનો સરવાળો અમુકજ થાય છે છતાં તેનો સરવાળો અમે કાગળ ઉપર લખવા બેશીએ છીએ ત્યારે તું અમારી પાસે કાંઇકનું કાંઇક લખાવી દે છે શા માટે એમ કરે છે ? તું દગાબાજ ન હોય તો આવું શા માટે કરે ? પાપ સમજતાં છતાં પાપ કરાવે ! ખોટું સમજ્યા છતાં ખોટું કરાવે ! તારો વિશ્વાસ વ્યર્થ છે

જે જે પદાર્થો, મનુષ્યો આદિને મારાં, મારાં એમ ગણીને જેમનું અને મારૂં હૃદય જે પ્રેમથી ભરપૂર ભર્યું, એક તલપૂર અવકાશ રહે નહિ તેવું ભર્યું, છતાં તેમનાં હૃદયોમાં કેવે પ્રકારે, શા હેતુને અર્થે, તે ઝેર ભરી દીધું ! પ્રેમમાં પણ અપ્રેમ શી રીતે દાખલ કરી દીધો ! લાખો આશાઓરૂપી પાયો ચણીને તૈયાર તે કરી આપ્યો, તે તે પાયો ધર્યો અને તે ઉપર અમારી પાસે મ્હોટી મ્હોટી ઈમારતો ચણાવી, સંસાર પરમાર્થ, લાભ અલાભ ઈત્યાદિમાં અનેક લ્હાવા લેવાના અભિલાષની ઈમારતો બંધાવી, છતાં ઈમારત તૈયાર થતાં થતાંમાં તો તે તારો આપેલોજ પાયો તુરત કોણ જાણે કેવી રીતે તાણી લીધો, અને ઈમારત બરબાદ કરી નાખી કોઈ સ્થાને કોઇના ખોળામાં તે અમારૂં માથું મુકાવ્યું, તે ખોળાને વળી મીઠો, એવો કે તુરત વિશ્વાસ આવે ને બેભાનરૂપ નિદ્રા આવે, તેવો બનાવ્યો, ઘણા વિશ્વાસથી ત્યાં માથું મુકાવ્યું, છતાં કોણ જાણે કેવી રીતે એવા મનુષ્યનીજ પાસે પાછું તે અમારૂં માથું કપાવ્યું. સંસાર, પ્રેમમાં ઝેર, આશાના પાયાની ઈમારતનું બરબાદ થવું, વિશ્વાસમાં વિશ્વાસઘાત, એથીજ ભરેલો છે, આપણે સમજી ન શકીએ તેવી રીતે કીસ્મત એવા લાખો અનુભવ કરાવે છે, એજ તેની દગાબાજી છે, એનો વિશ્વાસ વ્યર્થ છે

કોઇ એમ કહેશે કે તમે સંસારના વિષયોને વળગવા જાઓ ત્યારે એવાં પરિણામ આવે એમાં કાંઈ આશ્ચર્ય નથી તો તે ઉપર કહેવાનું કે "છે" એવી પ્રતીતિ જે જે વિષય માટે થાય છે, જ્યાં જ્યાં હું હોઉં, મને અમુક મળે, મારૂં અમુક થાય, એવી પ્રતીતિથી આશા બંધાય છે, તે સર્વ 'છે' માંથી છેલને ઉડાવી લીધું અને કાંઈ નથી, કોઈ મારૂં નથી એ આદિ "નથી" માં ઠરાવ્યું અને 'છે' ને મુકી 'નથી' માં પડવાથી જે કલેષ થાય, દિલમાં દર્દ થાય, તેથી માત્ર રોઇનેજ સંતોષ માનવો ધાર્યો, પરંતુ એવા રોવામાએ તે અમને ફાંફવા વારો આપ્યો નથી, એટલે તું દગાબાજ છે—એવ રોવામાં દુનીયાનું વખોણું દુનીયાના એવા મિથ્યા આરોપ, અનેક નિંદા દ્વેષ ઈર્ષા આદિના પ્રલાપ, અમારે માટે તે તૈયાર કર્યાં છે—એવું રોવું શા માટે પડે છે ? અસ્તિથી નાસ્તિમાં જતાં શું દર્દ થાય છે ? એમ પ્રશ્ન કરવાનું કારણ નથી કારણ કે અમે જે દર્દ દીલ રોઇએ છીએ તેનો મર્મ જુદોજ છે અમારી આંખોજ અશ્રુધારા રૂપ થઈ ગઈ

છે, આંખોજ અંદરના પરિતાપથી ઓગળીને અશ્રુધારા રૂપે વહે છે, કલેષ પીઠા આદિથી વહે છે, એમ નથી, એ તો દીલમાં જે ઉંડા દાગ છે, જે ઉંડા તીવ્ર ઘા રૂપી ડાઘ પડેલો છે, તેને ધોવા માટે ચાલતી જલ ધારા છે, આવી જાતની જે ધારા તેજ ખરા પશ્ચાતાપરૂપ છે, તેથી માણસનું અંતઃકરણ સુપરિશુદ્ધ થતાં તેને આત્મસાક્ષાત્કાર થાય છે, એ અશ્રુધારામાં ગળી જતી આંખો, દીલદાગ જેનો સાક્ષી પોતાનો આત્મા તે વિના અન્ય કાંઈ જોતી નથી પરમ પ્રેમમાં વિલીન છે, ને એજ આવાં અશ્રુની ખુદાઇ છે, મીઠાઈ છ છતાં આવી દિવ્ય મીઠાઈ તેમાં પણ કીસ્મતનો દગો વિદ્યમાન છે કે તેણે, કોણ જાણે શા પ્રકારે, એ મિષ્ટ અશ્રુધારાને ખારી બનાવી મુકી છે! ત્યારે એવી રીતે પરિતાપ પામવા કરતાં ત્યાગ કરવો તેજ સારો છે, અસ્તિથી ઉઠીને ખરી રીતે નાસ્તિમાં જવું એ તેનુંજ નામ છે તો તે વિષે જોતાં પણ ત્યાંએ કીસ્મતની દગાબાજી ઉભી છે. આવા પરિતાપના મારથી કોઇને મુંડાવ્યું, કોઇને ભગવાં કરાવ્યાં અને ત્યાગ કરાવ્યો તો પણ ફળ શું આવ્યું? જે અસ્તિમાંથી તેમને કાઢ્યાં તે કરતાં બેવડી અસ્તિ તેમને વળગાડી, એક ઘર મુકાવ્યું અને સો ઘર કરાવ્યાં, બેવડી ઉપાધિ લોકૈષણાથી વળગાડી, તારો વિશ્વાસ કરાયજ કેમ?

અસ્તિમાં, નાસ્તિમાં સર્વત્ર કિસ્મતની દગાબાજીની જાળ પ્રસરી છે એવો અનુભવ થાય તો તેનું કારણ એકજ હોવું જોઇએ કે અનુભવ પામનારને આત્મ પ્રેરણાનું ઉચ્ચ તાન લાગેલું છે, તેથી જ તેને કિસ્મતમાં તૃપ્તિ આવતી નથી, તેને છેવટે આત્માનુભવ થાય છે જ, પ્રારબ્ધનો જ્યાં અવકાશ નથી ત્યાં સર્વમયતાનો સ્વાદ જડે છેજ, એજ અદ્વૈત પણ જાણવા છતાં, મોઢે અદ્વૈત બોલવા છતાં, મનમાં તેનો પરિપૂર્ણ સાક્ષાત્કાર છતાં, આવા લેખો લખવાનું જે દ્વૈત તે પણ કોણ જાણે શા માટે કિસ્મત કરાવે છે. એવી સૂક્ષ્મ એ કિસ્મતની દગાબાજીની જાળ છે, એનો વિશ્વાસ શો?

આવો આવી દગાબાજી કયાં કયાં કહીએ? કિસ્મત તો એટલે સુધી દગાબાજીમાં રમે છે કે "હા" ની "ના" કરે છે, ને "ના" ની "હા" કરે છે, હતું ન હતું કરે છે ને ન હતું હતું કરે છે, એ વિશ્વાસ આપી અન્ય ઉપજાવે છે. એમ તેનું સ્વરૂપજ અચિંત્ય, પણ દગાબાજીમય છે, ભલે કિસ્મત એમ કરે, એમ કરવાથી શું? એથી શું થનાર છે? એવી જે જે દગાબાજી કિસ્મત મારી સાથે રમ્યું છે તેમાં સર્વત્ર મને તેની દગાબાજી કરતાં મારો જે માલીક છે, મારો જે ગુરૂ છે, મારો જે તારનાર છે, તેવા સર્વમય આત્માનાજ ભણકારા કાને પડયા ગયા છે. જે જે સુખ સંપત્તિ પ્રેમ ભોગ ઇત્યાદિમાં મને તૃપ્તિ થઇ નથી, નિર્વેદ આવ્યો છે, કે વિશ્વાસમાં વિશ્વાસઘાત આશામાં નિરાશા, કારણ સતે કાર્યાભાવ એ આદિ અનુભવાયું છે, ત્યાં બધે મને સર્વ સુખ, સર્વ સંપત્તિ, સર્વ પ્રેમ, સર્વ વિશ્વાસ સર્વ વ્યવહાર, સર્વે સ્થૂલ, તેની પાર, છતાં તે સર્વમય અને તે સર્વરૂપ, એવા આત્મારૂપી માલીકનાજ અનુભવો અધિક દૃઢ થતા ગયા છે, પ્રારબ્ધનો તેને સ્પર્શ નથી, તેજ પરમ તત્વ છે, તેનાથીજ સર્વ પ્રકારે સમાધાન અને આનંદ છે, એમ અનુભવ થયો છે. આમ છે માટેજ કિસ્મતની દગાબાજીથી શું? એમ કહેવાનો સમય આવ્યો છે. આ પ્રકારે આવી દૃષ્ટિથી, આ આખી દગાબાજીમાં રમાડાતો છતાં પણ હું રમ્યો છું, એટલે કિસ્મતનો પામર ગુલામ ન થતાં હું ઉલટો તેનો મોટો ઉપકાર

માનનાર થયો છું, કે તેણે આવા અનુભવો કરાવી આત્મ પ્રેરણાના અંકુરને ઉદ્દીપિત કરી, યોગ્ય સ્થાને મનોવાળી મુકયો, એથીજ આ દગાબાજીમાં તે રમાડ્યા છતાં હું બહુ ખુશી છું. કેમકે જે તે રમતે મને છેવટ મારો માલીક મળી ગયો, મને આત્મ ભાન થયેલ તે સો હરરાજી કરવા માંડી હતી કોઇ ક્યો એમ મને વેચવા કાઢ્યો હતો, પણ જે મારો ખરો માલીક હતો તેજ મને એ હરરાજીમાંથી મળી ગયો છે, હવે હે કિસ્મત ! તું તારે ફાવે તે કરી લે, ગમે તે અનુભવ કરાવ, પણ તેથી મને કશું થનાર નથી, એટલી એ મારા માલીકની કુંક છે. તું જે વ્યર્થ છે તે વ્યર્થજ છે

# સુખી જીવન

( લે૦—પં૦ શ્રી વાસુદેવ શાસ્ત્રી તૈલંગ, શુ૦ દ૦ વે૦ વિશારદ )

શિષ્ય—પૂજ્ય ગુરૂજી, એક દિવસ કોઇ એક પત્થરની મૂર્તિને સંગ્રહાલયમાં જોઇને મેં તમને ઘણા કુતૂહલથી પૂછ્યું હતું કે એ મૂર્તિયો જે આટલી સુદૃઢ હૃષ્ટપુષ્ટ, પ્રત્યેક અંગના અવયવથી મજબૂત જોવામાં આવે છે, તે શું વાસ્તવમાં આવા ઉના લોકો એવાજ વિશાલકાય થતા હતા કે આ મૂર્તિયોજ માત્ર શોભાર્થે તેવી સ્થાપિત કરેલી છે ? ત્યારે આપે કહ્યું હતું કે આ પ્રશ્ન તો પ્રત્યેક મનુષ્યને માટે લાભદાયક છે અને પ્રત્યેક મનુષ્યનો એની સાથે ઘનિષ્ટ સંબંધ છે, માટે એના વિષે ફરી કોઇ વાર વિચાર કરીશું તો આજ હવે તેનો સંતોષજનક જવાબ આપવાની કૃપા કરો

ગુરૂ—પ્રિય વત્સ, જેવો સુંદર પ્રશ્ન સ્વસ્થ રહેવાનો તમે આ વેળાએ કર્યો છે તેવોજ પ્રશ્ન એક વાર પ્રસિદ્ધ પહેલવાન 'સેન્ડો' એ પોતાના પિતાને પૂછ્યો હતો કે આ મૂર્તિયો આટલી બધી મજબૂત, મનોહર અને પ્રત્યેક અંગથી સુશોભિત ચમકતી ફડકતી જે માલુમ પડે છે, તે શું એવા મનુષ્ય પણ હોઇ શકે છે ? ત્યારે તેના પિતાએ તેનો ઉત્સાહ અને તેની ઉન્નતિપૂર્ણ વાતો સાંભળીને કહ્યું હતું કે એ મૂર્તિયો એ જમાનાની છે કે જ્યારે શારીરિક બળ તથા આત્મિક બળજ સર્વ કાંઈ ગણાતું હતું તે વખત મનુષ્ય કાયિક, વાચિક અને માનસિક બળથી પૂરા સંપન્ન રહેતા હતા એ શબ્દોએ દુબળા પાતળા ઉદાસીન 'સેન્ડો' ના શરીરમાં આશ્ચર્યકારક વિજળીના જેવો પ્રવાહ પહોંચાડયો અને તેથીજ થોડા દિવસોમાં તેઃ તે વિશ્વવિખ્યાત 'સેન્ડો' બની ગયો, કે જેની બરાબરી કરનાર કોઇ ન હતો, આજકાલ 'સેન્ડો વ્યાયામ' નો ઘેરેઘેર પ્રચાર થઇ રહ્યો છે, શું તમે પણ એ પ્રકારે આદર્શ પુરૂષ બનશો અને સંસાર સામે તમારૂં ઉદાહરણ મુકશો ?

શિષ્ય—એવું સ્વાસ્થ્ય ક્યારે અને કેવી રીતે પ્રાપ્ત થઇ શકે, તે તો કહેવાની કૃપા કરો ?

ગુરૂ—નીતિશાસ્ત્ર પોકારીને કહે છે કે 'ધર્માર્થ કામમोक्षाणां शरीरं साधनं परम्' ધર્માદિ સર્વ આ શરીરથી થાય છે અને આ શરીર જો કદી રોગી થઇ જાય તો અમે કોઇ પણ કાર્ય કરવાને સમર્થ રહેતા નથી જ્યારે શરીર નિરોગ અને હૃષ્ટપુષ્ટ હશે ત્યારેજ અમારૂં સ્વાસ્થ્ય તથા વિચાર સબળ બનશે અને સ્મરણ શક્તિ પણ ઉત્તેજીત રહેશે. કહેવત છે કે જેવું શરીર હશે તેવુંજ મસ્તિષ્ક

# મૃત્યુ

(લે૦—જ્ઞાનતપસ્વી શ્રી ગીતાનંદજી શર્મા)

મૃત્યુનો ભય જીવમાત્રને હોય છે, તેને શાસ્ત્રીય પરિભાષામાં અભિનિવેશ કહે છે. કે જે પાંચ ક્લેશોમાંનો એક છે. દરેક જીવને જે કાંઇ દુખ ઉઠાવવાં પડે છે તેમાંથી મોતનું દુખ સૌથી વધારે હશે એમ માલુમ પડે છે. કેમકે આ વાત કેવલ અનુમાન ઉપર નિર્ભર છે, મુમૂર્ષુ, મ્રિયમાણુ અથવા મરનાર વ્યક્તિનો ચહેરો જોઇને અનુમાન કરી શકાય છે કે મૃત્યુ કોઇ ભયાનક બનાવ છે. ખરેખર તો તે શું ચીજ છે એ મરનાર વ્યક્તિજ જાણી શકે છે અથવા તે નથી પણ જાણી શકતો, કેમકે કહેવાય છે કે મૃત્યુની અવ્યવહિત પૂર્વ ક્ષણમાં તે વ્યક્તિને મુર્છા ઘેરી લે છે. એવી દશામાં તે પણ મોતનું સ્વરૂપ નથી જાણી શકતો. એ ગમે તેમ હોય, પણ મૃત્યુના ડરનો અપલાપ કરી શકાતો નથી.

આ વાત સર્વજીવસંમત હોવા છતાં પણ દાર્શનિક પણ્ડિતોનો મત તેનાથી વિપરીત છે. તેનું મુખ્ય કારણ એ છે કે—પંડિતોનો મત એવો છે કે મૃત્યુ પછી બીજું જીવન પ્રાપ્ત થાય છે, મૃત્યુ થવાથીજ જીવનનો અન્ત આવ્યો ન સમજી લેવો જોઇએ. જેના વિષયમા પ્રત્યક્ષ પ્રમાણ નથી મળતું તેના માટે મતભેદ થાય તે તો સ્વભાવિકજ છે. આવા મતામતના ઝગડા તો અનંત છે એટલા માટે ભગવાનનાં વચનોને આપ્તવાકય માનીને એ સમજવું જોઇએ કે આગળ પુનર્જન્મ અવશ્ય છે અને એમ માની લેવાથી સુદીર્ઘ કાલથી ચાલી આવતી જન્માન્તરવાદની પરંપરા સિદ્ધ થઇ ગઇ. કેટલાક લોકો એવા પણ છે કે જેમની એવી માન્યતા છે કે આ શરીરજ સર્વ કાંઇ છે. તેમની વિચારશૈલી એવી છે કે મૃત્યુ પામીને જ્યારે સર્વ શરીર નષ્ટ થઈ ગયું એટલે પછી આત્મા વિગેરે કશુંજ બાકી રહેતું નથી. એ લોકો પણ એક પ્રકારના દાર્શનિક કહેવાય છે. આ મત પણ સર્વ દેશો અને સર્વ કાલમાં રહ્યો છે. ભારતવર્ષમાં તેના પ્રધાન અર્થાત્ પ્રાચીનતમ આચાર્ય ચાર્વાક નામના કોઈ મહાપંડીત હતા. આ દલના લોક આજકાલ નાસ્તિક કહેવાય છે. તેના અનુયાયિઓને છોડીને બીજા સભ્ય, અસભ્ય ઘણે ભાગે સર્વ લોકોનો એ વિશ્વાસ છે કે આ દેહ જીવનનું અધિષ્ઠાન માત્ર છે. જન્મ અને મરણ એ જીવાત્માની સાથે શરીરનો યોગ થવો અને વિયોગ થવો તેનેજ કહેવાય છે. એક શરીર નષ્ટ થયા પછી જીવાત્માનો અત્યન્ત નાશ થઈ જતો નથી, એક દેહ નષ્ટ થઈ જવાથી જીવ બીજા દેહમાં પ્રવેશ કરે છે. વર્તમાન સમયમાં આજ મત સર્વને ગ્રાહ્ય થઈ ગયો છે, એટલે સુધી કે પાશ્ચાત્ય દેશોમાં પણ લોકો પ્રકૃતિવાદને ધીરે ધીરે છોડીને વિશ્વાસ કરવા લાગ્યા છે કે મૃત્યુ પછી પણ જીવન છે. તે લોકો પોતાના અધ્યવસાય દ્વારા મૃત વ્યક્તિનાં દર્શન સુધાંત કરી લે છે. તથા વાતચીતનો સંબંધ પણ સ્થાપીત થયેલો સાંભળવામાં આવ્યો છે. કયાં સુધી કહીએ, ત્યાંના પંડિતોએ આ બાબતની અધિક ગવેષણા કરવાને માટે એક વૈજ્ઞાનિક મંડળ સ્થાપિત કર્યું છે જેનું મુખ્ય કામ એ છે કે મૃત્યુ પછી થનારી ઘટનાઓનું અનુસંધાન આ જીવનમાંજ કરી લેવામાં આવે. આ વિષયમાં ગીતાકારનો શું મત છે તે બતાવી દેવો અનુચિત નહિં ગણાય—

वासांसि जीर्णानि यथा विहाय
नवानि गृह्णाति नरोऽपराणि।
तथा शरीराणि विहाय जीर्णा-
न्यन्यानि संयाति नवानि देही॥

—गी॰ २।२२

જેવી રીતે કોઈ મનુષ્ય જુના કપડાં ફેંકી દઈને નવાં ધારણ કરે છે તેવીજ રીતે શરીરનો સ્વામિ આત્મા જૂના શરીરનો ત્યાગ કરી બીજા નવા શરીરને ધારણ કરી લે છે.

પરંતુ આ વિષય સમજાવવો એટલો બધો સ્હેલો નથી કે જેટલો તે માલુમ પડે છે. તેની વિશેષ મીમાંસા કપિલમુનીજીના સાંખ્ય દર્શનમાં કરવામાં આવી છે, તેમનો સિદ્ધાન્ત અને વેદાન્તનો સિદ્ધાન્ત એકજ છે. કહેવું અનાવશ્યક છે કે તેમાં ગીતાકારની પણ સંમતિ છે.

न जायते म्रियते वा कदाचि-
न्नायं भूत्वा भविता वा न भूयः।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो
न हन्यते हन्यमाने शरीरे॥

—गी॰ २।२०

અર્થાત્ જન્મ મૃત્યુ મિથ્યાજ છે. એવાજ હેતુથી અવિદ્યમાન વસ્તુનો ડર પણ અલીક અથી ક્તિક છે. મતલબ એ છે કે મૃત્યુ એ ડરાવનારી વસ્તુ નથી, આ વિષયમાં યોગવાસિષ્ઠનો થોડો ઉલ્લેખ કરીએ છીએ—

વસિષ્ઠજીનું કહેવું છે કે મૃત્યુથી ડરવું તે બિલકુલ મૂર્ખતા છે, કેમકે મોતનો અર્થ તો આ બે માંથી એકજ થઈ શકે છે કે યા તો મરવાથી મનુષ્યનો સર્વથા અન્ત આવી જવો કે પછી મૃત્યુ પછી તેને બીજું જીવન મળવું. આ બન્ને વાતોમાંથી કોઈ પણ હોય બન્નેય સારીજ છે. અન્તજ થઈ ગયો તો પછી ડર કઈ વાતનો? સર્વ આફતો અને મુસીબતોમાંથી સદાને માટે રાહત મળી, જીવન કે જેમાં નાના પ્રકારના ક્લેશ સહન કરવા પડે છે તે ટળી ગયા બધી ઝંઝટ મટી ગઈ, આમ થવાથી અફસોસ કઈ વાતનો કરવાનો અને ડર કઈ વાતનો માનવાનો? મૃત્યુથી જીવનનો અંત આવતો નથી, પરંતુ એક શરીરને છોડીને બીજામાં પ્રવેશ થાય છે, તો પછી તેમાં ડર અને અફસોસ શા માટે કરવામાં આવે? જુના અને રોગી શરીરને છોડી દેવું અને નવાને ધારણ કરવું એમાં કોને ખોટું લાગે? આ તો એવુંજ છે કે જેમ ફાટેલાં જુના કપડાં ફેંકીને નવા કપડાં પહેરવા અથવા જુના ભાંગ્યા તુટ્યા મકાનને છોડી નવામાં પ્રવેશ કરવો. આવું થાય તો તો દુઃખને બદલે સુખજ માનવું જોઈએ, અગર મોતથી પ્રાણીનો સર્વથા નાશ થઈ જતો હોય અને મર્યા પછી કોઈ પણ પ્રકારનું જીવન ન રહેતું હોય તો તેનાથી વધારે બીજો લાભ કયો? કેમકે ત્યારે તો સંસારના સર્વ દુઃખોથી છુટકારો મળી ગયો, કરવા ન કરવાના અને આપવા લેવાના તાપનીજ નિવૃત્તિ થઈ ગઈ. એવું મોત તો સાચું જીવન છે. કેમકે તેના પછી ન સુખ છે ન દુઃખ. અને મૃત્યુ પછી જો જીવને બીજા નવા શરીરની પ્રાપ્તિ થાય છે તો ઘણોજ હર્ષનો અવસર છે, કેમકે ત્યારે તો મોતનો અર્થ શરીરનોજ નાશ છે, એવું થાય તો તો દુઃખી ન થવું જોઈએ, એક શરીરને છોડીને વળી બીજું શરીર મળતું હોય તો ઘણાજ આનંદની વાત છે. એવા મરવા માટે તો આનંદજ થવો જોઈએ, નહિ કે અફસોસ. જો કે આત્માના અસ્તિત્વનો કદી નાશ થતો નથી, તથાપિ તેનું જન્મ મરણ અવશ્ય થાય છે, એ માનીને ઉપરની વાતો કહેવામાં આવેલી છે.

વાસ્તવમાં જન્મ મરણનો અનુભવ થવો એ

આત્માને અજ્ઞાનમુલક છે; ગીતાના મતથી આત્મા અશોચ્ય છે; કારણ, પ્રાણમય કોષનું આવવું અને જવું એને જન્મ મૃત્યુ કહેવાય છે. પાઠકોને એ કહેવું અનાવશ્યક છે કે ઉપર્યુક્ત ઉદાહરણમાં શ્લોકો આમ તેમથી ચૂંટી લીધા છે, હવે ઉપસંહારમાં તેવાજ શ્લોક લઇને બતાવવામાં આવે છે કે આત્માને માટે જીવન અને મરણ બન્ને મિથ્યા છે.

ચેતન પુરૂષ ( આત્મા ) નથી જન્મ લેતો અને નથી મરતો, ભ્રમને લીધે સ્વપ્નની પેઠે આ સર્વ વાતોનો અનુભવ થયા કરે છે. પુરૂષ તો ચેતના માત્ર છે, તે કયારે અને કયાં નષ્ટ થાય છે ? ચેતનાના સિવાય પુરૂષમાં બીજું શું છે ? લાખો શરીરોનો નાશ થતો રહે છે, પરંતુ ચેતનાત્માં તો અક્ષય સ્થિર રહે છે. કોણ એવો જીવ આજ સુધી મર્યો છે કે જેની ચેતના કોઇ પ્રકારે નષ્ટ થઈ ગઈ હોય? વાસનાઓની અનેક રૂપે થતી બદલા બદલીનું નામજ જીવન અને મરણ છે, નથી કોઇ મરતો અને નથી કોઈ ઉત્પન્ન થતો, કેવલ પોતાની વાસનાઓના આડામાં પડીને લોટ પોટ થતો રહે છે.

અગર જો આત્માનું જન્મ મરણ મિથ્યા સિદ્ધ થાય તો બન્ધ મોક્ષ પણ લઇન તેવુંજ છે. આત્માના બંધનનો અભાવ ઘણીજ સુંદર રીતે કપીલજીએ પોતાના સાંખ્ય દર્શનમાં બતાવ્યો છે. કોઈ આગામી અંકમાં તેનો વિચાર પાઠકોની સામે મુકીશું.

## શંકા

( પ્રે૦—એક ગીતાપ્રેમી )

યોગદર્શનના સાધનપાદમાં એવી સિદ્ધિયોનો ઉલ્લેખ છે કે જે પાંચ યમોમાં પ્રતિષ્ઠિત થવાથી પ્રાપ્ત થાય છે. તે સૂત્ર ક્રમશઃ આ છે—૩૫, ૩૬, ૩૭, ૩૮, ૩૯, ૪૦, અર્જુનને શાસ્ત્ર શ્રવણનો યોગ્ય અધિકારી જો ભગવાન માને છે તો શું તેનામાં આ આવશ્યકીય ગુણ હતા ? તેનો કોઈ ઉલ્લેખ ગીતામાં છે કે નથી, અગર છે તો કૃપા કરીને શ્લોકોના સ્વરૂપનિર્દેશપૂર્વક વિવરણ આપવાની કૃપા કરો.

## સમાધાન

( લે૦—જ્ઞાનતપસ્વી શ્રી ગીતાનંદજી શર્મા )

अहिंसासत्यास्तेयब्रह्मचर्यापरिग्रहा यमाः ।

અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ આ પાંચ યમ છે. એ પ્રત્યેકમાં સુપ્રતિષ્ઠિત થવાનું ફલ શંકામાં નિર્દિષ્ટ સૂત્રોમાં અપાઇજ ગયું છે, યથા—

१—अहिंसाप्रतिष्ठायां तत्सन्निधौ वैरत्यागः ।

અહિંસામાં પ્રતિષ્ઠિત હોવાને કારણે સાધક પ્રત્યે સર્વ કોઈ વેર ત્યાગ કરી દે છે અથવા વેરી તરફ વેરભાવ રહેતો નથી, અર્જુનમાં આ અહિંસાની પ્રતિષ્ઠા કયાં સુધી થઈ હતી તેનું પ્રમાણ ગીતા પ્રકરણના પૂર્વવર્તી મહાભારતના સંદર્ભમાં તે સમયે મલી આવે છે કે જયારે યુદ્ધનો પ્રારંભ કરતા પહેલાં અર્જુન આદિ પાંડવ નિરસ્ત્ર થઈને વિનીત વેષમાં શત્રુસૈન્યની અંદર પિતામહ ભીષ્મની પાસે યુદ્ધ વિજયાર્થ આશીર્વાદ લેવા ગય

હતા તે વખતે કોઈ શત્રુએ તેમને તો મારવાની વાત બાજુએ રહી પણ તેમને કોઇએ બાંધી પણ નહિં બનાવ્યા ગીતા દ્વારાજ તેના સમાધાનનો આગ્રહ હોય તો તેને માટે આ શ્લોક છે—

कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन।
इषुभिः प्रतियोत्स्यामि पूजार्हावरिसूदन॥

અહિં ભીષ્મ અને દ્રોણના હુમલાનો જવાબ બાણોથી આપવામાં અર્જુન પોતાની અસમર્થતા બતાવી રહ્યો છે. તેનાથી સૂચિત થાય છે કે તેનામાં અહિંસાની પ્રતિષ્ઠા થઈ ગઈ હતી.

૨—सत्यप्रतिष्ठायां क्रियाफलाश्रयत्वम्।

સત્યમાં પ્રતિષ્ઠિત હોવાથી ક્રિયા ફળની પ્રાપ્તિ અવશ્ય થાય છે. અર્જુનમાં તે હોવાની સૂચના ગીતાના ૨।૫ માં આ વાક્યથી મળી આવે છે.

गुरूनहत्वा हि ····· रुधिरप्रदिग्धान्॥

આ શ્લોકના ગુરૂઓને મારી પાપપૂર્ણ રાજ્ય ભોગ કરવા કરતાં ગુરૂઓને ન મારીને ભિક્ષાના અન્નથી નિર્વાહ કરવો અને તેને સુખકર માનવો એ અર્જુનની સત્યનિષ્ઠા નેજ સૂચિત કરે છે.

૩—अस्तेयप्रतिष्ठायां सर्वरत्नोपस्थानम्।

બીજાની વસ્તુને આત્મસાત્ ન કરવી એ અસ્તેય છે, તેની પ્રતિષ્ઠાથી સર્વ રત્ન ઉપસ્થિત થઈ જાય છે અર્જુનમાં તેની પ્રતિષ્ઠા માટે આ શ્લોક વાક્ય બતાવી શકાય છે —

'येषामर्थे काङ्क्षितं नो राज्यं भोगाः सुखानि च।'

આ શ્લોક અનુસાર અર્જુન રાજ્યને કુટુંબ અથવા બીજાની વસ્તુ માનતો હતો, પોતાને માટે તેની જરૂર તેને ન હતી. 'પ્રતિષ્ઠા' માત્ર બહાર દેખાડવાની નહિં પરંતુ તેના ઉપર ટકી રહેવાનો હૃદયથી સાચો ઇરાદો રહેવો જોઇએ, એમ નહિં કે 'મનમાં આવે અને બુદ્ધિ હલાવે' એ પ્રતિષ્ઠાની સાથે આ શ્લોક પણ સંબંધ રાખે છે—

'अवाप्य भूमावसपत्नमृद्धं
राज्यं सुराणामपि चाधिपत्यम्।'

અહિં પૃથ્વી અને સ્વર્ગનું એશ્વર્ય નિષ્કંટક રાજ્ય પણ પોતાને માટે તુચ્છ બતાવ્યું છે.

૪—ब्रह्मचर्यप्रतिष्ठायां वीर्यलाभः।

બ્રહ્મચર્યમાં પ્રતિષ્ઠિત થવાથી વીર્યલાભ થાય છે. અહિં બ્રહ્મચર્ય શબ્દનો અર્થ છે, ગુરૂની પાસે જઇને શિષ્ય ભાવથી રહેવું. તે તો અર્જુન કહી જ રહ્યો છે—

'शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम्।'

હું શિષ્ય થઇને તમારા શરણમાં પડ્યો છું, મને આદેશ આપો, આ બ્રહ્મચર્યવ્રતથી અર્જુનને વીર્યલાભને માટે ભગવાનની એ આજ્ઞા છે—

"युध्यस्व जेतासि रणे सपत्नान्।"

૫—अपरिग्रहस्थैर्ये जन्मकथन्तासंबोधः।

અપરિગ્રહ એટલે અલોભ, તેના આધાર રૂપ ગીતાના ૧૮।૫૩ માં આવું વચન છે—

'अहंकारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम्।'

અહિં ક્રમથી છ રિપુઓનો ઉલ્લેખ હોવાથી પરિગ્રહનો અર્થ લોભ થયો, કે જે પાંચનો મુકાબૂત છે એટલે સુજ્ઞનો અર્થ એ થયો—યોગી લોક નિર્લોભ હોવાથી એમ જાણી લે છે કે અમારો આગામી જન્મ કેવો થશે આ ફલ અર્જુનને હાથોહાથ મળી ચુકયું હતું, કેમકે તે કહે છે—

'अवाप्य भूमावसपत्नमृद्धं
राज्यं सुराणामपि चाधिपत्यम्।'

આ વિવેચનથી અર્જુનમાં પાંચે સિદ્ધિઓની સત્તા સુસ્પષ્ટ જણાઇ આવે છે.



# જ્ઞાન, ભક્તિ, કર્મ.

( શ્રીમત્ સ્વામી જ્ઞાનાનંદજી સરસ્વતીના ઉપદેશ )

( અનુવાદક અને પ્રેષકઃ—જયકૃષ્ણ શાસ્ત્રી કાવ્યતીર્થ. )

सदेव सौम्य इदमग्र आसीत् एकमेवाद्वितीयम् ।
तदैक्षत बहु स्यां प्रजायेयेति तत्तेजोऽसृजत ॥

( છાં૰ ઉ૰ )

હે સૌમ્ય ? ( પ્રિયદર્શન ? ) આ વિશ્વની ઉત્પત્તિ પહેલાં એક માત્ર અદ્વિતીય સત્ સ્વરૂપ આત્માજ હતો. તે આત્માએ ઇક્ષણ વા બોધ કર્યો કે "હું બ્રહ્મ છું" અને બહુ થવાની ઇચ્છા કરીને તેજ ઉત્પન્ન કર્યું.

अन्नमयं हि सौम्य मनः आपोमयः प्राणः तेजोमयी वाक् ।

( છાં૰ ઉ૰ )

હે સૌમ્ય ? મન અન્નમય છે, પ્રાણ જલમય છે, અને વાક્ય તેજોમય છે. અર્થાત્ તેજથી વાક્ય, જલથી પ્રાણ અને અન્નથી મન ઉત્પન્ન થયું છે.

નિષ્કલ, નિરંજન, કેવળ સત્સ્વરૂપ, અદ્વૈત પરમાત્માએ એક રસથી બહુ રસનો આસ્વાદ કરવા માટે બહુ થવાની ઇચ્છા કરીને બધા પહેલાં ઇક્ષણ વા બોધ કરીને તેજ ઉત્પન્ન કર્યું. એટલે કે તુરીય વા નિર્ગુણ અવસ્થામાં "હું છું" એ પ્રકારનું જ્ઞાન રહેતું નથી. પ્રથમ ઇક્ષણમાં अहं ब्रह्मास्मि અર્થાત્ "હું જ બ્રહ્મ છું" આ પ્રકારનું જ્ઞાન થયું. બીજા ઇક્ષણમાં रसो वै सः અર્થાત્ આત્મા રસસ્વરૂપ વા આનન્દ સ્વરૂપ છે એ પ્રકારનું જ્ઞાન થયું અને ત્રીજા ઇક્ષણમાં सर्वं खल्विदं ब्रह्म "નક્કી બધું બ્રહ્મ છે" એ પ્રકારનું જ્ઞાન થયું. આ વિશ્વબ્રહ્માંડ તેજ, જલ અને અન્ન સ્વરૂપ બ્રહ્મના સ્થૂલ પ્રકાશ સિવાય અન્ય કોઈ નથી. તેથીજ બ્રહ્મ તેજોમય, વાક્યમય—જ્ઞાનમય છે. જલમય, પ્રાણમય—ભક્તિમય છે. અને અન્નમય, મનોમય—કર્મમય છે. હવે જુઓ; બ્રહ્મનું મુળ ધન તેજ, જલ અને અન્ન અથવા વાક્ય, પ્રાણ અને મન છે. આ ત્રણ કારણો દ્વારા બ્રહ્મ બહુ થયેલ છે. હવે કયા ઉપાયનું અવલમ્બન કરીને ખંડ ખંડ અથવા બહુ થયેલ છે, તે સમજવાની ચેષ્ટા કરો.

બ્રહ્મે મનમાં સંકલ્પ કરી, પ્રાણમાં વેદનમય વા ભક્તિમય થઈ અને જ્ઞાનમાં સંકલ્પાનુસાર રૂપ ધારણ કર્યું. બ્રહ્મને કોઈ વસ્તુને આધીન થઈ સંકલ્પ કરવો પડતો નથી કારણકે આ વિશ્વ બ્રહ્માંડ જે કાંઇ છે અને નથી તે બધુંજ બ્રહ્મના જ્ઞાનમાં છે અથવા આ વિશ્વ બ્રહ્મબોધ માત્રજ છે. બ્રહ્મે બોધ કરીને આ વિશ્વરૂપ લીધુ છે. तदैक्षत तत्सर्वमभवत् ( बृ૰ ઉ૰ ) બ્રહ્મે ઇક્ષણ વા બોધ કરી વિશ્વરૂપ ધારણ કર્યું છે બ્રહ્મે સંકલ્પ કર્યો કે "હું આકાશ છું" અને સંકલ્પના આકારમાં વેદનમય વા આર્દ્રભાવ યુક્ત થઈ, તદાકાર અનુભવ કરી આકાશરૂપ લીધું. તેજ રીતે સંકલ્પ કર્યો કે "હું સૂર્ય છું" અને સૂર્યમાં વેદનમય થઈ "હું સૂર્ય" આ જ્ઞાન દ્વારા સૂર્યરૂપ ધારણ કર્યું. તેજ રીતે હું દેવતા, હું મનુષ્ય, હું પશુ,જીવ જગત્ ઇત્યાદિ બોધ કરીને આ વિશ્વરૂપ ગ્રહણ કરેલ છે.

જુઓ; જ્ઞાન, પ્રાણ અને મન દ્વારાજ બ્રહ્મે વિશ્વરૂપ લીધુ છે. બ્રહ્મે જગત્ બોધ કરી જગત્‌રૂપ લીધુ છે, તમારે બ્રહ્મબોધ કરીને બ્રહ્મસ્વરૂપ

પ્રાપ્ત કરવું પડશે અન્ય ઉપાય નથી. જે રસ્તેથી આવ્યા છો તે રસ્તેજ પાછું જવું પડશે. બ્રહ્મમાં મિથ્યા, સંશય, અને ફીકર નથી, તેથીજ બ્રહ્મે સંકલ્પની સાથોસાથ વેદનમય થઈ વિશ્વરૂપ લીધું છે. તમારામાં મિથ્યા, મલિનતા, ચાલાકી, ફીકર, સંશય અને અવિશ્વાસ પૂર્ણ છે તેથી પોતે બ્રહ્મ હોવા છતાં પણ બ્રહ્મને જાણી શકતા નથી સત્ય-નો આશ્રય લઈ, ચાલાકી ફીકર અને અવિશ્વાસને ત્યાગી બ્રહ્મનો મનમાં સંકલ્પ કરો, પ્રાણમાં વેદનમય વા ભક્તિમય અથવા ગદ્ગદ થઈ જાઓ અને જ્ઞાનમાં બ્રહ્માકાર થઈને તમેજ બ્રહ્મ છો, આ પ્રમાણે જાણીને, માનીને, બ્રહ્મજ થઇ જાઓ આનું જ નામ ઈશ્વર પ્રાપ્તિ અથવા સંપ્રજ્ઞાત યોગ છે. મનનો પ્રાણમાં લય કરો કારણ કે વેદનમય વા ગદ્ગદ થવાથી સંકલ્પ વિકલ્પ રહેતો નથી પ્રાણનો જ્ઞાનમાં લય કરો જ્ઞાનજ ભગવાન છે આત્મ-જ્ઞાન પ્રાપ્ત થવાથી પ્રાણની ચંચલતાનો સંપૂર્ણ અભાવ થાય છે શાન્ત થવાથીજ આત્માનું અનુસન્ધાન મળી શકે છે કારણ કે બધાં વિજ્ઞાન શાસ્ત્રો એક મતે સ્વીકારે છે કે જે વસ્તુને મેળવવી હશે તે વસ્તુનું સ્વરૂપ પ્રાપ્ત કર્યા સિવાય તને મેળવવાનો અન્ય ઉપાય નથી બ્રહ્મ જો સત્યસ્વરૂપ છે, તો સત્યાશ્રય કરવો એજ બ્રહ્મ પ્રાપ્તિનું એક માત્ર સાધન છે આ વાત ભૂલીને પથભ્રાન્ત ન થાઓ

જે તેજ, જલ, અન્ન તેજ વાઙ્મય, પ્રાણ અને મન છે અને તેજ જ્ઞાન, ભક્તિ, કર્મ છે પુરાણ ભાષામાં તે જ્ઞાનને શંકર, પ્રાણને વિષ્ણુ અને મનને બ્રહ્મા કહેલ છે મન અથવા બ્રહ્મા સંકલ્પ કરીને આ વિશ્વ ઉત્પન્ન કરે છે. પ્રાણ વા વિષ્ણુ વિશ્વની રક્ષા અને પાલન કરે છે. તેમજ જ્ઞાન વા શંકર તેનો નાશ કરે છે. અર્થાત્ જ્ઞાન થવાથી જગત્ રહેતું નથી. જગત્ બ્રહ્મ બની જાય છે. ब्रह्ममयेदम्. જગત્ બ્રહ્મ બની જાય છે

सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ।

—गी०

તેથી હિરણ્યગર્ભ વા બ્રહ્માની ઉપાસના કર્મ-પ્રધાન છે વિષ્ણુની ઉપાસનાઃ ભક્તિ પ્રધાન છે અને શિવ ઉપાસના જ્ઞાન પ્રધાન છે કેવળ કર્મ દ્વારા અર્થાત્ જ્ઞાન ભક્તિશૂન્ય કર્મ દ્વારા, કેવળ ભક્તિ અર્થાત્ જ્ઞાન કર્મશૂન્ય ભક્તિ દ્વારા અને કેવળ જ્ઞાન અર્થાત્ ભક્તિ, કર્મશૂન્ય કેવળ વાચિક જ્ઞાન દ્વારા આત્મલાભ કરી શકશો નહિ જ્ઞાન ભક્તિ કર્મ સમન્વય એ ઈશાવાસ્ય ઉપનિષદ્ અને ગીતાનો ઉપદેશ સિદ્ધાન્ત છે ભગવાન બાદરાયણે પોતાના બ્રહ્મસૂત્રમાં નિર્દેશ કર્યો છે કે—જે કેન્દ્રમાં સમસ્ત તત્ત્વ સમન્વિત થાય છે, તે કેન્દ્રજ બ્રહ્મ છે तत्तु समन्वयात् ॥ જ્ઞાન કર્મ સમન્વય કરવાની અસમર્થતા એજ અજ્ઞાન છે જ્ઞાન કર્મમાં વિરોધ નથી જ્ઞાનની સ્થૂલ મૂર્તિજ કર્મ છે ભગવાન્ શ્રી કૃષ્ણે ગીતામાં સ્પષ્ટ કહ્યું છે કે જ્ઞાન કર્મમાં જુદાપણાને બાળકજ જુએ છે सांख्ययोगौ पृथग् बालाः । તેથીજ આત્મજ્ઞાનપ્રાપ્તિ અથવા ભગવાનને પ્રાપ્ત કરવા માટે જ્ઞાન ભક્તિ કર્મ સમન્વય કરવો એજ એક માત્ર પ્રશસ્ત પથ છે

સાધક ? બધા સાંસારિક સાધારણ કર્મોથી આરંભીને યજ્ઞાદિક મહાન્ કર્મો સત્યાશ્રય કરીને, જ્ઞાન વા આત્મલક્ષ કરીને, ગદ્ગદ વા ભક્તિમય થઈને કરી શકશો તો કર્મફલ તમારૂં આશ્રિત થશે અર્થાત્ કર્મફલ તમોને હાથોહાથ મળશે

सत्यप्रतिष्ठायां क्रियाफलाश्रयत्वम् ॥

पा० यो० दर्शन ।

કર્મમાં સત્ય પ્રતિષ્ઠા થવાથી અર્થાત્ સત્ય

બોધમાં કર્મ કરવાથી કર્મનું ફલ આશ્રિત થાય છે. અથવા કર્મ ફલ કર્મ કરનારને આધીન થાય છે.

સાંભળો; આટલા દિવસ જગત્ બોધમાં કર્મમય રહીને નાના પ્રકારના શોક દુઃખાદિમાં પીડિત થયા છો. આજથી માંડીને આત્મબોધમાં કર્મ કરવા અભ્યાસ પરાયણ થાઓ તો સુખ દુઃખાદિ તમોને વ્યથિત કરી શકશે નહિ બધાં કર્મો સત્ય, પ્રાણ અને જ્ઞાન વા સચ્ચિદાનંદ લક્ષ કરીને કરી શકશો તો પરમ કલ્યાણ પ્રાપ્ત કરશો.

नहि सत्यात् पराशक्तिर्नहि प्राणात् परः प्रियः ।
नहि ज्ञानात् परं किञ्चित् तदेतत् त्रयमाश्रय ॥

ॐ तत् सत्

# અર્જુને યુદ્ધ શા માટે કર્યું ?

( લે૦—વકીલ બાલાભાઈ નારણજી બી૦ એ૦ )

[ અનુસંધાન પૃ૦ ૧૧૭૬ થી આગળ ]

આપણને માસ્તર એકડા ઘુંટાવે છે તે ધીમેધીમે કઠામાંથી દશકો, તેમાંથી સૈકો પછી ।) ॥) ॥।) ગેરે સુધી જતાં અક્ષર વાંચન, તેમાંથી વીશેષ ચન, વીગેરે વધારતાં વધારતાં છેવટ લક્ષ્ય આવું શાસ્ત્રો વેદાને આપણે વાંચીએ તે છે. પણ તે લક્ષ્ય સુધી જઇને એકડોજ ઘુંટતા આખો જન્મ પડ્યા રહીએ તો તેનાથી આપણું શ્રેય તો થાય નહી, ઉલટું વીદ્વાનો તથા ઇતર સર્વ આપણને મુર્ખા કહે. તેજ સ્થીતિ આપણી એકજ મુર્તીને વળગી રહી બીજી શક્તી પ્રતિ આદરમાન ન કરવામાં ન ઓળખવામાં આવી ગઇ છે. અને તે પણ વળી એક મુર્તીનું રહસ્ય પણ આપણે સંપૂર્ણ જાણવા પ્રયત્ન કરતા નથી, જાણતા નથી. અને ખરી રીતે તો આપણે ઉપલક દર્શન કરીને આપણા આત્માને પણ ઠગીએ છીએ કે મેં ઇશ્વરનાં કે ઇશ્વરની મુર્તીનાં દર્શન કર્યાં.

દર્શન કરવાનો ખરો અર્થ કદાચ તે મુર્તીના પુજારી પણ નહીં જાણતા હોય. અગર જાણતા હોય, તો વળી જે મૂર્તી, જે ઇશ્વરી શક્તીની તે ઉપાસના પુજા—દર્શન કરતો હોય તે શક્તીનો આવીર્ભાવ તેવા પુજારી કે દર્શન કરનારમાં થવોજ જોઇએ.

દાખલા તરીકે એક શેઠને ત્યાં એક નોકર છે, તે નોકરનું કામ શેઠની ખાસ તેહનાતમાં રહેવાનું છે. અને શેઠના હરેક કાર્ય વખતે શેઠને શી શી બાબતોની જરૂર પડે છે, શેઠને કયો પોશાક—કયું શાક—કઈ વસ્તુ પસંદ છે, શેઠનો સ્વભાવ કેવો છે, તે બધાથી ખરો સેવક-ખરો નોકર જાણકાર થઈ જાય છે, અને પછી અમુક પ્રસંગે શેઠને કયો પોશાક—વસ્તુ-વીગેરેની જરૂર છે તે શેઠના હુકમ કર્યાં વગરજ ખરો નોકર તૈયાર રાખે છે અને તેવા નોકર પર તેના શેઠ માયા મમતા રાખી—

अनन्याश्चिन्तयन्तो माम् ये जनाः पर्युपासते ।
तेषां सततयुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

તેવા નોકરના યોગક્ષેમ—તેવા નોકરના સંસારની જરૂરીયાતો પુરી પાડે છે.

મને બરાબર યાદ છે કે આવા નોકરો મુંબઇમાં વાડીઓ અને કલકત્તામાં પણ છે.

જ્યારે સાસારીક મનુષ્યમા શેઠની શક્તીને પારખી જઈ સમય અનુસાર નોકરી આપનાર નોકરો છે અને તેને ન્યાય કરનાર શેઠો છે તો પછી ઈશ્વરની એક શક્તી-મુર્તીની ઉપાસના સમજીને ખરા દીલથી ઉપાસના અને સેવા ખાતર સેવા કરે પૈસા કે બીજા લોભથી નહીં, તો તે શક્તી જરૂર તેવા પુજારી અગર દર્શન કરનાર પર પ્રસન્ન થાય એમા શકાજ નથી. તે બાબત ઉપરનું ભગવદ્ વાક્ય—વીચારવા જેવું છે

પણ આપણા જન સમાજે એકડો ઘુંટ્યો છે, તેમાથી કોઈ બગડો ઘુંટવા કહે તો સામે લડવા ઉઠવું છે, પછી તે સમજને મેક્ષની ગંધ પણ શેની આવે—

આવી ભાવના, આવા વીચારો, ભગવાને દશમા અધ્યાયમાં પોતાની વીભુતીઓના વર્ણનમાં વ્યક્ત કર્યા છે

ખરી રીતે નીરંજન નીરાકાર ઈશ્વરનું ધ્યાન તો ઉત્તમમા ઉત્તમ છે ને તેજ ધ્યાન સહજ યાને કુદરતી છે માટેજ—

उत्तमा सहजावस्था मध्यमा ध्यानधारणा ।

વીગેરે લખાયલું છે.

આ દશમાં અધ્યાયમા ભગવાને એક વાત ઘણીજ મહત્વની દર્શાવી છે અને તે એ કે—

अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थित ॥

( અ૦ ૧૦ શ્લો૦ ૨૦ )

તેમા ભગવાન્ કહે છે કે—હે અર્જુન, સર્વ ભુત પ્રાણી માત્રના હૃદયમા રહેનારો જે આત્મા તેજ ભગવાન દરેક વસ્તુના અંદરનું સારભૂત તત્વ તેજ ભગવાન અર્થાત્ દરેક મનુષ્યને જો એમ ખાત્રી થાય કે ભગવાન તો પોતાના હૃદયમાજ છે, પોતાનોજ આત્મા એ ભગવાન છે, તો તેવી માન્યતાથી મનુષ્યનું કલ્યાણ થઈજ જાય છે કારણ, પછી પોતાના હૃદયનો પોતાના આત્માનો મનુષ્ય દુરૂપયોગ કરશે નહી, તેના પર ખરાબ સંસ્કાર ચડાવશે નહી, અનીતીમા ચાલશે નહી અને તે રીતે પોતાના હૃદયને પોતાના આત્માને શુદ્ધ બનાવી ચીત્તશુદ્ધી થતા પરમ પદને પામશે અને સહેજે જ જનક વીદેહી જેમ, મુક્ત સ્થીતિમા વીચરશે

આ દશમા અધ્યાયને છેવટે ભગવાન અર્જુનને કહે છે કે હે અર્જુન, મારી વિભૂતિયોના આટલા વર્ણનથી, અતી વિસ્તારથી કહેવાની શું જરૂર છે, હેન હું તને ચોખ્ખુ કહી દઉં કે આ સમસ્ત જગત મારો એક અંશ ( ભાગ ) માત્ર છે અને જગત જ્યારે કેવળ મારો એક અંશ છે તો હું પરમાત્મા કેવડો મોટો હોઈશ તેનો હે અર્જુન, તુંજ વીચાર કર, તુંજ અનુમાન કર તુંજ ગણત્રી માંડ

આ દશમા અધ્યાયના છેવટના ભાગમાં ભગવાને સર્વ રહસ્ય જણાવી દીધુ છે, એમ કહેવામાં કંઈ વાંધો નથી

" अहमात्मा "

એ તો આ પ્રસ્તુત ગીતા માંહેલું એક મહાવાક્ય જ છે અને સર્વ હું જ છું એ પણ દશમા અધ્યાયના અંતમા જણાવીને ભગવાને દશમો અધ્યાય પૂરો કર્યો

અને અગ્યારમા અધ્યાયનો આરંભ થયો, પણ આ અગ્યારમા અધ્યાયના પહેલાજ શ્લોકમા અર્જુનથી એમ બોલી જવાયું છે અને બોલે છે કે—

मोहोऽयं विगतो मम ।

( અ૦ ૧૧ શ્લો૦ ૧ )

અર્જુન કહે છે કે હે ભગવન મને જે પ્રત્યક્ષ મોહ હતો તે હવે તદ્દન ગયો, નષ્ટ થયો છે અને

રો મોહ કઇ રીતે ગયો, કયા કારણથી ગયો,
મ જો ભગવાન પૂછતા હોય તો અર્જુન, તેજ
હેલા શ્લોકમાં કહે છે કે હે ભગવન, આપે મારા
ર કૃપા કરીને મારા કલ્યાણ માટે–અધ્યાત્મ
ંજ્ઞાવાળું જે પરમ ગુહ્ય વચન કહ્યું, તેથી મારો
ોહ દુર થયો.

અહી વીચારવા જેવી વાત એ છે કે અર્જુનનો મોહ અધ્યાત્મ સંબંધી વીચારથી ગયો છે, ને તે પરથી આપણે સમજી શકીશું કે અર્જુનને હવે આત્મા સંબંધીનો વીચાર બરાબર સમજવામાં આવી ગયો છે. છતાં અર્જુનનો યુદ્ધ ન કરવું એવો જે મોહ છે તે હજી ગયો નથી, એવો ્વની તેમાંથી ઉઠે છે. જો કે અર્જુનને હવે એમ તો લાગવા માંડયું છે કે, યુદ્ધ ન કરવું એવો મારો જે નીશ્ચય છે તે પણ જો ભગવાનના ઉપદેશથી તુટી જાય તો ઠીક. એટલે અગાઉ ગીતાની શરૂઆતમાં અર્જુનમાં જે હઠ, જે રોષ, જે ઉદ્ધતાઈ આપણને દેખાતી હતી,ત હઠ–તે રોષ–તે ઉધ્ધતાઈ હવે નરમ પડેલી જણાય છે, છતાં અર્જુને મનમાં ગાંઠ વાળી મુકી છે, યુદ્ધ કરવાના વીષયમાં ભગવાન પોતાની મેળે ઉપદેશ આપશે, આપણે હવે તે સંબંધમાં કંઈ પણ બોલવું નહી. પણ ભગવાન પાસેથી બીજો કંઇ મોટો લાભ મળી જાય તો સારૂ, એ હેતુ મનમાં રાખીને અર્જુને વીશ્વરૂપ દર્શનની માગણી ભગવાન પાસે કરી. અને જેવી માગણી અર્જુને કરી કે તુરત ભગવાને તેને વીશ્વરૂપનું દર્શન કરાવ્યું. આ વીશ્વરૂપનું વર્ણન મૂળ ગીતાજીના સંસ્કૃત શ્લોકોમાંથી વાંચવું ને જોવું એ અતીશય જરૂરનું છે. તેમજ તેવી રીતે જોવાથીજ તેમાં ઘણો સ્વાદ આવશે, ઘણી સમજ પડશે, ઘણો આનંદ આવશે, માટે મારી સર્વે મુમુક્ષુઓને વીનંતી છે કે વીશ્વરૂપ વર્ણન માટે મુળ ગીતામાંજ જોવું, તેના ગુજરાતી ભાષાંતર કે બીજા ભાષાંતરમાં મૂળ જેવી મઝા નથી.

પણ આ વીશ્વરૂપ દર્શનના સંબંધમાં પણ એક ગમ્મત ભગવાને કરી છે અને ભગવાને આવે પ્રસંગે પણ અર્જુનને ઇશારો કર્યો છે કે હે અર્જુન, તું ઉઠ–યશ મેળવ અને શત્રુને જીતી ઐશ્વર્યયુક્ત રાજ્યનો ઉપભોગ લે. અરે ! મેં જ, આ તારા શત્રુઓને પહેલાંથીજ ઠાર કરેલા છે, એમ તું જાણ અને યુદ્ધ કર તથા શત્રુઓને ઠાર કર. તારીજ વીજય થશે, દુખ લગાડજે મા, ચીંતા કરજે મા.

આ ઉપરથી પ્રસ્તુત કર્મયોગ વીષે અર્જુનની ગાંસડી ભગવાન કેવી રીતે વાળે છે, એ જરૂર સર્વેના લક્ષમાં આવશે.

પરંતુ અર્જુન તો પાકો શઠ છે, પાકો મૂર્ખ છે, તેથી ઉપરનો ઉપદેશ ભગવાને કર્યો છતાં પણ અર્જુન કંઇ પણ જવાબ આપતો નથી કે હું યુધ્ધ માટે તેયાર છું, એટલે પછી થાકીને ભગવાને તે વીશ્વરૂપનું દર્શન બંધ કર્યું, પૂર્વવત્ મનુષ્ય સ્વરૂપ દેખાડયું. અને અંતે ભગવાનેજ પોતે પોતાની મેળે તે વીશ્વરૂપ દર્શનની ખુબ પ્રશંસા કરી. પણ અર્જુન તે સંબંધે કંઇ બોલ્યો નહીં, તેથી ભગવાને અગ્યારમો અધ્યાય સમાપ્ત કર્યો.

જો કે અર્જુન, વીશ્વરૂપ દર્શન કરીને કંઇ બોલ્યો નહીં છતાં પણ આપણને એમ લાગે છે કે અર્જુનને આત્મજ્ઞાન-બ્રહ્મજ્ઞાન વીગેરે પારમાર્થિક વિષયો હવે બરાબર સમજવા લાગ્યા છે છતાં પણ યુદ્ધનો કર્મયોગ અર્જુને કરવો જોઇએ અને એકલા બ્રહ્મજ્ઞાનથી હાલના સંજોગોમાં સરે તેમ નથી એમ માનીને ભગવાન તો અર્જુન યુદ્ધ કરે તેવો કર્મયોગ અર્જુન પાસે કરાવવા પ્રવૃત્ત થયા છે.

પણ જ્યારે અર્જુન તે તે યુદ્ધ કરવા સબંધી કર્મ યોગ માટે કંઇ પણ બોલતો નથી એમ ભગવાને જોયું, ત્યારે ભગવાન પણ તે સબંધે એક શબ્દ પણ આ તબક્કે ઉચ્ચારતા નથી

ઉપર જણાવેલી વાત છઠ્ઠા—અધ્યાયથી અગીઆરમા અધ્યાય સુધીનાં,કથનોનો સ્પષ્ટ વીચાર કરતા આપણને દીવા જેવી દેખાશે. અને પછી બારમા અધ્યાયથી ૧૮મા અધ્યાયના ૫૬મા શ્લોક સુધી તો ભગવાન પણ કર્મયોગ સબંધી કંઇ બોલતા નથી કારણ ભગવાનને નીરાશા થઈ છે કે અર્જુન જેવા મુર્ખ અને કુટીલ બુદ્ધીના માણસને આટલો આટલો ઉપદેશ કર્યો પણ બધું પથ્થર પર પાણી સમાન અને મહીષી આગળ મીમાંસા સમાન થયું, તો પછી હવે ક્યાં સુધી અર્જુન પાસે માથાકુટ કરવી

એમ ધારીને ભગવાન ૧૮ મા અધ્યાયના ૫૭-મા શ્લોકમાં ચીડાઈ જઇને આ કરા શબ્દો અર્જુનને કહે છે કે હે અર્જુન, "નયોત્સ્યે" "મારે યુદ્ધ કરવું નથી" એમ તું વારંવાર બોલે છે, તે તું અહંકારને વળગીને મૂઢ થઇને બોલે છે અને તે તારા અહંકારના જોર ઉપર તું મારૂં કહેવું માનતો નથી તો હું તને હવે છેવટનો ફેંસલો સભળાવું છું કે જો હજુ પણ તું અહંકારને વળગી રહીને મારૂં કહેવું નહીં માને તો તારો નાશ થશે અને તેં જે નીશ્ચય કર્યો છે કે મારે લડવું નથી તે તારો નીશ્ચય ખોટો છે કારણ તારી પ્રકૃતી, તારો સ્વભાવજ તને યુદ્ધ કરવામા પ્રેરશે, કારણ, જે સ્વાભાવીક કર્મનું તારૂં શરીર બનેલું છે, તે ક્ષાત્ર સ્વભાવ—શરીર સ્વભાવ ક્યાં જશે ? માટે તને કહું છું કે મોહના જુસ્સામાં જે તું હુમલો કરવા ઇચ્છતો નથી તેજ યુદ્ધ તું તારા ક્ષાત્ર સ્વભાવને વશ થઈને અવશ્ય કરવા બોજ અસ્તુ

પરંતુ હે અર્જુન, હવે હું એટલુંજ કહું છું કે સર્વભાવે પરમેશ્વરને શરણે રહેવું એ સારૂં છે કારણ, જીવાત્માનો અહંભાવ એજ માયા છે. એ અહંભાવનું આવરણ તારી આસપાસ આવી રહેલું છે માટે જો ઇશ્વરને શરણે જઈ "હું કર્તા નથી" એવી દૃઢ પ્રતિજ્ઞા કરીશ, તો તુરતજ તું જીવન્મુક્ત થઈ જઈશ પછી તને કશાનો ભય, મોહ-કંઈ રહેશે નહી. પણ જો તું અહંકારમાજ પડયો રહીશ, તો અહંકારવાળા મનુષ્યના હૃદયમા જ્ઞાનનો સંચાર થશે નહી નીચાણ તરફજ પાણી વહી શકે અને ત્યાજ અંકુર ફુટે, વૃક્ષ ઉગે, ફળફુલ ઉત્પન્ન થાય પણ અહંકાર એ ઉંચાણવાળી જગા છે ત્યાં જ્ઞાનનું પાણી આવી શકે નહી માટે તું ઇશ્વરને શરણે જા જે મનુષ્ય ઇશ્વરને વળગીને ચાલે છે તેને કદાચ પડી જવાનો ભય રહે છે, પણ ઇશ્વર જેને પકડી રાખે તેને પડી જવાનો ભય રહેતો નથી જેમ કોઇ છોકરો પોતાના બાપનો હાથ પકડીને ખેતરની પાળ પર ખેતરના શેઢા પર ચાલતો હોય તો તે છોકરો કદાચ પોતાની ગફલતથી ખાડામા પડી જાય ખરો, પણ બાપે જો છોકરાનો હાથ પકડયો હોય તો તે છોકરો કદી પણ પડેજ નહી, તે રીતે ઇશ્વરને શરણે જા, તો ઇશ્વર તારો હાથ પકડશે. ઉપરનું ભગવાનનું વાક્ય ( અ૦ ૧૮ શ્લો૦ ૬૨ ) અવશ્ય ધ્યાનમાં રાખી પરમેશ્વરને શરણે રહેવું. અને આ તત્વ સર્વને માન્ય છે આ તત્વમા કોઇ પણ હુજ્જત કરે તેમ નથી

છતા આપણે આ સ્થળે વીચાર તો કરવો પડશેજ કે જ્યારે અર્જુન ભગવાનની કોઇ પણ દલીલ માનતો નથી અને "ગોત વડી રામ દુહાઇ પણ એક મવડો ઉઠું" એવુ કરીને બેઠો છે, તેવે પ્રસંગે ભગવાને ઉપર પ્રમાણે ઉદ્ગાર કહાડયા છે

તો તેવા ઉદગાર શા કારણથી કાઢવા પડ્યા તેનો વીચાર કેટલો મહત્વનો—કેટલો ઉંડો, કેટલો ઇષ્ટ છે તે સંબંધી બુદ્ધિમાનોએ પોતપોતાની બુદ્ધીને કસવાની જરૂર છે.

પ્રસ્તુત ૧૮ મા અધ્યાયના ૫૭ થી ૬૬ સુધીના જે ૧૦ શ્લોકો છે તેમાં બુદ્ધિમાન અને વીદ્વાનોએ પોતાની અકકલ અને બુદ્ધિ ચલાવવાની જરૂર છે. અને અમે પણ તે સંબંધે યથા બુદ્ધી વીચાર દર્શાવીએ.

યુદ્ધ કરવું નથી, એમ જે અર્જુને દૃઢ પ્રતિજ્ઞા કરી મનને વાળી બેઠો છે તે જો કે ભગવાન કહે છે કે અર્જુન અહંકારથી તેમ કરે છે. પરંતુ ભગવાનનો ખરો આશય તેમ કહેવાનો નથી. ખરેખર રીતે અર્જુન યુદ્ધ કરવું નથી, એમ અહંકારને લઇને કહેતોજ નથી. ખરી રીતે તો યુદ્ધ શા માટે કરવું, તે બાબતમાં અર્જુનને ગમજ પડી નથી, તે બાબત અર્જુનને સમજાણીજ નથી, તેને ગળે ઉતરી નથી. જો કે ભગવાન તો એમજ ધારે છે કે મેં અર્જુનને જુદી જુદી રીતે સમજાવીને યુદ્ધ કરવાની જરૂરીઆતની વાત અર્જુનને ગળે ઉતારી છે અને છતાં અર્જુન યુદ્ધ કરવા કબુલ થતો નથી. અને આવી માન્યતાથી ભગવાનને આશ્ચર્ય પણ થયું છે કે આટલી આટલી રીતે સમજાવવા છતાં યુદ્ધ કરવાની વાત અર્જુનને ગળે કેમ ન ઉતરે, ઉતરવીજ જોઇએ. છતાં જ્યારે અર્જુન ના પાડે છે, ત્યારે ભગવાન એમ માને છે કે અર્જુન મૂર્ખ છે, અહંકારી છે, માટે સમજ્યા છતાં પોતાનો કકો ખરો કરવા માનતો નથી. અને તેથી ભગવાનને નીરાશા થાય છે અને ખેદ પણ થાય છે. અને હવે અર્જુનને સમજાવવો એ પોતાના સ્વાધીનમાં નથી, એમ ભગવાન માને છે અને અદષ્ટની પ્રબળતા આગળ પોતે ભગવાન છતાં આ વખતે ભગવાન પણ લાચાર બની ગયા જણાય છે અને પોતે જે અનંત શક્તીમાન પરમેશ્વરના અવતાર તરીકે ભૂલોકે આવ્યા છે તે વાત ભગવાનને ત્યારે યાદ આવી ગઇ. અને અત્યારે અર્જુનને કરેલો પોતાનો સર્વ ઉપદેશ વ્યર્થ છે એમ પણ શ્રી કૃષ્ણ ભગવાનને આ પ્રસંગે લાગેલું હોવું જોઇએ. અને તે કારણથીજ "તે પરમેશ્વર અર્જુનને કંઇ બુદ્ધીઆપશે, કંઈ પ્રેરણા કરશે, તેનું અદષ્ટ કયા પ્રકારે ચલાવતું હશે, એમ વીચારી, હવે તો અર્જુન અર્જુનનું જાણે, આપણે તો થાકયા. એમ માની છેવટના ભાગે અર્જુનને કહે છે કે હે અર્જુન, તું—ભગવાનને શરણેજા, આવા ઉદગાર પોતે ભગવાન છતાં પણ કહાડવા પડ્યા.

આ પ્રમાણે અમારી બુદ્ધી કહે છે. તેમ બીજી રીતે બીજાની બુદ્ધીથી બીજો ભાવાર્થ પણ આમાંથી નીકળી શકે.

ભગવાનને અંતે એમ જણાયું કે હવે નિરૂપણ ભાષણ-ઉપદેશ ઘણો થયો, હવે બસ છે, એમ ધારીને ભગવાને અર્જુનને કહ્યું કે હે અર્જુન—મેં તને મારો જ્ઞાન વીચાર, જ્ઞાન સંબંધી મારી માન્યતા, જે ઘણીજ ગુહ્ય અને ન સમજાવી શકાય તેવી છે છતાં પણ તે સર્વ મેં તને જણાવ્યું. અને મારાથી બને તે પ્રમાણે સારી રીતે સરળતાથી મેં તને સમજાવ્યો, તેથી હવે મારે તને એટલુંજ કહેવું છે કે "તને ઠીક લાગે તેમ કર" અર્થાત્ જેને જેવું લાગે તેવું તેણે કરવું. ભગવાન એકલા અર્જુનનેજ નહીં પણ આપણને સર્વને ઉદ્દેશીને કહે છે.

ભગવાનનું તે કહેવું ઠીક છે. પરંતુ તેવું બોલવું તો નીરાશ થઇ ગએલા મનુષ્યને, ઉદાસ થઇ ગએલા મનુષ્યને શોભે. પરંતુ ભગવાન જેવા, કે જે પાંડવ વત્સલ છે તેમના પોતાના આવા ઉદ્ગાર!

(અપૂર્ણ)

# પંડિત અને મૂર્ખ

( લે૦—સ્વામી શ્રી જ્ઞાનાનંદજી સંન્યાસી, દર્શનશાસ્ત્રી, વ્યાકરણાચાર્ય )

ઘણાખરા લોકોને બીજાઓનું અનાવશ્યક અનુસરણ કરવાની ટેવ પડી ગયેલી હોય છે. તે પોતે કંઈ કરતા નથી અને કરવાવાળાના કામમાં કાંટા લગાડ્યા કરે છે. તેમની કાતર જેવી વાણી બીજાઓના કીર્તિરૂપી વસ્ત્રોને કાતરવાનું છોડતી નથી. તેઓ પોતે તો આળસમાં નકામું જીવન વ્યતીત કરેજ છે, પરંતુ બીજાઓને પણ હતોત્સાહ (ઉત્સાહ વગરના) કરવાનો તેમનો ધર્મ બની જાય છે. તેઓ એવો ખ્યાલ કરવાનું ભૂલી જાય છે કે વાદ વિવાદથી એટલું કામ નથી થઈ શકતું કે જેટલું તેને ક્રિયાત્મક (કરીને બતાવવાથી) રૂપ આપવાથી થાય છે. 'वादे वादे जायते तत्त्व बोध' એ વાત ઠીક છે, પરંતુ તેનાથી આ 'वादे वादे जायते कार्यसिद्धि' એ પણ મિથ્યા થઈ શકતું નથી.

સર્વ સંસાર પંડિત અને મૂર્ખ એ બે શ્રેણિઓમાં વિભક્ત છે. કોણ પંડિત છે તથા કોણ મૂર્ખ છે? તેનું વિવેચન કરવું ઘણુંજ કઠીન છે, પણ પ્રયત્ન કરવાથી એ વાત અસંભવ નથી. જે લોકો પોતે પોતાને પંડિત માને છે અથવા જેમને દુનિયાદારોએ પંડિતનો ઈલકાબ આપી રાખ્યો છે, તેમની જવાબદારી સમાજ પ્રત્યે તથા તેમના પ્રત્યે કે જેઓ તેમનાથી અનભિજ્ઞ છે, મૂર્ખ છે, ઘણીજ વધારે બની જાય છે. પંડિતો માટે ઉચિત તો એ છે કે તેઓ, અનભિજ્ઞોને, અજાણ્યાઓને, મૂર્ખાઓને ઉપદેશ માત્રજ ન આપતા રહે પણ તેમની પાસે તેવા કામ પણ કરાવતા રહે. અગર કોઈ બુદ્ધિમાન અજ્ઞાનીની સાથે કોઈ વિષય પર વાદવિવાદ કરે તો તેણે પોતાની આબરૂની દરકાર છોડી દેવી જોઈએ. અગર કોઈ મૂર્ખ એમ સમજી લે કે મેં કોઈ એક વિદ્વાનને પરાસ્ત કર્યો છે, તો તેમાં આશ્ચર્ય ન કરવું જોઈએ. કેમકે મામુલી પત્થર પણ મૂલ્યવાન મોતીને તોડી શકે છે. બહુજ થોડી કીમતની લોઢાની હથોડી સોનાને ટીપી શકે છે. જ્યારે કાગડા કાંવ કાંવ કરવા લાગે છે ત્યારે કોયલ ગાવાનું છોડી દે છે અને જ્યારે જનતા શોરબકોર કરીને પોતાની મૂર્ખતાનો પરિચય કરાવવા તત્પર થાય છે ત્યારે વિદ્વાન વ્યાખ્યાતા પોતાના ઉપદેશપૂર્ણ વાક્યોની ધારા બંધ કરી દે છે. અતઃ પંડિત જનોએ મૂર્ખાઓ સાથે વિવાદ કરવો જોઈએ નહીં, પ્રત્યુત તેઓને કામમાં લગાડતા રહેવું જોઈએ. ભાવ એ છે કે મૂર્ખના અન્યાય તથા અશિષ્ટતાપૂર્ણ વ્યવહારથી બુદ્ધિમાન પુરુષ કોપિત કે શોકાર્ત થતા નથી. અગર એક નકામો પત્થર બહુ મૂલ્ય સોનાના પાત્રને ભાંગી તોડી નાખે તો તેથી પત્થર બહુમૂલ્ય અને સુવર્ણ થોડી કીમતનું ન ઠરી જાય. કેમકે—

इभतुरगरथैः प्रयान्ति मूढा
धनरहितविबुधाः प्रयान्ति पद्भ्याम्।
गिरिशिखरगतापि काकपङ्क्तिः
पुलिनगतैर्न समत्वमेति हंसैः॥

જગતમાં સર્વત્ર જોવામાં આવે છે કે—મૂર્ખ લોકો હાથી, ઘોડા, તથા રથ વિગેરે ઉપર બેસીને ઘણા ઠાઠમાઠની સાથે અક્કડ થઈને મહાલતા હોય છે અને પંડિતો નિર્ધન હોવાને કારણે

જ્ઞાની પુરૂષ તો તેને પંડિત કહે છે કે—જેના સર્વ સમારંભ અર્થાત ઉદ્યોગ ફલની ઇચ્છાથી વિરહિત હોય છે અને જેનાં કર્મ જ્ઞાનાગ્નિથી ભસ્મ થઈ ગયાં હોય છે, અર્થાત જે ફલની ઇચ્છા છોડીને કર્મ કરે છે તેજ પંડિત છે, જે વિચારપૂર્વક કામ કરતા નથી તેમની આપત્તિનું કાંઈ ઠેકાણું નથી. અતઃ જે બહુજ વિચારપૂર્વક સમજીને કામ કરે છે તેજ પંડિત છે. જે બીજાની સ્ત્રીને માતા બરાબર, પારકાના ધનને પત્થર બરાબર, તથા સર્વ જીવોને પોતાનાજ આત્મા બરાબર માને છે તેજ પંડિત છે.

પંડિત લોકો રાજા મહારાજાઓની મિત્રતાનો ભરોસો રાખતા નથી, તેમ નથી બાળકોની મીઠીમીઠી વાતો પર વિશ્વાસ રાખતા, કેમકે રાજાઓની દોસ્તી જરા સરખો સંદેહ થતાં તુટી જાય છે, અને બાળકોની વાતો નિત્ય પ્રતિ બદલાતી જાય છે. જે પંડિત થઇને એમ કરે છે તે વિદ્યાને ભારરૂપ બનાવે છે, જ્યારે કે વિદ્યાથી વિચારપૂર્વક કામ ન કરી શકાય તો તેવી વિદ્યા ભારરૂપજ છે. વિદ્યા એક દીવો છે જે મનુષ્યને ખાડામાં પડતો બચાવી લે છે, તથા પત્થર સાથે તેનું માથું કુટાવા દેતી નથી. એક વખત મનુષ્ય, રાક્ષસ અને દેવતા એ ત્રણેએ મળીને બ્રહ્માની પાસે ગયા અને ઉપદેશ આપવાની પ્રાર્થના કરવા લાગ્યા, બ્રહ્માજીએ ત્રણેને 'દ' એ એક અક્ષરનો મંત્રોપદેશ આપ્યો. એ સાંભળીને મનુષ્યે 'દ' નો અર્થ દાન કરવું એવો કર્યો, રાક્ષસો 'દ' નું પ્રયોજન 'દયા' સમજ્યા, અને દેવતાઓએ 'દ' નો અભિપ્રાય 'દમન' ઇન્દ્રિય નિગ્રહ કરવો એ માન્યો. આ 'दत्त, दास्यत, दयध्वम्' ના ઉપદેશનો ત્રણેએ સિદ્ધાન્તરૂપથી અંગીકાર કરી લીધો. કેમકે બ્રહ્માજી વિદ્વાન હતા, અતઃ તેમને ત્રણેનો ઉપકાર એક ઇશારાથી તથા સંક્ષેપમાં કરી દીધો. કહ્યું પણ છે—

सत्यं तपो ज्ञानमहिंसता च
विद्वत्प्रणामं च सुशीलता च ।
एतानि यो धारयते स विद्वान्
न केवलं यः पठते स विद्वान् ॥

જે સત્ય, તપ, જ્ઞાન, અહિંસા, વિદ્વાનોને નમન અને સુશીલતાને ધારણ કરે છે તે પંડિત છે, કેવલ પુસ્તક વાંચવાવાળાજ પંડિત નથી કહેવાતા.

એવી રીતે—

मूर्खचिन्हानि षडिति गर्वो दुर्वचनं मुखे ।
विरोधी विषवादी च कृत्याकृत्यं न मन्यते ॥

જે ગર્વ, દુર્વચન, વિરોધ, કટુભાષણ, કૃત્યાકૃત્ય વિચારથી રહિત હોય છે તેને મૂર્ખ સમજવો જોઇએ. કોઇ કવિએ બહુજ ઠીક કહ્યું છે—

मूर्खत्वं सुलभं भजस्व कुमते मूर्खस्य चाष्टौ गुणाः ।
निश्चिन्तो बहुभोजनोऽतिमुखरो रात्रिन्दिवा स्वप्नभाक् ॥
कार्याकार्यविचारणान्धबधिरो मानापमाने समः ।
प्रायेणाऽऽमयवर्जितो दृढवपुर्मूर्खः सुखं जीवति ॥

હે કુબુદ્ધિ મનુષ્ય ! તું મૂર્ખ બન્યો રહે. કેમકે તેની પ્રાપ્તિમાં કોઇ મુશ્કેલી નથી. મૂર્ખતામાં આઠ ગુણ રહે છે, એક તો નિશ્ચિન્તતા, બીજું વધારે ખાવાની આદત, ત્રીજું બકવાદી હોવું, ચોથું રાત દિવસ સુઈ રહેવું, પાંચમું શું કરવું ઉચિત છે અને શું કરવું અનુચિત તેના વિચારમાં આંધળા રહેવું અને બહેરાની માફક શૂન્ય રહેવું, છઠ્ઠું માન અને અપમાનમાં બરાબર સરખા રહેવું, સાતમું ઘણે ભાગે રોગરહિત રહેવું અને આઠમું મોટા તાજા બન્યા રહેવું.

અહિ સુધી પંડિત અને મૂર્ખના વિષયમાં વિચાર થયો. આ કથનને કોઇ બુરૂ ન માને, મનુષ્ય બુરો નથી, પરંતુ તેની બુરાઈ માત્ર અમને પ્રતિત થાય છે. જે વ્યક્તિ બ્રહ્મચારીના સ્થાનને

પ્રાપ્ત કરીને પોતાની મુર્ખતાનો ત્યાગ કરતો નથી તે આવી ફરિયાદ કરવાને યોગ્ય છે જ

જે શેઠ થઈને મજુરોને પોતાના કુટુંબી નથી સમજતો, જમીનદાર થઈને ખેડુતોની સાથે આદમીયતાનો વ્યવહાર કરવા નથી ઈચ્છતો, અમારા મનથી તો તે પણ મુર્ખ છે જે મહંતના પદને તો પ્રાપ્ત થઈ ગયો, પણ કોઈને કંઇ ધર્મ આપી શકતો નથી, મંદીરના પુજારી થઈને હાથ કરીને જે પૂજા અર્ચાના સાધારણ મંત્ર અને કામ કરવાની રીતથી એકદમ શૂન્ય છે, તે અવશ્ય મુર્ખ છે કોઈ વ્યક્તિએ ધર્મગુરૂના સ્થાનને એટલા માટે કબજે કરી રાખવુ કે તે ભૂતપૂર્વ ધર્માચાર્યનો શિષ્ય યા પુત્ર છે, તો તે આર્ય જાતિને માટે સર્વથા એક ઘણાજ દુર્ભાગ્યની વાત છે જે આસનથી મોટી શંકાઓના સમાધાનની આશા હોય, જે ગાદીઓ સદાચારની શિક્ષા આપવાને માટે સ્થાપિત થયેલી હોય, તેને કદાચ કોઇ મુર્ખ અધિકૃત કરી લે તો તે કેટલા દુ:ખની વાત છે ?

અમને માલુમ છે કે અમારી આ સાચી વાતોને શક્તિશાળી મુર્ખ અને તેમનો પોષ્ય વર્ગ આક્ષેપ ગણી કાઢશે અથવા તેઓ અમને પંડિતાઈનો ગર્વ કરનારા અભિમાની પણ બતાવી શકે છે કોઇ ચાહે તે કેમ ન કહે, અમે તો અમારૂં કર્તવ્ય પાલન કરવા ઇચ્છીએ છીએ અમારો ઉપદેશરૂપી ચંદ્રમા પોતાની ચન્દ્રિકાને સર્વત્ર ફેલાવશેજ, કોઈ પણ જગ્યા તેનાથી બચી જઈ શકતી નથી, એટલા માટે ચાતકની પ્રસન્નતા અને ચોરોના રોષની અમને જરા પણ પરવાહ નથી સારા બુરા, સત્ય અસત્ય, પાપ પુણ્ય, સુખ દુ:ખ વિગેરેનું સદૈવ સાથે રહેવુ એ સંસારિક નિયમ છે એટલા માટે વિધાતાની સૃષ્ટિમાં રહીને અમે પ્રસન્નતા અને રોષને કદી પણ અલગ અલગ કરી શકતા નથી જ્યાં એક છે ત્યાં બીજુ રહેશેજ. બન્નેની તરફ ધ્યાન રાખતા પોતાનું કામ કરવાજ રહેવુ પડશે અમારા કથનથી પ્રમાણિત સજ્જનોને કષ્ટ ન થવુ જોઇએ, કેમકે અમે તેમની ગાદીઓ હાથ કરવાની મરજથી આવી તીવ્ર સમાલોચના કરવા માટે પ્રવૃત્ત થયા નથી જે પોતાના સ્વરૂપને અનુરૂપ અને પોતાના પદ પ્રતિષ્ઠને અનુકુળ પોતાના કર્તવ્યનું પાલન કરવામાં પ્રવૃત છે તેમનું કોઈ કંઇ કરી શકતા નથી તેઓ સદા સર્વદા અને સર્વત્ર નિર્ભય જ છે

સંન્યાસી ધર્મ પ્રધાન છે, તેને ધર્મના વિષયમાં વિચાર અને પ્રચાર કરવાનો અધિકાર આચાર્ય ચરણ શ્રી શંકર ભગવાન દ્વારા પ્રાપ્ત થયેલો છે વૈદિક કાલના સંન્યાસી ભલેને 'જડવત્ મુકવત્ ચરેત્' હોય પણ શ્રી શંકરાચાર્યના સંન્યાસી યોગ અને ઉપદેશને માટેજ અવતરિત થયા છે એટલે તે કોઈ સ્થાનના અધિષ્ઠાતાને દુરાચારી અને મૂર્ખ જોઇ તેને સહન કરી શકતા નથી, યા તો તે પોતાની સ્થિતિ સુધારે કે જે યત્ન કરવાથી સંભવિત છે અન્યથા તે પદ અથવા સ્થાનને ખાલી કરી દે કે જે તેની અયોગ્યતાથી અનુપયોગી બની રહ્યું છે

# રણભૂમિમાં ગીતા ઉપદેશ-સંભવે છે

( લે૦—સ્વામી શ્રી શિવાનંદજી યોગિરાજ, વૈદ્ય, ધન્વન્તરિ ગુરૂ )

ગીતાનો ઉપદેશ ઘણોજ ગહન છે, તેનું પ્રતિપાદન કોઈ શાન્ત વાતાવરણવાળા પ્રદેશમાંજ થયેલ હોવાનો અધિક સંભવ છે, એમ સમજીને આજકાલ ઘણાએ લોકો એવો પ્રશ્ન કર્યા કરે છે કે—"શું આ પ્રકારનો ગીતા જેવો લાંબો પહોળો ગંભીર ઉપદેશ બરાબર યુદ્ધના સમયે થઈ શકે છે ?" અર્થાત્—જ્યાં લાખો મનુષ્યો એકઠા થયેલા હોય, જ્યાંનાં શસ્રાઓની ચમક ઝમકથી અખો અંજાઈ જતી હોય, જ્યાં એકઠા થએલા લોકોના હૃદયમાં જીવ આપવા લેવાની, લોહી વહેવરાવવાની તથા મરી મટવાની ભાવનાઓ ઓતપ્રોત થઈ રહી હોય અને જ્યાંના વિર પુરૂષોની આંખોમાંથી લોહી જેવી લાલ લાલ ચીનગારીઓ નીકળી રહી હોય તેવા સ્થાન ઉપર 'ગીતા' જેવા ઉંચા વિજ્ઞાન અને ગહન વિષયના સંવાદનું કહેવું સાંભળવું કેવી રીતે સંભવી શકે છે ?" આ પ્રકારની શંકા અમે ખાસ કરીને રોજ સાંભળતા આવીએ છીએ. આજ અમે મહાભારત મીમાંસા અનુસાર એનો ઉત્તર 'ગીતાધર્મ'ના વાંચકો સમક્ષ ઉપસ્થિત કરવા ચાહીએ છીએ.

અમે એમ ધરીએ છીએ કે પ્રાચીન ભારતીય આર્યોની સામાજીક પરિસ્થિતિનો વિચાર કરવાથી યુદ્ધની શરૂઆતમાં બન્ને સેનાઓની વચ્ચે આ પ્રકારનો સંવાદ અસંભવિત જણાતો નથી. મહાભારતના યુદ્ધને સમયે બન્ને પક્ષોની એકઠી અને સામસામે ઉભી રહેલી સેનાઓના વિષયમાં મનમાં જરા જો વાસ્તવિક કલ્પના કરવામાં આવે, તો એ કોઈ પણ રીતે અસંભવિત જણાતું નથી કે બન્ને સેનાઓના મધ્ય ભાગમાં શ્રી કૃષ્ણ અને અર્જુન રથ ઉપર બેઠા બેઠા વિચાર કરી રહ્યા હતા કે 'યુદ્ધ કરવું વ્યાજબી ગણાશે કે ગેરવ્યાજબી ?' એ તો બરાબરજ છે કે બન્ને સેનાઓમાં અઢાર અક્ષૌહિણી સેના ( અધિકાંશ ઐતિહાસિકોના મત પ્રમાણે બાવન લાખ મનુષ્યોની ) હતી. એ સેનાઓ લંબાઈમાં યુદ્ધ ભૂમિ ઉપર કેટલાય માઈલો સુધી ફેલાએલી હશે, બન્ને સેનાઓ એક બીજીથી આશરે એક માઈલ કે અરધા માઈલના અંતર ઉપર ઉભેલી હશે. મહાભારતના સમયે ધર્મયુદ્ધની નીતિ પ્રચલિત હતી. એ સંભવ નહોતો કે કોઈ કોઈના ઉપર અસાવધાનીની અવસ્થામાં શસ્રાસ્રનો પ્રયોગ કરે, એમ કરવું એ તે સમયમાં કાયરતા ગણાતી હતી. અગર અર્જુનનો રથ કંઈક આગળ વધીને બરાબર મધ્યમાં કોઈ એવા સ્થાન ઉપર ઉભો રાખવામાં આવ્યો હોય કે જ્યાંથી બન્ને સેનાઓ નજરે પડી શકે, તો એ વાતમાં કોઈને નવાઈ પામવા જેવી શું વસ્તુ હોઈ શકે છે ? શ્રી કૃષ્ણ અને અર્જુનનો સંવાદ એક કલાક કે સવા કલાકથી અધિક સમય પર્યંત નહિ ચાલ્યો હોય, એ વાત તો અનુભવસિદ્ધ છે કે જે લોકો વર્તમાન સમયમાં પ્રતિદિન ગીતાનો પૂરો પાઠ કર્યા કરે છે તેમને એથી વધારે સમય લાગતો નથી. જ્યાં સુધી શ્રી કૃષ્ણ અને અર્જુનનું શંકા સમાધાન થતું રહ્યું, ત્યાં સુધી બન્ને સેનાઓના પ્રબંધો એક બીજાની સૈનિક સ્થિતિનું અધ્યયન કરી રહ્યા

હોય, એમ પણ માનવાની આવશ્યકતા નથી કે બન્ને સેનાઓના સેનાપતિઓ અર્જુન અને શ્રી કૃષ્ણના સ ભાષણની રાહ જોતા ઉભા રહ્યા હોય, કેમ કે એટલા મોટા લશ્કરની યોજના કરી લેવી એ કાઈ એક બે મિનિટોનુ કામ નથી. એ સિવાય ઐતિહાસિક લડાઇઓથી એ પણ જણાઈ આવે છે કે સેનાના સેનાપતિઓ પોતપોતાના સૈન્યોની રચના કરતી વેળાએ એક બીજાના સૈન્યની ઘણીજ બારિક તપાસ કરવામા કેટલાય કલાકો વિતાવી દેતા હતા શ્રી કૃષ્ણ અને અર્જુનની વાતચીત બીજા યોદ્ધાઓના સાભળવામા આવતી નહોતી અર્થાત્—કહેવુ પડશે કે તે લોકોનુ ધ્યાન એમના તરફ નહોતુ સૌ એવાજ વિચારમા મગ્ન હતા કે અમારૂ આ જીવન સ કટ કેવી રીતે દૂર થાય, મતલબ એ કે યુદ્ધ ભૂમિનો વિસ્તાર, પોતપોતાના સૈન્યોની રચના, તેમનુ નિરિક્ષણ અને ધર્મયુદ્ધના નિયમ ઇત્યાદિ વાતોનો વિચાર કરતા એજ સિદ્ધ થાય છે કે ભારતીય યુદ્ધને પ્રથમ દિવસે યુદ્ધ શરૂ થતા પહેલાજ શ્રી કૃષ્ણ અને અર્જુને તત્વજ્ઞાન વિષયક ચર્ચામાં કલાક કે સવા કલાક વ્યતિત કરી દીધો તો તેમાં કાંઈ અસભવ જેવું નથી, અને એ રીતે રણભૂમિમા ગીતાનો ઉપદેશ કહેવાવો એ સ ભવિતજ છે

વારૂ, અમે માની લઇએ કે ગીતા જેવા આટલા મોટા સ વાદનું યુદ્ધ ભૂમિ ઉપર કહેવાવું સ ભવિત હતું, તો પણ આ તત્વજ્ઞાન પ્રધાન દાર્શનિક સ ભા પણ મહાભારતનું યુદ્ધ શરૂ થવાના બરાબર અણીના સમય ઉપર થવાનું કેટલે દરજ્જે વ્યાજબી માની શકાય છે, અર્થાત્ હવે અહિં એ પ્રસ ગ મહત્વનો અને વિચારવા જેવો છે કે ભગવદ્ ગીતા એટલે કે તેમાં પ્રતિપાદિત વાદવિવાદ યુદ્ધને સમયે પ્રાસગિક છે કે નહિ ?'

આ વિષયમા અમારૂ કહેવું એમ છે કે વ્યાસજીએ આ તત્વજ્ઞાનને મહાભારતમા ઘણીજ કુશળતા પૂર્વક યુદ્ધના પ્રાર ભમાજ સ્થાન આપ્યુ છે જ્યા લાખો મનુષ્યો મરવા મારવાને તૈયાર થયેલા હોય, ત્યાં સ ભવ છે કે ધાર્મિક હૃદયના મનુષ્યોને ખરે ખરજ મોહ થઇ જાય, તેથી એમા આશ્ચર્ય ન થાય—જો તેને એવો સદેહ થઈ જાય કે હુ જે કાઈ કરી રહ્યો છું તે ઉચિત છે કે અનુચિત ? જ્યાં સિવિલ વૉરની માફક આપસમા એક બીજાનું ગળુ કાપવાનો પ્રસગ આવી જાય, જ્યા ભિષ્મ અને દ્રોણ જેવા પૂજ્ય પિતામહ અને ગુરૂના તથા શલ્ય જેવા સદ્ભાવ્યોના માર્યા જવાનો પ્રસ ગ ઉપસ્થિત થઇ જાય, ત્યા સ્વજનોના નાશ થવાને કારણે, 'ધર્મશીલ' કહેવાવાને કારણે, અર્જુનના મનમા આવા પ્રકારનો મોહ થઈ જવો અત્યંત સ્વાભાવિક છે કે 'જો લોભથી અને હઠાથકી દુર્યોધનના ધ્યાનમા એ વાત નથી આવતી તો કઈ હરકત નહિ, પર તુ—અમારે તો એ વાત જરૂર સમજી લેવી જોઇએ, કેમકે અમે ધર્મશીલ છીએ'

જ્યારે બરાબર યુદ્ધને સમયે અર્જુનના આવા ભાવ થઇ ગયા ત્યારે તે સમયે ભગવાનનું એ જરૂરી કર્તવ્ય હતું કે તેઓ અર્જુનને અસામયિક વ્યામોહમા પડીને કર્તવ્યચ્યુત થતો બચાવે, એવા પ્રસગેજ તત્વજ્ઞાનની ચર્ચાને મહત્વ છે, જ્યારે રોગનો પ્રકોપ હોય ત્યારેજ એ ઔષધોપચાર કરવો યોગ્ય ગણાય નિરોગ અવસ્થામા આરામ ખુરસી ઉપર લાબા પગ કરીને પડી રહેલા મનુષ્યની સામે ઔષધિઓના ગુણોનું વર્ણન, તેની તે વિષયની જ્ઞાન વૃદ્ધિનું કારણ ભલે બની શકે પણ તેનો સફળ પ્રયોગ તો રુગ્ણાવસ્થામાંજ કહેવાથી થઇ શકે છે

એવીજ રીતે અર્જુનને યુદ્ધના પ્રારભમા

હવે જરા સાવધાન થઈને નાવ ચલાવ અને શીઘ્ર કિનારે પહોંચાડી દે, હું તને યથેષ્ટ ઈનામ આપીશ. આ પ્રમાણે જ્યારે તે નદીના ઉછળતા તરંગો જોઈને ઘણો ગભરાઈ જાય છે ત્યારે નાવિક કહે છે—મહાશય, આપ શા માટે આટલા વ્યાકુળ થાઓ છો, આ પવન તો આપણને અનુકૂળ છે તેથી આપણે ધાર્યા કરતાં ઘણા વહેલા ગંતવ્ય સ્થળે પહોંચી જઈશું, દેવતા આપણા ઉપર પ્રસન્ન છે, તેથીજ આવો અનુકૂળ વાયુ મળી રહ્યો છે, જો તેમ ન હોત તો પાર જવું મુશ્કેલ હતું. હવે આપ નિશ્ચિત રહો, બ્હીક લાગતી હોય તો સુઈ જાઓ. નાવિકની સલાહ માનીને તે ચુપચાપ સુઈ જાય છે, અને સપાટાબંધ ગંતવ્ય સ્થળે પહોંચી જાય છે. તમે લોકો એજ પ્રમાણે અજ્ઞાનવશ દુઃખથી ડરતા રહો છો, તમે નથી જાણતા કે એ દુઃખ, નાવને અનુકૂળ વાયુ સમાન તમારૂં સહાયક છે. કારણ કે પૂર્વ પ્રારબ્ધ જો આજ જન્મમાં ભોગવી લેવાય તો પછી આગળ કાંઈ બાકી ન રહે. આ પ્રકારથી દુઃખ, સંસાર સમુદ્રને ઉત્તીર્ણ કરવામાં સહાયતાજ કરે છે. જો એ દુઃખ ઉપસ્થિત ન હોય તો ગંતવ્ય સ્થળે પહોંચવામાં કેટલાએ જન્મોનું અંતર પડી જાય.

તેથી ભગવાન કહે છે કે—સત્વ સમાવિષ્ટ ત્યાગી એ છે કે જે અકુશળ કર્મનો દ્વેષ કરતો નથી. જે પ્રમાણે સકામ અને નિષિદ્ધ કર્મ બંધનકારક હોવાથી અકુશળ કર્મ છે, તેજ પ્રમાણે પૂર્વ જન્મનાં સંચય કરેલા-પ્રારબ્ધનાં સુખ દુઃખ પણ અકુશળ કર્મ છે. તેથી એવાં કર્મોને ખોટી ભાવનાથી નહી પણ અનાયાસ નિર્વિકાર ચિત્તથી ત્યાગી દો અને પૂર્વનાં કર્મ ફળને ભોગવવામાં કોઈ દુર્ભાવ કે હર્ષ વિષાદ ન માનો. અગર તમે એવા ત્યાગી બનો તો મૃત્યુને પણ જીતી લેશો. હનુમાનજી, કૃપાચાર્ય અને વિભીષણ આદિ તેથીજ 'ચિરંજીવ' પ્રસિદ્ધ છે કે સુખ દુઃખમાં સમાન રહીને નિષ્કામ કર્મ કરતા પ્રભુના અહૈતુક કૃપાભિલાષી થઈ ગયા, તેથી તેમને મૃત્યુએ બક્ષીસ આપેલી છે. એજ પ્રમાણે વાસના રહિત નિષ્કામ કર્મોના બળ ઉપર એ બ્રાહ્મણનાથી મૃત્યુને પણ હારીને બેસી રહેવું પડ્યું, તેણે ઘણાએ માથાં પટક્યાં, પણ કાંઈ વળ્યું નહી. એ મૃત્યુને પણ હરાવનારનો ઇતિહાસ આ પ્રકારનો છે.

એક સત્યપુર નામના નગરમાં પરમ ધર્માત્મા આકાશજ નામનો બ્રાહ્મણ રહેતો હતો. સદાએ ધ્યાન ભજનમાં તત્પર રહેવું અને બાકીના સમયમાં પ્રજાઓના હિતમાં લાગેલા રહેવું, એ તેનું સ્વભાવસિદ્ધ કામ હતું. એવી જીવનચર્યા વિતાવતાં ઘણો સમય નિકળી ગયો. તેની આગળ પાછળ કોઈ નહોતું. તે એકલોજ નૈષ્ઠિક વર્ણી અગર વાનપ્રસ્થ રૂપથી પોતાના નિષ્કામ વાસના-રહિત અનુષ્ઠાનમાં દ્દઢતાથી લાગ્યો રહેતો હતો. આ પ્રકારે રહેતા રહેતાં યુગ પૂરો થવા આવ્યો પણ તેનો વાળ પણ વાંકો થયો નહી. એ દેખીને મૃત્યુને ઈર્ષા તો ઘણીએ આવતી હતી. પણ એને એટલો વખત નહોતો કે આ બ્રાહ્મણને સારૂ તે પ્રયત્ન કરી શકે. મૃત્યુને એ ઘણું ખટકવા લાગ્યું કે, એ બ્રાહ્મણ પોતાના જેવા મૃત્યુ સુરક્ષિત લોકોનો સંપ્રદાય વધારીને પોતાના કામમાં વખતે ખલેલ ઉભું કરશે. મૃત્યુથી એ બ્રાહ્મણ પોતાની પકડ બહાર રહે, એ વાત સહન થઈ શકી નહી. એટલે તે ખિન્ન થઈને વિચારવા લાગ્યું—હું અક્ષય છું, કમથી સર્વ પ્રાણીઓનો સંહાર કરવાને શક્તિમાન છું. તો પછી હું આ આકાશજ બ્રાહ્મણનો પણ કેમ કોળીઓ ન કરૂં? જેમ પત્થર ઉપર તલવારની ધાર કુંઠિત થઈ જાય છે; તેમજ મારી શક્તિ તેના ઉપર કુંઠિત થઈ જાય છે. તો પણ આખરે તે મર્ત્યલોકનો મનુષ્ય તો છેજ, તેથી મારો ગ્રાસ બનવાનો ધર્મ તો તેનામાં હોવોજ જોઈએ, એવો વિચાર કરીને મૃત્યુ, નિરમંત્ર અને નિષ્કામ કર્મ રૂપ ગિરિ દુર્ગોથી વેષ્ટિત તેના સત્યપુર નામક નગરમાં જઈ પહોંચ્યું. કારણ કે કોઈ પણ અભિ-

જ્ઞાની પુરુષ પોતાના કર્મ કરવાના ઉદ્યોગનો ત્યાગ કરતો નથી. તે પછી મૃત્યુ જ્યાં આકાશજ વિપ્રના નગરમાં પેસવાનો પ્રયત્ન કરવા લાગ્યું કે તરતજ સમાધિમાં ઉપસ્થિત બનનારાં વિઘ્નોને ટાળવાને માટે દિગ્બન્ધ રૂપથી સ્થાપિત પ્રલયાગ્નિ મૃત્યુનો ભક્ષ કરવાને ભભૂકી ઉઠ્યો. તો પણ હિંમત કરીને મૃત્યુ, અગ્નિ જ્વાળાઓની પરંપરાને ભેદીને જેમ તેમ કરીને અંદર પેસી ગયું અને આકાશજને દેખીને બલપૂર્વક વિકરાળ હાથે પકડવાની ચેષ્ટા કરવા લાગ્યું. પણ જ્ઞાનશીલ આદમી ગમે તેટલો બળવાન હોય તો પણ સંકલ્પથી કલ્પિત ભૂતથી કરીને તેને પકડી શકતો નથી, તેવીજ રીતે સામે વિદ્યમાન એ આકાશજને મૃત્યુ પોતાના અસંખ્ય હાથથી પણ પકડી શક્યું નહિ. તેથી હતાશ થઈને તે પાછું ફર્યું. અને સંશયને દૂર કરનારા પોતાના પ્રભુ યમરાજને શરણે આવીને પૂછ્યું કે—હે વિભો, હું આકાશજ બ્રાહ્મણને ખાવાને કયા કારણથી સમર્થ નથી?

યમરાજે કહ્યું—હે મૃત્યુ, તું એકલો પોતાના બળથી કોઈને પણ મારવાને સમર્થ નથી. જેને તું મારે છે, તેને વાસ્તવમાં તેનાં કર્મજ મારે છે. તારી શક્તિનું બીજું કોઈ કારણ નથી. તેથી તેને જો તું મારવાનું આવશ્યક સમજતું હોય તો બલપૂર્વક તેનાં કર્મોની ખોળ કર. તેમની મદદથી તું તેને સહેલાઈથી મારી શકીશ. પછી મૃત્યુ તેનાં કર્મોની ખોજમાં તત્પર થઈને સમસ્ત દેશ દેશાંતર, દિગ દિગંતર, તળાવ, નદીઓ, વન, જંગલ પર્વત, સમુદ્ર તીર, દ્વીપ દ્વીપાંતર, નગર, કસ્બા, ગામ, રાષ્ટ્ર અને સર્વ રહેઠાણોમાં ફરું ભાઈ રહ્યું. તે ભૂદ જુદા પ્રદેશ જોવાને નહીં પરંતુ એ જાણવા તે પહેલાં ક્યા દેશમાં કેવાં કેવાં કર્મ કરેલાં છે તે જોવાને સારુ. આ કામ કરવામાં પોતાનું આવશ્યક કૃત્ય મારણ કર્મમાં સંકોચ પડવાથી તેને ઘણી તકલીફ વેઠવી પડી, તો પણ સંપૂર્ણ ભૂમંડળમાં ભમતાં પણ ઉક્ત મૃત્યુને આકાશજ વિપ્રનું કોઈ પણ મારક કર્મ હાથ લાગ્યું નહીં.

પછી સર્વ જાતિને જાણનારા યમરાજ પાસે આવીને મૃત્યુએ પૂછ્યું (કારણ કે સંકટ આવવાથી બાળકને માતા સમાન, મૃત્યુને પોતાના પ્રભુનોજ આશ્રય હોય છે) કે—પ્રભો, આકાશજ વિપ્રનાં કર્મ ક્યાં છે તે મને બતાવો આ પ્રશ્નનો ઘણો કાળ વિચાર કર્યા પછી યમરાજે જવાબ દીધો—હે મૃત્યુ, આકાશજનાં પોતાનાં કાંઈ કર્મ છેજ નહીં એ પોતાને માટે કોઈ પણ કર્મ કરતોજ નથી તેમજ કોઈનું સારું કે કોઈનું ખોટું ઇચ્છતો પણ નથી જાણે કે તે શુદ્ધ આકાશમાંથીજ ઉત્પન્ન થએલો હોય એમ લાગે છે. તે એટલો તો નિર્મળ છે કે તેના મરણને માટે મૃત્યુને મદદ કરનાર અભિમાન, રાગ, દ્વેષ આદિ કોઈ આયતન કર્મ પણ નથી, અને તેનાં સંચિતનો, જ્ઞાનથી તથા આધ્યાત્મિકોના બીજના અભાવથી ક્ષય થઈ ગયેલ છે અને તેનો પરાર્થ (પરમાર્થ) શુભ પ્રારબ્ધ, તેને મારવામાં મદદ નથી કરી શકતું. તેથી હે મૃત્યો, તું તેના ઉપર આક્રમણ કરવાનો પ્રયત્ન છોડી દે, જેવી રીતે કોઈ પણ વ્યક્તિ આકાશને પકડી શકતી નથી, તેવીજ રીતે તું કર્મોથી અલિપ્ત આ આકાશજને મારી શકીશ નહીં. યમરાજનાં વચન સાંભળીને મૃત્યુને ઘણી નવાઈ લાગી અને તે ઉદાસ થઈને પોતાને ઘેર પાછું ગયું આ ઉપાખ્યાનનું એ તાત્પર્ય છે કે, સુખ દુઃખને પોતાનો ધર્મ સમજનારા અજ્ઞાનીજ મૃત્યુનો ગ્રાસ બને છે, તત્વજ્ઞાની નહીં, તેઓ તો આકાશજ દ્વીજની પેઠે ચિન્માત્ર સ્વરૂપમાંજ સ્થિત રહે છે એવાનેજ સાચા જ્ઞાની પુરુષો કહે છે કે તેઓ પોતાની કુશળ બુદ્ધિથી કર્તવ્યાકર્તવ્યનો બરાબર નિશ્ચય કરી લે છે. કર્મ કરવાની રીતના સંબંધમાં તેમને કોઈ પણ વાતનો સંદેહ રહેતો નથી. જે કરે છે તે આત્મ વિશ્વાસથી કરે છે, કર્તવ્ય બુદ્ધિથી કરે છે, નિ શંક થઈને ઉત્તમ રીતિથી કરે છે. એથી, છિન્ન સંશય અને સત્વ સમાવિષ્ટ એ બન્ને

# ગીતાધર્મ મેળવવાનું ઠેકાણું.

૧ મુંબઈ, ગીતાધર્મ, ઑફીસ શેઠ છગનલાલ નાગરદાસ, મુલજીભાઈ બીલ્ડીંગ. સી૦ પી૦ ટેંક.
૨ મુંબઈ, શ્રી નગીનદાસ ફુલચંદ ચિનાઈ, ચીનાઈ બીલ્ડીંગ, મસજીદ બંદર રોડ.
૩ મુંબઈ, આર૦ મદનલાલ ની, કંપની ઈશ્વરનીવાસ ખેતવાડી મેઈ નં૦૫ સેંડહર્સ્ટ રોડ.
૪ મુંબઈ, શાહ સુંદરજી ભગવાનજી, પ્રૉ૦ મગનલાલ, સુંદરજી, માધવબાગ દરવાજા સામે લાલબાગ.
૫ અમદાવાદ, ગીતામંદિર, આસ્ટોડિયા દરવાજા બહાર. ગીતા મદીર, રોડ.
૬ અમદાવાદ, ડૉ૦ નવનીતરાય પુરૂષોત્તમદાસ વ્યાસ, ગીતા નિવાસ, સારંગપુર, તલીયાની પોળ.
૭ અમદાવાદ, પારી લાલભાઈ, નરસીભાઈ, ત્રોંક બજાર, માણેક ચોક.
૮ વડોદરા, મણીભાઈ જસભાઈ દેસાઈ, સુલતાનપુરા,
૯ વડોદરા, સ્વામી આત્માનંદજી મહારાજ, ગીતામંદિર, ગેઆગેટ રોડ.
૧૦ વડોદરા, જગજીવનદાસ હરગોવિંદદાસ બુકસેલર, રાવપુરા રોડ, લીમડાપોલને નાકે.
૧૧ ખંભાત, રા, મંગલદાસ. મગનલાલ માસ્તર, વડા વાસુદેવની પોલ.
૧૨ સુરત, ભાનુશંકર હરજીવનશર્મા વિઠ્ઠલવાડી નાણાવટ.
૧૩ આણંદ, પટેલ ગોરધનભાઈ શામલદાસ માસ્તર
૧૪ ભરૂચ, મહેતા, નાથાલાલ કાલીદાસ. મદમદપુરા.
૧૫ ભરૂચ, હીરાલાલ ઠાકોરલાલ, મેનેજર, જ્ઞાનોદય પ્રેસ.
૧૬ નડીયાદ, અંબાલાલ ડાહ્યાભાઈ, માસ્તર, લખાવાડ.
૧૭ દાહોદ, ભટ્ટ સોમેશ્વરભાઈ રાજારામ.
૧૮ નવસારી, શેઠ હરગોવિંદદાસ, કે. મોટાબજાર.
૧૯ ડભોઈ, શેઠ ચુનીલાલ ગિરધરલાલ જીનવાલા.
૨૦ મહેમદાવાદ, જોશી, ગટોરલાલ છગનલાલ, ઘીવાડ
૨૧ પેટલાદ, કાછિયા મોતીલાલ જેઠાલાલ, વડકુવા પ
૨૨ પાદરા, પરસોતમદાસ, મનસુખદાસ, બજારમાં
૨૩ ગોધરા, આશાભાઈ, શ્રીરામકૃષ્ણ ઑઈલ મિલ્સ
૨૪ સંખેડા, બક્ષી જેઠાલાલ કેશવલાલ, બજારમાં.
૨૫ કોયલી, અમૃતલાલ કાલીદાસ ઠક્કર.
૨૬ રાજકોટ, એમ. જી. કોટેચા, ટાઉનહૉલ પાસે, રમેશ સ્ટુડીયો.
૨૭ રાજપીપલા, ભગવાનજી રામદાસ, સ્ટેશન રોડ.
૨૮ ઉમરેઠ, ભટ્ટ સોમેશ્વરભાઈ રાજારામ, ચોકસીની પોળને નાકે.
૨૯ ભુજ, ડૉ૦ બી. એન. છાયા, છાયા હોમિયોપેથિક ડિસ્પેંસરી.
૩૦ બાજવા, શેઠ હીમતભાઈ રણછોડદાસ ઠક્કર.
૩૧ અમરેલી, મુલશંકરભાઈ જગજીવનદાસ, ત્રિવેદ નાગનાથ દરવાજા.
૩૨ કલોલ, ચીમનલાલ ત્રીકમલાલ શાહ, સ્ટોરકીપ ધી છોટાલાલ મિલ્સ, લીમીટેડ.
૩૩ ભાવનગર, શેઠ મગનલાલ નાનાભાઈ, મોતીબાગપાસે
૩૪ ધર્મજ, મણીભાઈ, જી. પટેલ. ગિરધર ભુવન.
૩૫ માંડવી(કચ્છ) શેઠ મથુરાદાસ પુરૂષોત્તમદાસ કચરાણી
૩૬ ધોલકા, ત્રીકમલાલ એ૦ વકીલ.
37 Mombasa.—Chunibhai Magganbhai. Amin C/o The Bombay. Trading Stores. P. o. Box. No. 354.
38 Johannesburg—Raojeebhai. Chunibhai. P. o. Box. No. 4838.
39 Johannesburg—Ashabhai Gordhanbhai. patel. P. o. Box. No 6220.

---

ઉપર લખેલાં સ્થળોએ સેવાભાવી ગીતાપ્રેમી ભાઇઓ કામ કરે છે જેથી ગ્રાહક ભાઇઓને હમારી ખાસ વીનન્તી છે કે આપ લવાજમ તેમને ત્યાં ભરી દઈ જાન્યુઆરીનો પહેલો અંક ( ગી૦ ગો૦ ભાગ, ૫, નું પુસ્તક ) તેમને ત્યાંથી મેળવી લેશો જેથી આપના તેમ કાર્યાલયના ખર્ચમાં બચાવ કરશો અને આપને સારી હાલતમાં ત્યાંથી પુસ્તક મળશે.

વ્યવસ્થાપક—
ગીતાધર્મ, કાશી.

# ગીતાના યોગ

શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં જ્ઞાનયોગ અને કર્મયોગ પ્રધાન છે મનુષ્યશરીર સ્વભાવથીજ કર્મશીલ છે એટલા માટે કર્મયોગીયોને માટે ગીતાજ ગુરૂ છે, પણ એ કહેવામા આવે કે ગીતા જ્ઞાનિયોની ચીજ છે, તો પણ અનુચિત નથી.

જે મહર્ષિ વ્યાસજીએ ગીતા દ્વારા જ્ઞાનયોગ, કર્મયોગ અને ભક્તિયોગનો ક્રમશ સત્ય શિવ, સુંદર માર્ગ બતાવ્યો છે, તેજ પ્રાત સ્મરણીય વ્યાસજીએ શ્રીમદ્‌ભાગવત દ્વારા ભક્તિયોગને અતિમ રૂપથી વધારે પરિપુષ્ટ કરતા તેનો નિર્ગુણ માર્ગ બતલાવ્યો છે જ્ઞાનયોગ, કર્મયોગ અને ભક્તિયોગના ઉપદેશક એકજ આચાર્ય છે, એટલા માટે આ ત્રણે યોગોનું એકજ લક્ષ્ય છે—જુદા જુદા માર્ગો દ્વારા શ્રી ભગવાનની આજ્ઞાનું પાલન કરવું

અગર એમ કહેવામાં આવે કે ગીતા વાચનાર અને સાંભળનાર સજ્જન અર્જુન બની રહે છે, તો એ કથન અનુચિત થશે ખરેખર તો ગીતા વાંચી સાંભળીને જે કર્મબંધનથી છુટી જાય છે, તેઓનું વાચવું સાંભળવું સાર્થક છે

આજે ઘોર કલિયુગનું ચક્ર ચાલી રહ્યું છે અન્ય યુગોથી એ એટલા માટે શ્રેષ્ઠ છે કે એમા કર્મયોગની પ્રધાનતા છે આજકાલ જે કર્મની કસોટી પર પૂરા ઉતરે છે તેજ ધન્ય છે

—સ્વામી વિદ્યાનંદ.

---

શ્રીમત્ પ૦ પ૦ શ્રી૦ ૧૦૮ જગદ્‌ગુરૂ મહામંડલેશ્વર સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજનું ઠેકાણું૦ કરણપરા સ્ટ્રીટ ન૦ ૨ મુ૦ રાજકોટ ( કાઠિયાવાડ )

ત્યાર પછી કદાચ ગીતાજયન્તીના અવસર ઊપર—

અમદાવાદ—ગીતા મંદીર આસ્ટોડીયા દરવાજા બહાર ( ગુજરાત )

વડોદરા—ગીતામંદિર, ગોયાગેટ રોડ ( ગુજરાત ) માં રહેશે

REGISTERED NO. A15

# गीता के योग

श्रीमद्भगवद्गीता में ज्ञानयोग और कर्मयोग प्रधान हैं। मनुष्यशरीर स्वभाव से ही कर्मशील है इस लिए कर्मयोगियों के लिए गीता ही गुरु है, पर यह कहा जाय कि गीता ज्ञानियों की चीज है, तो भी अनुचित न होगा।

जिन महर्षि व्यासजी ने गीता द्वारा ज्ञानयोग, कर्मयोग और भक्तियोग का क्रमशः सत्य, शिव, सुन्दर मार्ग दिखलाया है, उन्हीं प्रातःस्मरणीय व्यासजी ने श्रीमद्भागवत द्वारा भक्तियोग को अन्तिम रूप से और भी परिपुष्ट करते हुए उस का निर्गुण मार्ग दिखलाया है। ज्ञानयोग, कर्मयोग और भक्तियोग के उपदेशक एक ही आचार्य हैं, इस लिए इन तीनों योगों का एक ही लक्ष्य है—भिन्न भिन्न मार्गों द्वारा श्री भगवान् की आज्ञा का पालन करना।

यदि यह कहा जाय कि गीता पढ़ने और सुननेवाले सज्जन अर्जुन बन रहे हैं तो यह कथन अनुचित होगा। वास्तव में गीता पढ़ सुनकर जो कर्मबन्धन से छूट जाते हैं, उन्हीं का पढ़ना सुनना सार्थक है।

आज घोर कलियुग का चक्र चल रहा है। अन्य युगों से यह इसी लिए श्रेष्ठ है कि इस में कर्मयोग की प्रधानता है। आजकल जो कर्म की कसौटी पर खरा उतरता है वही धन्य है।

—स्वामी विद्यानन्द

---

श्रीमत् प. प. ब्र. लो. गी. श्री १०८ जगद्गुरु महामण्डलेश्वर स्वामी श्री विद्यानन्दजी महाराज

का पता ठे० करणपरा स्ट्रीट नं० ७, मु० राजकोट ( काठियावाड )

इस के बाद गीताजयन्ती के अवसर पर—

अहमदाबाद—गीतामन्दिर आस्टोडिया दरवाजा बहार ( गुजरात )

बड़ौदा—गीतामन्दिर, गोयागेट रोड, ( गुजरात ) शायद रहेंगे।